# હિંદની મહાન સ્ત્રીઓ

અથવા

"ભારતનાં સ્ત્રીરત્નો" ગ્રંથ ૧ લામાંનાં
કેટલાંએક સ્ત્રીરત્નો.

---

સુધારા વધારા સાથે—આવૃત્તિ પહેલી.

---

લેખકઃ—શ્રીયુત્ શિવપ્રસાદ દલપતરામ પંડિત.
બારાં (કોટા રાજ્ય)

---

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની સંમતિથી
સદ્દગત સ્વધર્મપત્ની સૌ. રામકુંવરબાઇના સ્મરણાર્થે લોહાણા સ્ત્રીઓને ભેટ આપવા સારૂ
પ્ર૦ ૧૦૦૦ છપાવી પ્રસિદ્ધ કરનાર,
મુરારજી આણંદજી તન્ના બી. એ. એલ. એલ. બી.
મુ. ભાવનગર.

---

સંવત ૧૯૬૮. કિંમત મફત.

અમદાવાદ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકોની ખામી છે. અને ઉચ્ચ કોટિનાં જીવન ચરિત્રોના સાહિત્યના પ્રચારથી–વાંચનથી, ઉત્તમ સંસ્કારોની, અને તેથી ઉત્તમ વિચારો તથા આચારોની જાગૃતિ, વૃદ્ધિ, દઢતા અને સ્થિતિ, માનવ હ્રદયોમાં–જનસમાજમાં પ્રવર્તે છે. આવાં પુષ્કળ સંક્ષિપ્ત તેમ વિસ્તૃત ચરિત્રો તૈયાર થઇ તેનો પુષ્કળ પ્રચાર થએલો જોવાની ઇચ્છાને યોગે, હાલ નોકરીને અંગે કોટા નિવાસી શ્રીયુત્ શિવપ્રસાદ દલપતરામ પંડિતે “ભારતનાં સ્ત્રીરત્નો” એ નામનું પુસ્તક લખી તૈયાર કર્યું, અને સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે તે પ્રસિદ્ધિમાં મૂકયું. એ પુસ્તકનાં પ્રાચીન યુગનાં રત્નોનાં અંગમાંથી અમુક ચરિત્રો જુદાં કહાડીને આ પુસ્તકમાં છપાવવામાં આવ્યાં છે.

વિના મૂલ્યે ભેટ આપવા સારૂ આ પુસ્તક છપાવવાની સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે મને અનુમતિ આપવા કૃપા કરી તે માટે ઉક્ત કાર્યાલયનો તથા તેના મંત્રી પૂજ્ય સ્વામી શ્રી અખંડાનંદજીનો તેમજ લેખક શ્રીયુત્ શિવપ્રસાદભાઇનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

આ સંયોગોમાં પ્રસ્તાવના રૂપે હું પોતે કાંઈ લખું તે કરતાં વિદ્વાન લેખકની પ્રસ્તાવનામાંથીજ હેઠળનો જરૂરી ઉતારો કરી સંતોષ માનીશ.

‘ભારતનાં સ્ત્રીરત્નો’ નું આ પ્રથમ પુસ્તક સહૃદય ગુર્જર

ભગિનીઓની સેવામાં સમર્પિત કરીને આજે હું કૃતાર્થ થયો છું.

આ પુસ્તક દ્વારા ગુજરાતી બ્હેનોની યત્ કિંચિત્ પણ સેવા થઇ શકશે તો ત્હેના યશના અધિકારી 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના પરમ ઉત્સાહી મંત્રી, ગુર્જર ગિરાના અનન્ય શુભચિંતક સ્વામી શ્રી અખંડાનંદજીજ ગણાશે. ત્હેમની અમૂલ્ય સૂચનાઓ અને પ્રોત્સાહન વગર આ કાર્ય મ્હારાથી કદી આટલા ટુંકા સમયમાં સમાપ્ત થઇ શકત નહિ.

વાંચક બન્ધુઓ અને ભગિનીઓ! પ્રત્યેક કાર્ય કરવા સારૂ મનુષ્યને સારા આદર્શની જરૂર પડે છે. એકાદ ચિત્ર આલેખતાં પહેલાં કોઇ સારા ચિત્રનું અવલોકન કરવાની આવશ્યકતા પડે છે. સુંદર અક્ષર લખતાં શિખવું હોય તો સારી હસ્કત શિક્ષક કોપીબૂક વગર ચાલતું નથી; ત્હેવીજ રીતે મનુષ્યને ઉત્તમ ચરિત્રવાન્ થવું હોય તો ત્હેણે સારા મનુષ્યોનાં ચરિત્રને આદર્શસ્થાને રાખવાં પડે છે.

ભારતના રત્નભંડારમાંથી થોડાંક સ્ત્રીરત્નો ત્હમારી સમક્ષ મૂકવામાં આવ્યાં છે. એમના ચરિત્રમાં ઐતિહાસિક અંશ કેટલો છે એનો નિર્ણય કરવાનું કામ વિદ્વાન્ તત્ત્વવેત્તા અને ઇતિહાસવેત્તાઓનું છે. પરંતુ એટલું તો નિશ્ચયજ છે કે જે ધર્મશાસ્ત્રો અને પ્રાચીન ગ્રંથોમાં એ ચરિત્રો મળી આવે છે, તે શાસ્ત્રો અને ગ્રંથો, શતાબ્દીઓ થયાં ભારતવાસી સ્ત્રીપુરૂષોની શ્રદ્ધા અને ભક્તિરૂપી પ્રેમપુષ્પાંજલિ પ્રાપ્ત કરતાં આવ્યાં છે. ભારતવાસીઓના ચરિત્રપઠનમાં એ ચરિત્રોએ—પછી ભલે ત્હેમને દંતકથા કહો કે ઇતિહાસ કહો—ઘણી અગત્યની મદદ આપી છે. એમના ચરિત્રમાંના જે વિષયો આ વૈજ્ઞાનિક યુગમાં ત્હમને

અતિશયોકિતના રંગથી રંગેલા, અને બુદ્ધિ તથા તર્કને અગમ્ય, તેમજ અસંભવિત જણાય ત્હેમનો ત્યાગ કરજો; પણ એમાં રહેલા સારરૂપ અંશનો સ્વીકાર કરતાં સંકોચાશો નહિ.

ભારતવાસી રમણીઓને અનુકરણ કરવા યોગ્ય સન્નારીઓનાં ચરિત્રો પૃથ્વીના દરેક દેશમાં અને દરેક યુગમાં મળી આવશે પરંતુ વિજાતીય સન્નારીઓના આદર્શનું પૂર્ણ રૂપે અનુસરણ કરવું ભારતવાસી સ્ત્રીઓને માટે સંભવિત અને અનુકૂળ નથી. પ્રત્યેક દેશનાં હવા પાણીમાં થોડો ઘણો ભેદ હોય છે તેમ પ્રત્યેક જાતિના અને પ્રત્યેક યુગના આદર્શમાં પણ થોડો ઘણો ભેદ હોય છે. પ્રત્યેક જાતિના આદર્શની તુલના કરતી વખતે ત્હેમના રીતરિવાજ, ત્હેમના સંયોગો, ત્હેમની ધાર્મિક ભાવનાઓ, ત્હેમનાં શાસ્ત્રો, ત્હેમની પરંપરાગત ભાવનાઓ વગેરે વાતો ધ્યાનમાં લેવી જોઇએ, અને ત્યારપછી ત્હેમના ચરિત્રમાંના સારાંશો બની શકે તેટલી રીતે ગ્રહણ કરવા જોઇએ.

ભારતવર્ષમાં જયાં જયાં અને જ્યારે જ્યારે વિદેશીય આદર્શોનું સર્વાંશે અનુકરણ કરવાનો પ્રયત્ન થયો છે, ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે ત્હેનાં ફળ જનસમાજને સંતોષ ઉપજાવે એવાં નીવડયાં નથી. આપણા દેશની મહિલાઓએ ત્હેમના જીવનને ઉત્કૃષ્ટ બનાવવું હોય તો ત્હેમણે પ્રાચીન ભારતવર્ષની સન્નારીઓના દ્રષ્ટાંતનું અનુકરણ કરવું જોઇએ. ગાર્ગી, મૈત્રેયી, સીતા, સાવિત્રી આદિ સન્નારીઓને આદર્શસ્થાને સ્થાપવી જોઇએ. એમના ચરિત્રનું મનન કર્યાથી ભારતવાસી સ્ત્રીઓને નિઃસંદેહ ઘણો લાભ થશે. અલબત એ અનુકરણ બિલકુલ આંખ મીંચીને ન થવું જોઇએ. ઉર્દુ કહેવતમાં જહેને 'લકીર કે ફકીર' કહે

છે, ત્હેવા ન બનવું જોઇએ. એ સન્નારીઓના સમયમાં અને હાલના સમયમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. હાલનું હિંદુસ્થાન કાંઇ વૈદિક યુગનું ભારતવર્ષ રહ્યું નથી. એ સમયના દ્રષ્ટાન્તોનું પૂર્ણપણે એટલે કે દરેક ન્હાની અને નજીવી વિગતોમાં અનુકરણ કરવાની જરૂર નથી. જનક અને યાજ્ઞવલ્કયના સમયના રીતરીવાજ આજ કાલના હિન્દુસમાજમાં પ્રચલિત નથી, વૃક્ષોની છાલ પહેરીને, ફળ અને કંદમૂળનો અહાર કરીને, વનવાસમાં જતા ધનુર્ધારી પતિની સાથે વનમાં અને નિર્જન પર્વતોમાં વિચરવાનો પ્રસંગ વીસમી શતાબ્દીની રમણીઓને પ્રાપ્ત થવાનો નથી. પતિની પાછળ દેહોત્સર્ગ કરવાનો પ્રસંગ રહ્યો નથી અને રહેવો જોઇએ પણ નહિ. પરન્તુ બદલાયેલા સંયોગોમાં પણ પ્રાચીન ભારતની સ્ત્રીઓના ઉત્તમોત્તમ ગુણોનું અનુકરણ આજની સ્ત્રીઓ કરી શકે એમ છે. સાવિત્રીની સરળતા, સીતાની સ્વામીપરાયણતા, દ્રૌપદીની તેજસ્વિતા, મૈત્રેયીની ધર્મજીજ્ઞાસા, જનાનું આત્મસન્માન, બૌદ્ધસેવિકા સ્ત્રીઓની સેવા પરાયણતા આદિ સદ્‌ગુણોનું યથાસાધ્ય અનુસરણ કરીને ભારતવાસી નારીઓ ત્હેમના જીવનને મહત્વયુક્ત બનાવી શકે એમ છે.

વાંચક ભગિનીઓ! 'આદર્શ સન્નારીઓ કેવળ અતિ પ્રાચીન યુગમાંજ થઈ ગઇ છે; કલિયુગમાં તો સતીઓનો આવિર્ભાવ થઇ શકેજ નહિ. એતો સત્યયુગની દેવીઓ હતી અને હમે તો પામર, દેહધારી નારીઓ છીએ' એવો ભૂલભરેલો મિથ્યા વિચાર એક ક્ષણને માટે ત્હમારા પવિત્ર હૃદયમાં થવા દેશો નહિ; આત્માની ઉન્નતિ કરવા ઇચ્છિનારને સારૂ આજે પણ સત્યયુગ પ્રવર્તી રહ્યો છે.

સર્વ કાળ અને સર્વ દેશમાં વ્યાપી રહેલા જગન્નિયંતા પરમાત્માની કરૂણાવૃષ્ટિ આજે પણ ત્હમારા ઉપર એવી ને એવીજ થઇ રહી છે. ખરા અંતઃકરણથી, શુદ્ધ, સાત્વિક, વિદુષી, ભક્ત, પરોપકારી અને પતિવ્રતા બનવાનો સંકલ્પ કરો એટલે ભક્ત-વત્સલ ભગવાન્ ત્હમને પણ પ્રાચીન યુગની સન્નારીઓની માફક, યોગ્ય સહાય આપવા સદા તત્પરજ રહેશે.

ભારત વર્ષના મધ્ય યુગમાં જેને સાધારણ રીતે લોકો ઐતિહાસિક યુગના નામથી ઓળખે છે, ત્હેમાં પણ અનુકરણ કરવાયોગ્ય, આદર્શરૂપ સદ્‌ગુણી સન્નારીઓનો અભાવ નથી. એટલુંજ નહિ પરન્તુ છેક આધુનિક યુગમાં પણ એવી અનેક સન્નારીઓ થઇ ગઇ છે, કે જેના સદ્‌ગુણોનું અનુકરણ કરીને ત્હમે ત્હમારા જીવનનું સાર્થક કરી શકો છો. સદ્‌ભાગ્યે ભારતની વિદ્યમાન સન્નારીઓમાંની પણ અનેક પોતાના ઉત્તમ ચરિત્રનો દિવ્ય પ્રકાશ ચારે તરફ પ્રસરાવી રહી છે. ગુજરાતી બ્હેનો ! ત્હમે પણ ઉચ્ચ સદ્‌ગુણોથી ત્હમારા આત્માને વિભૂષિત કરો અને વર્તમાન યુગના આદર્શ પ્રમાણે ત્હમારા કર્તવ્યનું યથાર્થ પાલન કરીને ત્હમારાં માનવ જીવનને સફળ કરો, કે જેથી ભવિષ્યના લેખકો અને ચિત્રકારોને ત્હમારાં ઉજ્વલ ચરિત્રો આલેખવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય ? અસ્તુ !"

અંતમાં લેખક તથા પ્રકાશક ઉભયનો ફરીથી અંતઃકરણ-પૂર્વક ઉપકાર માનું છું.

ભાવનગર.<br>નવેમ્બર ૧૯૧૨. } મુરારજી આણંદજી તન્ના.



# । पति स्तोत्रम् ।

नमः कान्ताय भर्त्रे च शिवचन्द्रस्वरूपिणे ।
नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥

શિવ અને ચન્દ્ર સ્વરૂપ કાન્ત ભર્તાને નમસ્કાર હો. શાન્ત, દાન્ત, અને સર્વ દેવના આશ્રય રૂપ પતિને નમસ્કાર ! (૧)

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

બ્રહ્મરૂપ, સતીના પરપ્રાણરૂપ, નમસ્કાર કરવા યોગ્ય, પૂજ્ય અને હૃદયના આધાર તમને નમસ્કાર ! (૨)

पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानन्ददायिने ॥

પાંચપ્રાણના અધિદેવ, આંખની કીકી રૂપ, જ્ઞાનના આધારરૂપ અને પત્નીને પરમ આનંદ આપનાર પતિને નમસ્કાર હો. (૩)

पति ब्रह्मा पति र्विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूपो नमोस्तुते ॥

પતિજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર છે એજ નિર્ગુણ આધાર અને બ્રહ્મરૂપ છે તેને નમસ્કાર હો. (૪)

क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानकृतश्च यत् ।
पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व च ॥

હે ભગવાન જાણે અજાણે કરેલા ( મારા ) અપરાધને ક્ષમા

કરો ! હે પત્નીના બન્ધુ, હે દયાસાગર, દાસીના દોષને ક્ષમા કરો. (૫)

इदं स्तोत्रं महापुण्यं सृष्ट्यादौ पद्मया कृतम् ।
सरस्वत्या च धरया गंगया च पुरातनम् ॥
सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः ।
पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकराय च ॥
मुनीनाञ्च सुराणाञ्च पत्नीभिश्च कृतं पुरा ।
पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥
इदं स्तोत्रं महापुण्यं या शृणोति पतिव्रता ।
नरो वापि च नारी वा लभते सर्ववांछितम् ॥
अपुत्रो लभते पुत्रं निर्धनो लभते धनम् ।
रोगी च मुच्यते रोगाद्बद्धो मुच्येत बन्धनात् ॥
पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ।
इदं जप्त्वा सती भक्त्या भुङ्क्ते सा तदनुज्ञया ॥

આ સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં પદ્માએ કરેલું. આ પુરાતન સ્તોત્ર સરસ્વતી, ધરા અને ગંગા તેમજ સાવિત્રી પણ બ્રહ્માને ખુશી કરવા હમેશાં પઠન કરતાં. શંકરને ખુશી કરવા પાર્વતી પણ કૈલાસમાં આ સ્તોત્રનો પાઠ કરતાં, તેમજ દેવતાઓ અને મુનિઓની સ્ત્રીઓ પણ પહેલાં આ સ્તોત્રનો પાઠ કરતી. આ સ્તોત્ર સર્વ પતિવ્રતાઓનું શુભ કરનાર છે. જે પતિવ્રતા આ સ્તોત્રનું શ્રવણ કરે અથવા જે નર નારી આનો પાઠ કરે તે સર્વ વાંચ્છિત ફળને પામે છે. આ સ્તોત્રના પાઠથી અપુત્રને પુત્ર

ને નિર્ધનને ધન મળે છે, રોગી રોગથી અને બંધિવાન બંધનથી મુક્ત થાય છે, પતિવ્રતા આનો પાઠ કરવાથી તીર્થસ્નાનના ફળને પામે છે. આ સ્તોત્ર જપીને ભક્તિથી પતિની આજ્ઞા લઇને પછી જમવું.

---

## सती माहात्म्यम् ।

पुरुषाणां सहस्रञ्च सती स्त्रीच समुद्धरेत् ।
पतिः पतिव्रताणाञ्च मुच्यते सर्वपातकात् ॥

એક સતી સ્ત્રી હજારો પુરૂષોનો ઉદ્ધાર કરી શકે છે. પતિવ્રતાનો પતિ સર્વ પાપથી મુક્ત થાય છે (૧)

नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ।
तया सार्धञ्च निष्कर्मा मोदते हरिमन्दिरे ॥

સતીઓના વ્રતના તેજથી તેઓને (પતિઓને) કર્મનો ભોગ રહેતો નથી. તેઓ નિષ્કર્મ (ક્ષીણકર્મ) થઇને સતીની સાથેજ ઈશ્વરના ધામમાં વિહરે છે. (૨)

पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि ।
तेजश्च सर्वदेवानां मुनीनाञ्च सतीषु तत् ॥

પૃથ્વીમાં જે તીર્થો છે તે સર્વ સતીના ચરણમાં છે. તેમ દેવતાઓનું અને મુનિઓનું તેજ પણ સતીઓમાં રહેલું છે. (૩)

तपस्विनां तपः सर्वं व्रतिनां यत् फलं व्रते ।
दाने फलं यद्दातॄणां तत् सर्वं तासु सन्ततम् ॥

તપસ્વીઓનું સર્વ તપ, વ્રતીઓના વ્રતનું ફળ અને દાતાના દાનનું ફળ એ સર્વ સતીઓમાં નિરંતર રહેલું છે. (૪)

**स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि ।**
**सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च सन्ततम् ॥**

નારાયણ પોતે, શંભુ તેમજ જગતના સ્રષ્ટા બ્રહ્મા અને સર્વ દેવતાઓ તેમજ મુનિઓ તેમનાથી બીતા રહે છે. (૫)

**सतीनां पादरजसा सद्यः पूता वसुंधरा ।**
**पतिव्रता नमस्कृत्य मुच्यते पातकान्नरः ॥**

સતીના ચરણરજથી પૃથ્વી તુરત પાવન થાય છે. પતિવ્રતાને નમસ્કાર કરી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. (૬)

**त्रैलोक्यं भस्मसात् कर्तुं क्षणेनैव पतिव्रता ।**
**स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ।**

મહા પુણ્યવતી સતી સર્વદા પોતાના તેજથી ત્રૈલોક્યને પણ ક્ષણમાં બાળી મૂકવા સમર્થ છે. (૭)

**सतीनाश्च पतिः साध्वीपुत्रो निःशंक एव च ॥**
**नहि तस्य भयं किंचिद्देवेभ्यश्च यमादपि ।**

સતીનો પતિ અને પુત્ર પણ સદા નિશ્ચિન્ત રહે છે, કારણ તેમને દેવોથી કે યમથી પણ ભય રહેતો નથી. (૮)

**शतजन्मसुपुण्यानां गेहे जाता पतिव्रता ।**
**पतिव्रताप्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥**

સો જન્મના પુણ્યવાનને ત્યાં સતીનો જન્મ થાય છે. સતીની માતા પુનીત બને છે, અને પિતા જીવન્મુક્ત થાય છે. ( ૯ )

श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ह्लादजननं ।
न रत्नं स्त्रीभ्योऽन्यत्क्वचिदपि कृतं लोकपतिना ॥
तदर्थं धर्मार्थान् सुतविषयसौख्यानि च ततो ।
गृहे लक्ष्म्यो मान्याः सततमबला मानविभवैः ।

( અ. ૭૪ શ્લોક ૪ )

દર્શનથી, શ્રવણથી, સ્પર્શથી, અને સ્મરણથી પણ પુરૂષને આહ્લાદ ઉત્પન્ન કરે એવું રત્ન, સ્ત્રીઓ વિના બીજું કોઇ રત્ન લોકપતિ બ્રહ્માએ કયાંય પણ પેદા કર્યું નથી. એટલુંજ નહિ પણ ધર્મ અને અર્થની ઉત્પત્તિ પણ સ્ત્રીઓમાંથીજ થાય છે. પુત્ર અને વિષય સંબંધી સુખોનો આધાર સ્ત્રીઓ ઉપરજ છે. એટલા માટે ઘરમાં લક્ષ્મીરૂપે વસનારી સ્ત્રીઓ સત્કાર અને વૈભવ દ્વારા માન આપવા યોગ્ય છે.

येऽप्यङ्गनानां प्रवदन्ति दोषान्वैराग्यमार्गेण गुणान्विहाय ।
ते दुर्जना मे मनसो वितर्कः सद्भाववाक्यानि न तानि तेषाम् ।

( અ. ૭૪ શ્લોક ૫ )

કેવળ વૈરાગ્યની દ્રષ્ટિથી સ્ત્રીઓના ગુણોનો ઉચ્ચાર કરવાને બદલે જે કોઇ ત્હેમને દોષ દે છે, તે દુર્જન છે. ત્હેનાં એ વચનો સદ્‌બુદ્ધિથી નીકળેલાં નથી એમ હું માનું છું.

( વરાહ મિહિર–કૃત–બૃહત્સંહિતા )



# અનુક્રમણિકા.







# હિંદની મહાન સ્ત્રીઓ.

## ૧—કૌશલ્યા.

મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચન્દ્રજીનાં જનેતા કૌશલ્યા દેવીના નામથી ભારતવર્ષમાં બાલકથી માંડીને વૃદ્ધ પર્યન્ત કોણ અજાણ્યું હશે ! એ કોશલ દેશના રાજાનાં પુત્રી અને અયોધ્યાના મહારાજા દશરથનાં પટરાણી હતાં. એ ઘણાં પતિભક્ત હતાં. ત્હેમને પેટે ચૈત્ર શુકલા નવમીને દિવસે રામચન્દ્રજીએ જન્મ ધારણ કર્યો હતો. કૌશલ્યા જેટલાં પતિવ્રતા હતાં તેટલાંજ પુત્રવત્સલ હતાં. રામચન્દ્રજી ઉપરનો ત્હેમનો પ્રેમ એક આદર્શમાતાને છાજે એવો હતો. ત્હેમને કૈકેયી નામની એક સપત્ની ( શોક્ય ) હતી. રાણી કૈકેયીના આગ્રહને વશ થઈ મહારાજા દશરથે યૌવરાજ્યાભિષેકને દિવસેજ, મહાત્મા રામચન્દ્રજીને દેશનિકાલ થવાની આજ્ઞા કરી હતી; તે સમયે રામચંદ્રજી પિતાની આજ્ઞા શિરોધાર્ય ગણીને માતાજી પાસે છેવટની વિદાય લેવા અંતઃપુરમાં ગયા હતા. તે વખતે પુત્રવત્સલ કૌશલ્યા આખી રાત સંયમ-પૂર્વક જાગરણ કરીને પ્રાતઃકાળે પુત્રના કલ્યાણ માટે વિષ્ણુપૂજા કરી રહ્યાં હતાં. ત્હેમણે એ વખતે સાદાં વસ્ત્ર પહેર્યાં હતાં અને મંગળાચરણ કરીને હોમ કરાવવામાં નિમગ્ન હતાં. રામે

માતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો તે વખતે કૌશલ્યા દેવી અગ્નિમાં આહુતિઓ આપી રહ્યાં હતાં. દેવકાર્યને માટે દહીં, દૂધ, અક્ષત, ઘી, સાકર, તલ, જવ વગેરે સામગ્રીઓ તૈયાર રાખેલી હતી. રામચન્દ્રે તેમને શ્વેતવસ્ત્રધારી, કૃશાંગી અને વ્રતપરાયણદશામાં જોયાં. જે પુત્રના મંગળને માટે પોતે પૂજાપાઠ તથા હોમહવન કરી રહ્યાં હતાં, તે પ્રિય પુત્રને પાતાની સન્મુખ ઉભેલો જોઇને કૌશલ્યા ઘણાં પ્રસન્ન થયાં. રામચન્દ્રે ત્હેમને પ્રણામ કર્યા એટલે માતુશ્રીએ ત્હેમને આલિંગન આપીને તથા મસ્તક સુંઘીને આશીર્વાદ આપ્યો અને આસન ઉપર બિરાજી ભોજન કરવાને ઘણો આગ્રહ કર્યો. શ્રી રામચન્દ્રજીએ ઉત્તર આપ્યો કે 'હું દંડકારણ્યમાં જાઉં છું, માટે આપની પાસે વિદાય માગવા આવ્યો છું. દેવિ! આપ, સીતા તથા લક્ષ્મણના ઉપર ઘણી મ્હોટી વિપત્તિ આવી પડી છે; પણ આપને ત્હેની કાંઈ પણ ખબર નથી. હું આજથી વનવાસી થવાનો છું, તો પછી મ્હારે આપનું આસન સ્વીકારવાનું શું પ્રયોજન? કુશાસન ઉપર બેસવાનો મ્હારો સમય પાસે આવી પહોંચ્યો છે. હવે મ્હારે મુનિઓની વૃત્તિ ધારણ કરીને કન્દમૂળ અને ફળફળાદિ ખાઇને ચૌદ વર્ષનો સમય નિર્ગમન કરવો પડશે. મહારાજ મ્હને નિર્વાસિત કરીને ભરતને રાજસિંહાસન ઉપર બેસાડે છે. એટલે મ્હારે ચૌદ વર્ષ સુધી વનમાં રહેવું પડશે.'

કુવાડાનો ઘા વાગવાથી સાગના ઝાડની જેવી અવસ્થા થાય, તેવી અવસ્થા આ સમાચાર સાંભળતાં દેવી કૌશલ્યાની થઇ. સ્વર્ગભ્રષ્ટ દેવતાની પેઠે એ એકદમ ભૂમિ ઉપર ઢળી પડીને અચેતન થઈ ગયાં. રામચન્દ્રે પોતાના કોમળ હાથવડે ત્હેમની

શુશ્રૂષા કરીને બેઠાં કર્યાં. જે રાજમહિષીએ કોઇ દિવસ દુઃખ ભોગવ્યું નહોતું, ત્હેમને આજે પ્રાણ કરતાં પણ પ્યારા પુત્રનો વિયોગ થવાનો પ્રસંગ આવી પડવાથી કેટલો તીવ્ર ઘા લાગ્યો હશે ? તે પ્રત્યેક બ્હેન કળી શકે એમ છે. એ વખતનો દેવી કૌશલ્યાનો હૃદયવેધક વિલાપ સૌ કોઈ આર્ય ભગિનીઓને પરિચિત છે. અત્રે હમે ત્હેનો વિસ્તારથી ઉલ્લેખ કરતા નથી. ત્હેમણે અનેક રીતે પુત્ર રામચન્દ્રને વનમાં જવાનો નિષેધ કર્યો. પણ ધર્માત્મા રામચંદ્રે દીનભાવે શોકાતુર જનનીને જણાવ્યું કે 'દેવિ ! પિતાજીની આજ્ઞાની અવગણના કરવાનું સામર્થ્ય મ્હારામાં નથી, હું આપના ચરણમાં પડીને વિનંતિ કરૂ છું કે ત્હમે પ્રસન્ન થઇને મ્હને વનમાં જવાની રજા આપો. જરા વિચાર કરીને જુઓ કે, વનવાસી શાસ્ત્રવિશારદ મહર્ષિ કન્ને અધર્મ કાર્ય જાણવા છતાં પણ પિતાની આજ્ઞાથી ગોહત્યા કરી હતી; પૂર્વકાળમાં સગરવંશમાં ઉત્પન્ન થયેલા મ્હારા પૂર્વજો પિતા સગરની આજ્ઞા મુજબ પૃથ્વીને ખોદી આખરે નાશ પામ્યા હતા. જમદગ્નિના પુત્ર પરશુરામે પિતાની આજ્ઞાથી તપોવનમાં વસનારી માતા રેણુકાનું શિરચ્છેદન કર્યું હતું. એ બધા દેવો જેવા મહા પુરૂષોએ પિતાની આજ્ઞા ગમે તેટલે જોખમે પણ પાળી છે; તો મ્હારે પણ જરાએ સંકોચ લાવ્યા વગર પિતાજીની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ.' પરન્તુ આથી પણ માતાના હૃદયને સંતોષ થયો નહિ. એમને ફરીથી મૂર્છા આવી ગઈ. મૂર્છા વળી ગયા પછી રામે ફરીથી મધુર વચનોથી માતાને સ્હમજાવ્યાં અને આ કર્તવ્યપાલનથી પોતે કોઇ દિવસ ચલિત થવાના નથી, એવો નિશ્ચય જણાવ્યો; ત્યારે માતા

કૌશલ્યાએ લાચારીએ ત્હેમને આશીર્વાદપૂર્વક વિદાય આપતાં કહ્યું ‘ હે રઘૂત્તમ ! ત્હને હું રોકી શકવાને સમર્થ થઇ નથી; માટે તું હવે સાધુ પુરૂષોને પગલે ચાલીને પિતાજીનું સત્ય નિભાવવા માટે પ્રસ્થાન કર. તું વ્હેલો પાછો આવજે. પ્રીતિપૂર્વક જે ધર્માચરણ કરવા તું તૈયાર થયો છું તે ધર્મજ ત્હારૂં સદા રક્ષણ કરજો. જે દેવતાઓને તું નિત્ય નિયમિત રીતે પ્રણામ કરતો હતો તે દેવતાઓ મહર્ષિઓની સાથે મળીને ત્હારૂં સંરક્ષણ કરજો. બુદ્ધિમાન્ વિશ્વામિત્રે ત્હને જે બધાં અસ્ત્રશસ્ત્ર આપ્યાં છે, તે આ સમયે ત્હારૂં રક્ષણ કરજો. પિતૃસેવા, માતૃસેવા, અને પિતૃ–સત્ય–પાલન આદિ વ્રત પાળીને તું ચિરંજીવી રહેજે. વત્સ ! વધારે શું કહું ? વનમાં પશુપક્ષી, જીવજન્તુ, કીટ, પર્વત, નદી વગેરે સૌ કોઇ ત્હારૂં રક્ષણ કરજો.’ આ પ્રમાણે વિસ્તારથી અનેક આશીર્વાદો આપીને કૌશલ્યાએ પુત્રના મસ્તક ઉપર અક્ષત મૂકયા, તથા ત્હેમના આખા અંગને ચંદનનો લેપ કરીને તથાં મંત્રોનું ઉચ્ચારણ કરીને, આલિંગનપૂર્વક રામને પુનઃ આશીર્વાદ આપીને બોલ્યાં કે ‘ વત્સ ! હવે તું જ્યાં ઇચ્છા હોય ત્યાં સિધાવ ! તું સ્વસ્થ શરીરે કાર્ય સાધીને અયોધ્યામાં આવીને રાજા થઇશ, અને હું ધરાઇને ત્હને જોઇશ, એજ મ્હારી વાસના છે. વનમાંથી પાછા આવ્યા પછી ત્હારૂં પૂર્ણચંદ્રના જેવું મુખડું હું જોવા પામું, એજ મારી હમેશાંની સાધના છે. પિતાની આજ્ઞા પૂર્ણ કરીને નિર્જન વનનો પરિત્યાગ કરીને, ત્હને અહિંયાં સુખી દશામાં જોઉં એ મ્હારી કામના છે તું વનવાસમાંથી નિર્વિઘ્ને પાછો આવીને વહુ જાનકીના મનનો ક્ષોભ દૂર કરે એ હું જોવા ઇચ્છું છું. ( સીતાજી પણ રામ-

ચન્દ્રની સાથે વનવાસમાં જવાનાં છે એ વાત માતા કૌશલ્યાના સ્વપ્નમાં પણ નહોતી). હું રૂદ્રાદિ દેવતાઓની પૂજા કરીશ કે તેઓ જે દીર્ઘકાલ સુધી તું વનમાં રહે ત્યાં સુધી ત્હારૂં સંરક્ષણ કરે.' આ પ્રમાણે રામચન્દ્રને અનેક આશીર્વાદો આપીને તથા વારંવાર ત્હેમને આલિંગન તથા ચુંબન આપીને માતા કૌશલ્યાએ વનગમનની રજા આપી. ત્યાર પછી યથાસમયે રામચન્દ્રજીએ સીતાજી અને લક્ષ્મણજીની સાથે મુનિવેશમાં વન તરફ પ્રયાણ કર્યું. આ વખતે પુત્રવિરહથી વ્યાકુળ થઇને રાણી કૈકેયીનો અત્યંત તિરસ્કાર કરીને મહારાજા દશરથ રાણી કૌશલ્યાના અંતઃપુરમાં ગયા. રાણી કૌશલ્યાનું હૃદય દશરથને જોતાં વારજ પાછું ભરાઇ આવ્યું અને પોતાના નિર્દોષ પુત્રને વનમાં જવાનો હુકમ આપવા માટે ઘણા આક્રંદપૂર્વક પતિને ઠપકો આપવા લાગ્યાં. આ વખતે ત્હેમની બીજી સપત્ની સુમિત્રાદેવીએ ત્હેમને ઘણા મધુર શબ્દોમાં આશ્વાસન આપ્યું. દેવી સુમિત્રાનાં વચનોથી રામજનની કૌશલ્યાનો શોક ઓછો થઇ ગયો. ત્યાર પછી સુમિત્રાને મ્હોંએ રામચંદ્રના સમાચાર સાંભળ્યા ત્યારે એમનું હૈયું ફરીથી ભરાઇ આવ્યું અને એ મહારાજા દશરથને એમણે ઉપાલમ્ભ દીધો. શોકના આવેશને લીધે ક્રોધે ભરાયલાં રામજનની કૌશલ્યાનાં એવાં દારૂણ વચનો સાંભળીને રાજા દશરથ ઘણા દુઃખી અને ચિંતાતુર થયા. ત્હેમની બધી ઇંદ્રિઓ શિથિલ થઈ ગઈ અને એ મૂર્છાવશ થઇ ગયા. રાણી કૌશલ્યાએ આ વખતે ઘણી સેવા શુશ્રૂષા કરીને ત્હેમની મૂર્છા વાળી. શુદ્ધિમાં આવ્યા પછી દશરથ રાજા કૌશલ્યાને પોતાની પડખે બેસાડીને ત્હેમને પ્રસન્ન કરવા સારૂ હાથ જોડી મસ્તક

નમાવીને રોદન કરતા કરતા બોલ્યા. ' હું આ અંજલિબંધ કરીને ત્હને પ્રસન્ન કરૂં છું. બીજાઓના ઉપર પણ તું સર્વદા દયા અને સ્નેહ પ્રગટ કરે છે; પતિ ગુણવાન કે ગુણહીન ગમે તેવો હોય તોપણ ધર્મશીલ પત્નીને માટે પ્રત્યક્ષ દેવતારૂપ છે.તું સર્વદા ધર્મમાં તત્પર રહે છે; સારાસારની ત્હને પરીક્ષા છે; તો પછી તું દુઃખથી આકુળવ્યાકુળ થઇને શા સારૂ નાહક પુત્રવિરહના શોકથી સંતપ્ત થયેલા મ્હારા હૃદયને વધારે વિંધી નાંખે છે?' દીનભાવથી રાજા દશરથના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાંવારજ પરનાળમાંથી જલની ધારા પડે તેમ કૌશલ્યાની આંખમાંથી અશ્રુની ધારા જોશભેર નીકળવા લાગી. પતિને કઠોર વચન કહેવા માટે તેમને પશ્ચાત્તાપ થયો. પતિના બન્ને હાથને પોતાના માથા ઉપર મૂકીને ગદ્‌ગદ્ સ્વરે પરમ સ્નેહ અને આદરપૂર્વક તેમણે કહ્યું ' દેવ ! હું આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. આપ મ્હારી પાસે ક્ષમા માગો છો તે અનુચિત છે. એથી તો હું પાપમાં પડું. સ્વામી આ લોક અને પરલોકમાં સ્ત્રીના ગૌરવની વસ્તુ છે. સ્વામી આ પ્રમાણે સ્ત્રીની આજીજી કરે, અને સ્ત્રી કરવા દે, તો એ સ્ત્રી કદી કુલીન ગણાય નહિ. હે ધર્માત્મા ! હું જાણું છું કે આપ ધર્મને જાણો છો, અને સત્યવાદી છો તોપણ દારૂણ પુત્રશોકથી વિહ્વળ થયાને લીધે, વગર વિચારે ક્રોધાવેશમાં મ્હારાથી અનુચિત શબ્દો આપને કહેવાયા છે. આપ જાણો છો કે શોકથી મનુષ્યનો ધર્મ અને ધૈર્ય નાશ પામે છે. વધારે શું કહું, શોકથી મનુષ્યનું સર્વ નાશ થાય છે. શોકના જેવો આતતાયી બીજો કોઇ નથી. શત્રુના હાથનો પ્રહાર સહન થઇ શકે, પણ અલ્પમાત્ર શોક સહન થઇ

શકતો નથી. વળી પુત્રશોકની તો વાતજ શી કરવી ? રામને વનમાં ગયે હજુ પાંચ રાતજ થઇ છે; પણ મ્હને એ પાંચ રાત્રી પાંચ વર્ષ જેટલી લાગી છે. રામના શોકને લીધે મ્હને કોઈ પણ વાતમાં જરા પણ આનંદ લાગતો નથી. આટલા દિવસ રાતદિવસ હું રામની ચિંતામાંજ રહી છું. જે પ્રમાણે નદીઓના વેગથી સમુદ્રનું પાણી વધે છે, તે પ્રમાણે રામની ચિંતાથી મ્હારા હૃદયનો શોક વધે છે.'

રાણી કૌશલ્યાએ આ પ્રમાણે ક્ષમા માગ્યાથી દશરથનું હૃદય કાંઇક શાન્ત થયું અને એ સ્વસ્થચિત્તે નિદ્રાવશ થયા. રાણી કૌશલ્યાએ પતિની સેવા ચાકરી કરવામાં જરા પણ બાકી રાખી નહોતી અને અન્તકાળમાં મધુર વચનોદ્વારા ત્હેમને આશ્વાસન આપીને ત્હેમના શોકસંતપ્ત હૃદયને ઘણી શાંતિ આપી હતી.

## ૨—સીતા.

આ દેશમાં કન્યાનું 'સીતા' નામ પાડવું કોઇ પસંદ કરતું નથી. એ લોકોનું એમ ધારવું છે, કે સીતા નામ પાડવાથી કન્યા દુર્ભાગ્યવતી નીવડશે !! જનકના જેવા પિતા, દશરથના જેવા સસરા, કૌશલ્યા જેવાં સાસુ, રામના જેવા પતિ, લક્ષ્મણ જેવા દિયર, અયોધ્યાના જેવો રાજવૈભવ, ટુંકામાં નારીજન્મમાં જે જે વસ્તુની ઇચ્છા કરી શકાય તે બધું સીતાએ મેળવ્યું હતું, પણ આખી જીંદગી ત્હેણે દુઃખમાં ગાળી હતી, દુઃખમાં રોતાં રોતાંજ તે

મરી ગઈ હતી. એ બધાં કારણોથી લોકો સીતાને દુર્ભાગ્યવતી ગણે છે.

પણ શું સીતા ખરેખરી દુર્ભાગ્યવતીજ હતી? અસાધારણ પતિભક્તિ, સુશીલતા, શાન્ત સ્વભાવ, ક્ષમા, સહનશીલતા વગેરે ગુણોને લીધે જે રમણી ભારતમાં, ભારતમાં શા માટે, આખા જગત્માં, આદર્શ રમણી તરીકે પૂજાય છે, એ રમણી દુર્ભાગ્યવતી? મહાન્ ચરિત્રનું મહત્ત્વ દુઃખમાંજ પ્રગટ થાય છે. સીતાએ જો સ્વામી સાથે નિષ્કંટક રાજ્ય ભોગવીને જીવન ગાળ્યું હોત તો આજે સીતાનું નામ કોણ જાણત? કોણ આજે સીતાના નામનો જય જયકાર પુકારત? કોણ આજે સીતાને દેવી તરીકે પૂજત? બેશક એણે દુઃખ ભોગવ્યું હતું, દુઃખમાં દેવદુર્લભ ધીરજ, સહનશીલતા, અને મહત્ત્વ બતાવ્યાં હતાં; અને તેથીજ આજે સીતા એક દેવી તરીકે પ્રખ્યાત છે. સ્વામી સાથે વનવાસમાં કષ્ટપૂર્વક વનભ્રમણ કરતી વખતે ગમે તેટલો થાક લાગ્યા છતાં પણ ત્હેના મુખ ઉપર પ્રફુલ્લ હાસ્ય દેખાતું હતું. રાવણનો વધ થયા પછી, પોતે વિપત્તિમાંથી મુક્ત થતાં વારજ, રાવણની દાસીઓને, ત્હેમણે સેંકડો જાતનાં દુઃખ દીધેલાં વિસરી જઈને, સ્નેહપૂર્વક ક્ષમા આપી હતી; વગર વાંકે દેશવટો મળ્યા છતાં પણ એકે વાર રામના ઉપર ગુસ્સો નહોતો કર્યો, બલ્કે ત્હેમના દુઃખમાં પોતે દુઃખ માન્યું હતું, તેથીજ સીતા આજે સીતાદેવી મનાય છે. એવી સીતા જો દુર્ભાગ્યવતી ગણાય તો પછી સૌભાગ્યવતી કોણ? આટલા બધા મહાન્ ગુણોનું મહત્ત્વ સ્હમજી શકનાર એવાં ક્યાં માબાપ હશે? કે જેઓ સીતા જેવી કન્યા મેળવવાની

ઇચ્છા નહિ કરે ? સીતા જેવી કન્યા જે માબાપને હોય છે તે માબાપને ધન્ય છે ! ઘણા પુણ્યના ફળરૂપે સીતા જેવી કન્યા જે વંશમાં જન્મે છે તે વંશને ધન્ય છે ! સીતા જેવી વહુ જે કુળમાં જાય છે, તે કુળ વહુના ગૌરવથી ગૌરવાન્વિત થાય છે.

બિહાર પ્રદેશના ઉત્તર ભાગમાં ત્રિહુત નામનું હાલ જે ગામ છે, ત્યાં પૂર્વે મિથિલા અથવા વિદેહ દેશ હતો. મિથિલા દેશમાં ચન્દ્રવંશમાં ઉત્પન્ન થએલા જનક નામના એક પ્રસિદ્ધ રાજા રાજ્ય કરતા હતા. રાજા હોવા છતાં પણ ધર્મજ્ઞાનમાં અને ચાલચલણમાં એ ઋષિ જેવા હતા; એટલા માટે લોકો એમને ‘રાજર્ષિ’ કહેતા. જનક રાજાની સભામાં ઋષિ મુનિઓ એકઠા થઇને ધર્મતત્ત્વ અને બ્રહ્મજ્ઞાનની ચર્ચા કરતા. આ બધી ચર્ચાઓમાંથી પ્રસિદ્ધ ‘ઉપનિષદ્’ ના ગ્રન્થો ઉત્પન્ન થયા છે.

રાજા જનક એક દિવસ યજ્ઞભૂમિ ખેડાવતા હતા. હળ ફેરવતાં ફેરવતાં એકાએક એક ઘણી સુંદર કન્યા બહાર નીકળી આવી. હળ ફેરવવાની એ પદ્ધતિને પ્રાચીન સંસ્કૃત ભાષામાં ‘સીતા’ કહેતા. સીતાકર્મ કરતાં કન્યા નીકળી આવી માટે એનું નામ સીતા પાડયું. જનકરાજા પોતાની કન્યાની પેઠે ત્હેનું લાલનપાલન કરવા લાગ્યા. જનકની સ્ત્રીના ગર્ભથી પણ ઉર્મિલા નામની એક કન્યા ઉત્પન્ન થઇ. પણ ઉર્મિલા કરતાં પણ જનકરાજા સીતાને અધિક વ્હાતા હતા. જનકરાજાની છોકરી તરીકે સીતા ‘જાનકી’ નામથી પણ પ્રખ્યાત થઈ. મિથિલા અને વિદેહ દેશની રાજકન્યા હોવાથી સીતાનાં બીજાં નામ ‘મૈથિલી’ અને ‘વૈદેહી’ પડયાં.

દેવરાત નામનો જનકનો એક પૂર્વજ મિથિલાનો રાજા હતો. દક્ષ યજ્ઞમાં મહાદેવનું અપમાન કરવાના ઉદ્દેશથી દક્ષે મહાદેવને નિમંત્રણ કર્યું નહોતું, એ આપણે સતીના આખ્યાનમાં સાંભળીએ છીએ. દેવતાઓએ આ અપમાનનો કાંઇ બદલો લીધો નહિ તેથી મહાદેવ એક વિશાળ ધનુષ્ય ગ્રહણ કરીને દેવતાઓનો વિનાશ કરવા તૈયાર થયા. પણ પાછળથી દેવતાઓની સ્તુતિથી સંતુષ્ટ થઇને એજ ધનુષ્ય મહાદેવે દેવતાઓને આપી દીધું. દેવતાઓએ તે ધનુષ્ય જનકના પૂર્વજ મિથિલાનરેશ દેવરાતને સોંપ્યું. જનકના સમય સુધી એ ધનુષ્ય ત્યાંનું ત્યાંજ રહ્યું હતું.

પરમ રૂપ અને લાવણ્યવતી સીતાને કોઈ સુયોગ્ય વીર પુરૂષ સાથે પરણાવવાના વિચારથી જનક રાજાએ એવી પ્રતિજ્ઞા કરી કે જે કોઇ વીર પુરૂષ આ વિશાળ ધનુષ્યમાં દોરી પરોવી શકશે ત્હેની સાથે સીતાનો વિવાહ કરીશ. સીતા વિવાહ યોગ્ય થઇ એટલે અનેક વીર રાજાઓ સીતાને પરણવાની આશામાં મિથિલા આવ્યા. પણ કોઇથી એ ધનુષ્યમાં દોરી ઘાલી શકાય નહિ. આખરે અયોધ્યાના રાજા દશરથના પુત્ર રામચન્દ્રે ઘણીજ સ્હેલાઇથી એ ધનુષ્યમાં જ્યા પરોવી, અને ધનુષ્યના ભાગીને બે ટુકડા કરી નાખ્યા. આવા ભારે ધનુષ્યના જોતજોતામાં ટુકડા કરી નાખવાથી જનકે પોતાની પ્રતિજ્ઞા મુજબ રામચન્દ્ર સાથે સીતાનું લગ્ન કર્યું. એજ સમયે લક્ષ્મણનો વિવાહ ઉર્મિલા સાથે થયો; અને બીજા બે ભાઈ ભરત અને શત્રુઘ્નની સાથે જનકના ભાઈ કુશધ્વજની બે કન્યાઓ માણ્ડવી અને શ્રુતકીર્તિનાં પણ લગ્ન થઇ ગયાં.

૨

સીતા પણ પોતાની બ્હેનોના લગ્નમાંથી પરવારીને અયોધ્યા આવી. થોડા વખત સુધી તો પરમસુખમાં ત્હેનું જીવન વ્યતીત થયું.

આ સમયે, રાજા દશરથ વૃદ્ધ થયા હતા. મ્હોટા દીકરા રામને યુવરાજ તરીકે અભિષેક કરીને પોતે રાજકાર્યમાંથી નિવૃત્ત થવાની ત્હેમને ઇચ્છા થઇ. અભિષેકનો દિવસ નક્કી થઈ ગયો. આખા શહેરમાં આનંદોત્સવ શરૂ થઇ ગયો પણ એવામાં એક એવી ઘટના થઇ કે જેને લીધે લોકોના હૃદયમાંથી આનંદને બદલે શોકોચ્છ્વાસ નીકળવા લાગ્યો.

પૂર્વે અસુરોની સાથેના કોઇ એક યુદ્ધમાં દશરથ રાજા ઘણા ઘાયલ થઇને મરણતોલ થઇ ગયા હતા. એ વખતે ત્હેમની વચલી રાણી કૈકેયીએ ઘણી સારી સેવા ચાકરી કરીને ત્હેમને આરોગ્ય બનાવ્યા હતા. ત્હેના બદલામાં રાજાએ ત્હેને બે વરદાન આપવાની ઇચ્છા દર્શાવી હતી. કૈકેયીએ તરતને તરત વરદાન માગ્યાં નહિ; પણ કહ્યું કે, કામ પડયે આગળ ઉપર એ વરદાન માગી લઇશ. કૈકેયીની સાથે ત્હેના પિયેરથી મન્થરા નામની એક ક્રૂર સ્વભાવની કુબ્જા દાસી આવેલી હતી. રામના અભિષેકની આગલી રાતે, મન્થરાની સલાહથી, કૈકેયીએ દશરથ રાજા પાસે પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરવાનું અને રામને ચૌદ વર્ષ સુધી વનવાસ આપવાનું એમ બે વરદાન માગ્યાં. એ વખતના રાજાઓ એટલા સત્યવાદી હતા કે પ્રાણ જાય તોપણ પ્રતિજ્ઞાનો ભંગ કદી કરતા નહિ. કૈકેયીને વરદાન આપવાનું વચન પોતે આપ્યું હતું એ દશરથ રાજાને સાં-

ભરતું હતું એટલે ત્હેની આ પ્રાર્થના પૂર્ણ કરવાનું ત્હેમનાથી નામંજુર થઇ શકયું નહિ. બીજી તરફ એ પણ વિચાર આવ્યો કે, પ્રાણથી પણ અધિક વ્હાલા પુત્ર રામને કેવી રીતે રાજ્ય-ભ્રષ્ટ કરીને વનમાં મોકલાય ? દશરથે કૈકેયીને ઘણુંએ સ્હમજાવી, ઘણીજ વિનંતિ કરી, ઘણી ધમકી બતાવી પણ એ એકની બે થઇ નહિ. દારૂણ શોકથી આકુળવ્યાકુળ થઇને દશરથ રાજા એ વખતે અત્યંત શોકપૂર્ણ હૃદયે, અર્ધમૂર્છિત દશામાં જમીન ઉપર પડયા રહ્યા.

બીજે દિવસે પ્રાતઃકાળે રામને એ બધી વાતની ખબર પડી. પિતાની પ્રતિજ્ઞા પળાવવા ખાતર, રાજ્યનો લોભ છોડી દઇને એ વનમાં જવા તૈયાર થયા. માતા કૌશલ્યાને દિલાસો આપીને શાન્ત કર્યાં તથા ત્હેમની પાસેથી રજા માગીને રામ સીતાની પાસે આવ્યા. પોતાના વનવાસના સમયમાં સીતાએ ઘર આગળ કેવી રીતે રહેવું પડશે વગેરે વાતોનો ઉપદેશ આપીને રામે સીતા પાસે વિદાય માગી.

સીતાએ કહ્યું ‘ હે આર્યપુત્ર ! ત્હમે આ શું બોલો છો ? ત્હમારી વાત સાંભળીને મ્હને હસવું આવે છે. ત્હમે શું મ્હને એટલી નીચ ધારો છો કે ત્હમે વનમાં જશો અને હું ઘેર બેસી રહીશ ? સ્વામીજ સ્ત્રીઓના દેવતા છે, સ્વામીજ સ્ત્રીઓનો ધર્મ છે, અને સ્વામીજ સ્ત્રીઓનું સુખ છે. સ્ત્રીઓનું જીવન સ્વામી-મય છે. સ્વામીથી વિખૂટી પડયા પછી સ્ત્રીનું જુદું અસ્તિત્વ કાંઇજ નથી. સ્વામીના સદ્‌ભાગ્યમાંજ સ્ત્રીનું સૌભાગ્ય છે. સ્વામીના સુખમાં ત્હેનું સુખ, દુઃખમાં ત્હેનું દુઃખ, સંપત્તિમાં ત્હેની સંપત્તિ અને વિપત્તિમાં ત્હેની વિપત્તિ છે. સુખ કે

દુઃખમાં, સંપદ્દ કે વિપદ્દમાં, ઘરમાં કે અરણ્યમાં સ્વામીના ચરણમાંજ આનો એક માત્ર આધાર છે. ત્હમે જેટલા દિવસ રાજકુમાર હતા તેટલા દિવસ હું રાજવધૂ હતી, ત્હમે રાજા થાત તો હું રાણી થાત, ત્હમે જ્યારે વનવાસી થાઓ છો ત્યારે હું પણ વનવાસિની થઈશ. ત્હમારી સાથે આજે મ્હને પણ વનગમનનો હુકમ થયો છે એમ ત્હમારે સ્હમજવું. ત્હમે જો વનમાં જશો તો હું રસ્તાના કાંટાઓને પગતળે કચરીને તમારી આગળ આગળ ચાલીશ.'

રાજમહેલના નાના પ્રકારના વિલાસ અને સુખમાં ઉછરેલી સરલ સીતાને વનવાસના કષ્ટનો કોઈ પણ દિવસ ખ્યાલ આવી શકે નહિ, તેથી રામે વનવાસનાં અનેક જાતનાં દુઃખનું વર્ણન કરીને સીતાને કહ્યું ' કોમળ બાલિકા ! ત્હમે શું આટલાં બધાં દુઃખ અને સંકટ સહન કરી શકશો ? મ્હારી વાત માનો અને ઘેર રહો. વનવાસનું દુઃખ ત્હમારાથી કદી વેઠાશે નહિ.'

સીતાએ કહ્યું ' છી ! છી ! કલેશનો ભય ત્હમે મ્હને શું કામ બતાવો છો ? ત્હમારી સાથે રહેવામાંજ મ્હારૂં એક માત્ર સુખ છે. વિરહજ મ્હને એક માત્ર દુઃખ છે. ત્હમારી સાથેનો અરણ્યવાસ પણ મ્હને સ્વર્ગવાસ જેવો છે. ત્હમારા વિયોગમાં આ રાજગૃહ મ્હારે મન તો સ્મશાન છે. ત્હમારી સાથે ફરતાં જંગલોનો કાંટાવાળો માર્ગ પણ મ્હને ફૂલના માર્ગ જેવો સુખકર લાગશે. ત્હમારી સાથે પર્ણકૂટીનો વાસ, તૃણશય્યાનું શયન, ફળમૂળનો ખોરાક, એ બધું ત્હમારા વિરહમાં રાજગૃહના હજારો જાતના વિલાસ કરતાં મ્હને ઘણું સારૂં લાગશે. બહુ સખ્ત તાપમાં શરીર બળી જતું હશે તોપણ ત્હમારા મુખ તરફ

જોવાથી મ્હને ઠંડક વળશે. રસ્તાની ધૂળથી મ્હારૂં અંગ ભરાઇ ગયું હશે તોપણ હું ત્હેને ફૂલના રજકણો સમાન ગણીશ. ત્હમે મ્હને જે થોડાં ઘણાં ઝાડપાન તથા કંદમૂળ આપશો ત્હેનાથી મ્હને અમૃતના જેટલી તૃપ્તિ વળશે. ત્હમારી સાથેના વનવાસના સુખમાં, હું આ રાજમહેલના વિલાસની વાત, દાસ-દાસીઓ અને સખીઓની વાત, વ્હાલાંના સ્નેહની વાત, એ બધું જરા પણ સંભારીશ નહિ. ત્હમે એ સંબંધી કાંઈ ઓછું આણશો નહિ. મ્હારે લીધે ત્હમારે કોઇ પણ જાતનું કષ્ટ ભોગવવું નહિ પડે. હું થાકી ગઈ હઇશ તોપણ ત્હમારી સાથે હસતી હસતી ચાલીશ. ખાવા પીવા માટે, પહેરવા ઓઢવા માટે, કોઇ પણ વસ્તુના અભાવ માટે હું ત્હમને કંટાળો નહિ આપું. કોઈ પણ કષ્ટની ત્હમને ખબર સુદ્ધાન્ત નહિ પડવા દઉં. ત્હમને હું કોઈ પણ રીતે બોજારૂપ નહિ થઈ પડું. મ્હને સાથે લઈ જાઓ. મ્હને મૂકીને જશો નહિ. ત્હમારા વગર એક દિવસ પણ હું જીવી શકીશ નહિ.'

રામે હવે સીતાને એ સમજાવવા પ્રયત્ન કર્યો, કે વનમાં તો ફાડી ખાનારાં જાનવરો અને રાક્ષસો વગેરેનો ભય છે તથા ડગલે ડગલે ત્યાં અડચણ પડશે.

સીતાએ કહ્યું 'મ્હારા પિતાએ ત્હમને સર્વશ્રેષ્ઠ વીરપુરૂષ ધારીને ત્હમારી સાથે મારૂં લગ્ન કર્યું હતું. આજ વૈરીની માફક કાયરવાણી કેમ કહાડો છો ? પુરૂષ થઇને, વીર થઇને, પોતાની સ્ત્રીની રક્ષા નહિ કરી શકો ? વિપત્તિના ભયથી સદાની સાથી સ્ત્રીનો પરિત્યાગ કરી જશો ? પુરૂષશ્રેષ્ઠ થઇને બીજાઓના ઉપર સ્ત્રીના રક્ષણનો ભાર સોંપશો ?'

આ જવાબ સાંભળ્યા પછી રામ વધારે વાંધો લઈ શક્યા નહિ. ભાઈ લક્ષ્મણ પણ રામની સાથે વનમાં જવા તૈયાર થયા. લક્ષ્મણ અને સીતાને સાથે લઇને રામચન્દ્ર માતપિતા અને નગરવાસી મુરબ્બીઓને મળી આવ્યા અને બધાના આશીર્વાદ સાથે ચૌદ વર્ષને માટે વનમાં સિધાવ્યા. દારૂણ પુત્રશોકથી રાજા દશરથે પ્રાણત્યાગ કર્યો.

૩

પત્ની અને ભાઇ સાથે રામે પહેલાં તો થોડા દિવસ ચિત્રકૂટ પર્વતમાં વાસ કર્યો. એ સ્થાનમાં ભરતજીએ રામને મળીને પિતા દશરથના મૃત્યુના સમાચાર કહ્યા. ત્યાર બાદ, અયોધ્યામાં પાછા આવીને રાજય ગ્રહણ કરવાનો ત્હેમણે રામને ઘણો આગ્રહ કર્યો. પિતાનું સત્ય નિભાવવા માટે, ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યા વગર પાછા ફરવાની રામે ચોખ્ખી ના કહી. ભ્રાતૃવત્સલ ભરત લાચારીએ રામની પાદુકાઓ લઇને પાછા ફર્યા, અને એ પાદુકાઓને સિંહાસન ઉપર મૂકીને રામના નામથી, રામની ગેરહાજરીમાં, પોતે રાજ્યશાસન ચલાવવા લાગ્યા.

ભરતના અયોધ્યા પાછા ગયા પછી રામચન્દ્ર ચિત્રકૂટ પર્વતનો ત્યાગ કરીને ગોદાવરી નદીના કિનારા ઉપર આવેલા દંડકારણ્યમાં ગયા. દંડકારણ્યમાં પંચવટી નામના એક અતિ સુન્દર વનપ્રદેશમાં કુટીર બાંધીને રામ, લક્ષ્મણ અને સીતા વાસ કરવા લાગ્યાં.

સરળસ્વભાવના બાળકની પેઠે સીતા પણ સરળહૃદયા હતી. ગોદાવરી નદીના તીરે પંચવટીમાં કુદરત પૂર બહારમાં ખીલી રહી હતી. માના ઘરમાં માતાના ખોળામાં બાળક જેમ નિરંકુશપણે

ખેલે છે તેમ સીતા આ વનમાં હૃદય ખોલીને પૂર્ણ આનંદમાં રમવા લાગી. જાણે કુદરતની સાથે એકતાન થઇ ગઇ. વનના નિર્મળ પુષ્પની માફક સીતાનું સૌન્દર્ય પંચવટીમાં ખીલી નીકળ્યું; ત્હેના સૌન્દર્યથી વન દીપી ઉઠયું. વનનાં સ્વતંત્ર પક્ષીઓની સાથે એ મુક્તહૃદયે અને મુક્તકંઠે ગાન કરતી, આનંદ તથા ઉત્સાહના આવેશમાં એ પોતાની ચંચળ ચાલથી હરિણનાં ચંચળ બચ્ચાંઓ સાથે રમતી, પ્રફુલ્લિત કમળના વનમાં પદ્મિની રાણીની માફક કદી કદી સંતાઈ જતી. રામની સાથે પહાડોમાં, નદીના કિનારાઓમાં, ફુલોના વનમાં, વગર સંકોચે ફર્યા કરતી. નિર્મળ ઝરણાંઓ આગળ બેસીને વાતો કરતી. સગી બ્હેનની માફક પોતાની પ્રિય સખીઓ, મુનિકન્યાઓની સાથે સ્નાન કરતી. ફુલ તોડતી, આ બધા સુખની આગળ રાજાના ઘરનું સુખ શી વિસાતમાં? આખી જીંદગી રામની સાથે આવા સુખમાં ગાળી શકાય તો પછી અયોધ્યાના રાજ્યની જરૂર શી? રાજમહેલ શું વનની કુંજલતાઓ જેવો સુંદર છે? રાજગૃહનાં રત્નો શું વનનાં પુષ્પો જેવાં સુંદર છે? રાજગૃહના ભણ્યા ગણ્યા ઉસ્તાદ ગાયક ગાયિકાઓનાં સુરતાનવાળાં ગાયનો પક્ષીઓનાં ગાન જેવાં મધુર છે? રાજગૃહના બગીચાઓ આ વનના બાગ જેવા છે? રાજમહેલની વિલાસી સખીઓ આ ઋષિકન્યાઓ જેવી છે? રાજગૃહમાં આવા પહાડ હોય છે? આવી નદીઓ હોય છે? આવાં પલ્લવનો હોય છે? આવાં ઝાડપાન હોય છે? રાજગૃહમાં સીતા રામની સાથે આટલા મોકળા મનથી રાત દિવસ ફરી શકત? આનંદગોષ્ટી કરી શકત? જીંદગીની સઘળી આશા, સઘળી ઇચ્છા સીતાને મનથી આજે

પૂર્ણ થઈ ગઇ. વનના સૌન્દર્ય સાથે ત્હેનો પ્રાણ એકરસ થઇ ગયો. વનકુસુમ સીતા વનમાં પૂર્ણ શોભા સાથે ખીલી ઉઠી. રાજમહેલના સુખને સુખ કહેવાનું હવે ત્હેને મન થતું નહિ.

પણ હાય ! સીતાના ભાગ્યમાં એ સુખ ઘણા દિવસ ટક્યું નહિ. એકાએક જોસભેર આંધી આવતાં આ વનકુસુમ વનથી વિખૂટું પડીને ઘોર ગર્જના કરતા તોફાની મહાસાગરમાં આવી પડ્યું.

૪.

લંકાના રાક્ષસરાજા રાવણની બ્હેન શૂર્પણખા વિધવા થઇને દંડકારણ્યમાં વાસ કરતી હતી. રાવણના હુકમથી ત્હેની માશીનો પુત્ર ખર નામે એક ઘાતકી રાક્ષસ, તથા ત્હેનો સેનાપતિ દૂષણ ચૌદ હજાર રાક્ષસની સેના લઇને શૂર્પણખાનું રક્ષણ કરતા હતા અને ત્હેની આજ્ઞા ઉઠાવતા હતા.

એક દિન ફરતાં ફરતાં શૂર્પણખા પંચવટીમાં આવી. રામના અત્યંત સુંદર સ્વરૂપથી મુગ્ધ થઇ જઇને એ રાક્ષસીએ ઘણી રૂપવતી સ્ત્રીનું રૂપ ધારણ કરીને રામની પાસે પ્રેમની ભિક્ષા માગી. રામે એની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ. એટલે એ રાક્ષસી સ્હમજી કે સીતાજ મ્હારા પ્રેમના માર્ગમાં કંટકરૂપ છે. માટે સીતાનોજ ગ્રાસ કરી જવો જોઇએ. શૂર્પણખાના દુષ્ટ વિચારની સજા તરીકે રામની આજ્ઞાથી લક્ષ્મણે ત્હેનાં નાક-કાન કાપી નાખ્યાં.

બ્હેનના અપમાનનો બદલો લેવાને માટે ખર અને દૂષણે ચૌદ હજાર રાક્ષસો સાથે રામની ઉપર ચ્હડાઈ કરી. પણ રામે એ બધાને યુદ્ધમાં પૂરા કર્યા. શૂર્પણખા હવે લંકામાં રાવણની પાસે ગઈ.

રામ તથા લક્ષ્મણની વાત કરી રહ્યા પછી સીતાની વાત કહાડતાં શૂર્પણખાએ રાવણને કહ્યું 'સીતા જેવી સુંદરી આ જગત્‌માં કોઈ નથી. ત્હમારી આટલી બધી રાણીઓમાંથી સીતાની દાસી થવા યોગ્ય પણ એકે નથી. ત્હમારે માટે હું સીતા પાસે ગઈ હતી. પણ એટલા સારૂ લક્ષ્મણે મ્હારાં નાક કાન કાપી નાંખ્યાં છે. ખર, દૂષણ અને બીજા જેટલા રાક્ષસો વનમાં હતા તેટલા બધાને રામે મારી નાખ્યા છે. દંડકારણ્યમાં હવે ત્હમારૂં રાજ્ય નથી. ત્હમારી એકની એક બ્હેનનું આ પ્રમાણે અપમાન થયું છે. જો બદલો લેવાની શક્તિ હોય તો હમણાંને હમણાં ચાલો, સીતાને આણીને ત્હમે પોતે વિવાહ કરો. એથીજ રામ લક્ષ્મણનું ખરૂં નાક કપાશે અને ત્હેમને ઘટતી સજા થશે. ત્હમને પણ અદ્વિતીય સુંદરી, નારીરત્ન મેળવ્યાનો લાભ થશે.'

શૂર્પણખાની વાતચીત ઉપરથી રાવણ મારીચ નામના એક માયાવી રાક્ષસને સાથે લેઇને પુષ્પક વિમાનમાં બેસીને દંડકારણ્યમાં પહોંચ્યો. રાવણની સલાહથી મારીચ સુવર્ણ મૃગનું રૂપ ધારણ કરીને રામની કુટીર આગળ ફરવા લાગ્યો. આવું સુંદર હરણ જોઇને સીતાને ત્હેને પકડવાની ઈચ્છા થઇ. ત્હેણે કહ્યું 'આ હરણ મ્હને પકડી આપો, હું ત્હેને પાળીશ. જો જીવતું ન પકડી શકાય તો ત્હેને મારીને પણ આણો. એનું સુંદર ચામડું આપણા ઘરમાં રહેશે.'

સીતાનું રક્ષણ કરવાનું કામ લક્ષ્મણને સોંપીને રામ ધનુર્બાણ ધારણ કરીને હરણની પછવાડે દોડયા. હરણ ન્હાશી ગયું.

હરણ વનમાં ઘણે દૂર ન્હાશી ગયું. રામ પણ પાછળ પાછળ

ઢોડયા. હરણ જીવતું પકડાવાનો સંભવ ન રહ્યો એટલે રામે એક બાણ છોડયું. બાણ વાગતાંજ હરણે રામનાજ જેવા સ્વરથી ‘ કયાં છે ભાઈ લક્ષ્મણ ? પ્રાણ જાય છે, રક્ષણ કર ! ’ એવી ચીસ પાડીને પ્રાણત્યાગ કર્યો.

કુટીરમાં રામનો આ આર્ત્તનાદ સાંભળીને સીતા અધીરી થઇ ગઈ. રામની મદદે જવા ત્હેણે લક્ષ્મણને હુકમ આપ્યો.

લક્ષ્મણ જાણતા હતા કે, મહાવીર રામચન્દ્ર ઉપર કોઈ પણ વિપત્તિ પડવાની શંકા નથી. કોઇને કોઇ માયાવી રાક્ષસે કોઇ પણ ખરાબ વિચારથી આ રીતે બૂમ પાડી છે. લક્ષ્મણ આ કુટીરમાં સીતાને એકલી મૂકીને જંગલમાં જવા માગતો નહોતો.

પણ રામની વિપત્તિની શંકાથી સીતા એટલી બધી અધીરી થઈ ગઈ હતી કે, એ વખતે એને ખરાખોટાનું ભાન રહ્યું નહિ, ત્હેણે લક્ષ્મણને ઘણાં કડવાં વેણ કહ્યાં. એવાં કડવાં વેણ કે જે સીતાના મુખમાં કદી શોભે નહિ. પણ કહેવત છે કે ‘વિનાશ-કાળે વિપરીત બુદ્ધિ.’ સીતાને પણ એવુંજ થયું. નહિ તો એના જેવી શાન્ત પ્રકૃતિની, સુશીલ કોમળહૃદયની, લક્ષ્મણ ઉપર સદા સ્નેહ રાખનારી રમણીના મુખમાંથી એવાં કડવાં વચન શા માટે નીકળે ? સીતાનાં કડવાં વચનોથી વ્યથિત થઇને લક્ષ્મણ રામને શોધવા ગયા.

ભિક્ષુક સંન્યાસીને વેશે રાવણ પાછળ ઉભો હતો. પોતાની મરજી મુજબનો લાગ જોઇને એ કુટીરની સન્મુખ આવ્યો. સંન્યાસીને જોઇને સીતાએ ત્હેનો પરમ આદરસત્કાર કરીને બે-સવાને આસન આપ્યું, તથા ખાવાને માટે ફળફળાદિ આણી આપ્યાં. રાવણે પોતાનું ઓળખાણ આપીને સીતાને લલચાવવા

પ્રયત્ન કર્યો. છંછેડાયલી સિંહણની માફક ગર્જના કરીને સીતા બોલી 'હે પાપી! તું કોણ છે કે આ પ્રમાણે મ્હારી સાથે વાત કરવાનું સાહસ કરે છે? મહા પર્વતના જેવા દૃઢ, મહા સમુદ્રના જેવા સ્થિર, ઈન્દ્રના જેવા પરાક્રમી પુરૂષશ્રેષ્ઠ રામ મ્હારા સ્વામી છે. શિયાળ થઇને તું સિંહણને મેળવવા માગે છે? રામ સિંહ છે. તું શિયાળ છે. રામચન્દ્ર ચન્દન છે, તું કાદવ છે. રામ સુવર્ણ છે, તું લોઢું છે. રામ ગરૂડ છે, તું કાગડો છે. ત્હારી એટલી હિંમત છે કે તું રામની સ્ત્રીની આગળ આ પ્રમાણે બોલે છે? નક્કી ત્હારૂં મોત પાસે આવ્યું છે. તેથીજ ત્હને આવી દુર્મતિ સૂઝી છે. જો પ્રાણની દરકાર હોય તો હમણાં ને હમણાંજ મ્હારી પાસેથી દૂર ચાલ્યો જા! ઈન્દ્રની શચીનું અપમાન કરીને પણ ત્હને બચવાની આશા હોઇ શકે, પણ મ્હારૂં અપમાન કરીને ત્હારૂં કોઇ પણ પ્રકારે રક્ષણ થાય એમ નથી એ વાત નિશ્ચય જાણજે.'

ઇચ્છાથી તો સીતા પોતાની સાથે આવશે નહિ એમ ધારીને બળપૂર્વક ત્હેને પોતાના રથમાં ફેંકીને રાવણ આકાશમાં ઉડયો. સીતા બૂમો પાડતી અને વિલાપ કરતી કહેતી ગઈ કે ક્યાં છે રામ? ક્યાં છે લક્ષ્મણ? દુષ્ટ રાક્ષસ સીતાને લઇ જાય છે. ત્હમે જોતા નથી? જલદી આવો. મ્હારૂં રક્ષણ કરો. હાય! ત્હમે કેટલે દૂર છો? મ્હારી વાત તમે સાંભળો છો? પંચવટી તું મ્હારી આપત્તિના સમાચાર રામને કહેજે. ગોદાવરી નદી! ત્હને નમસ્કાર કરૂં છું. તું રામને ખબર આપજે કે રાવણ સીતાનું હરણ કરી ગયો છે. વનદેવતાઓ! ત્હમને પ્રણામ કરૂં છું. ત્હમે રામને ખબર આપજો કે ત્હમારી સ્ત્રીને રાવણ લઈ ગયો. વન-

વાસી વૃક્ષો ! મૃગો ! પક્ષીઓ ! આટલા દિવસ ત્હમારી સાથે રહી હતી, આજે રાવણ મ્હને લેઇ જાય છે. ત્હમે રામને એની ખબર આપજો.

રસ્તે જતાં સીતાએ જટાયુ પક્ષીને જોયો. જટાયુ ગરૂડના મ્હોટા ભાઇ અરૂણુનો પુત્ર થાય. દશરથની સાથે એને દોસ્તી હતી. સીતાએ જટાયુને કહ્યું 'હે આર્ય જટાયુ ! રાવણ મ્હારૂં હરણ કરી જાય છે. રામ લક્ષ્મણ કુટીરમાં નથી, ત્હમે મ્હારૂં રક્ષણ કરો.'

જટાયુની સાથે રાવણને તુમુલ યુદ્ધ થયું. જટાયુને મરણ-તોલ ઘાયલ કરીને રાવણ સીતાને લઇને આગળ ચાલ્યો. રસ્તામાં સીતાએ જોયું કે એક પર્વત ઉપર સુગ્રીવ આદિ વાનરો બેઠા છે. તેઓ રામને ખબર આપી શકે એ આશાથી સીતાએ પોતાના અંગના અલંકાર અને ઓઢણી નીચે નાખી દીધાં. સમુદ્ર-પાર થઇને રાવણ સીતાને લેઇને લંકા પહોંચ્યો. રાવણની રાજ-નગરી લંકાની પાસે એક સુંદર અશોકવન હતું. સીતાને રાવણે એ સ્થળે રાખી. ત્હેની પાસે કેટલીક વિકરાળ રાક્ષસીઓને દાસી તરીકે રાખી અને ત્હેમને હુકમ આપ્યો કે ભય બતાવીને, દુઃખ દઇને, કંટાળો આપીને ગમે તે પ્રકારે સીતાને વશીભૂત કરવી. પણ રાવણની લાલચો, દાસીઓનાં પીડનો, કશાથી રામમાંજ તન્મય થઈ ગયેલી સીતાનું મન જરા પણ ચંચળ થયું નહિ. રામને માટે આકૂળવ્યાકૂળ થઇને, રાત દિવસ રૂદન કરતી સીતા અશોકવનમાં દિવસ ગાળવા લાગી.

૫.

આ તરફ સુવર્ણ મૃગનો વધ કરીને રામ કુટીર તરફ આવ્યા. રામને ભય થયો હતો કે મૃગની મૃત્યુ સમયની

ચીચીઆરી સાંભળીને લક્ષ્મણ સીતાને એકલી મૂકીને આવતો રહેશે. એ વખતથીજ એમના મનમાં અનેક શંકાઓ થયા કરતી હતી. લક્ષ્મણને રસ્તામાં મળતાં એમનો ભય દૃઢ થયો. ઉતાવળે પગલે બંને ભાઇ કુટીરમાં આવીને જુએ છે તો સીતા નથી. સ્હમજી ગયા કે સત્યાનાશ વળ્યું. માયાવી રાક્ષસો માયાના બળવડે આપણને છેતરીને સીતાને ક્યાંના ક્યાં ઉપાડી ગયા છે. બન્ને જણા ચારે તરફ સીતાને શોધવા લાગ્યા. ઘાયલ થયેલા જટાયુ સાથે ત્હેમને મેળાપ થયો. રાવણ સીતાનું હરણ કરી ગયો છે એ સમાચાર રામને આપીને જટાયુએ પ્રાણત્યાગ કર્યો. જટાયુનો અગ્નિસંકાર કરી, રામ અને લક્ષ્મણ, સીતાની શોધમાં દક્ષિણ દિશામાં ગયા. ધીમે ધીમે કિષ્કિન્ધા દેશમાં આવતાં સુગ્રીવ, હનુમાન વગેરે વાનરો સાથે ત્હેમનો મેળાપ થયો.

સુગ્રીવે કહ્યું કે રાવણ સીતાને આકાશ માર્ગે લઈ ગયો છે તથા સીતાનાં અલંકાર તથા ઓઢણી બતાવ્યાં. સીતાના ઉદ્ધારને માટે રામે, સુગ્રીવની સહાયતા માગી.

સુગ્રીવને તેના ભાઈ વાલીની સાથે કોઇક કારણથી વૈરભાવ થયો હતો અને તે બળવાન હોવાથી સુગ્રીવને નિષ્કારણ જંગલમાં રખડવું પડતું. જ્યારે વાલી કિષ્કિન્ધાનું રાજ્ય ચલાવતો હતો. રામે વાલીનો વધ કરીને સુગ્રીવને કિષ્કિન્ધાનો રાજા બનાવ્યો. સુગ્રીવ સીતાના ઉદ્ધાર માટે વાનરસેના સાથે રામને મદદ કરવા તૈયાર થયો.

રાવણે કઇ દિશામાં, કયા સ્થાનમાં સીતાને રાખી મૂકી હતી, ત્હેની શોધમાં ચારે તરફ સુગ્રીવે ગુપ્ત ચરો મોકલ્યા.

મહાવીર હનુમાન દક્ષિણ દિશામાં ગયા, અને એકજ ફલંગમાં સમુદ્ર પાર કરીને લંકા પહોંચ્યા. રાતે બધાના ઉંઘી ગયા પછી ઘરોની અગાશીઓમાં થઇને એમણે રાવણના નગરમાં અને આસપાસના રાક્ષસોના બીજા ગામોમાં સીતાની ઘણી શોધ કરી. ઘણી સુંદર સ્ત્રીઓને પણ જોઈ. એ બધી સ્ત્રીઓ સુંદર અલંકાર અને વસ્ત્ર સજીને સુંદર બિછાનામાં શયન કરી રહી હતી. પણ હનુમાને વિચાર્યું કે 'આમાંની કોઇ સીતા નથી. સીતા શું રામથી વિખૂટી પડીને આવો ઠાઠ મારીને આવા સુંદર બિછાનામાં નિશ્ચિન્ત થઇને સૂઇ શકે? વળી આ બધી સ્ત્રીઓ જોઇએ તેટલી સુંદર પણ નથી. એમની તરફ જોતાં કોઇને મા કહીને બોલાવવાની ઇચ્છા થતી નથી. રામની સીતા શું આવી હોય?'

છેવટ હનુમાન અશોક વનમાં પહોંચ્યા. ઝાડો ઉપર કુદતાં કુદતાં એમણે આખરે જોયું કે, એક અશોક વૃક્ષની તળે આખા અશોક વનમાં પ્રકાશ કરનારી એક દેવી બેઠી છે. દેવીના કેશ ગુંચવાઈ ગયા હતા, આખું અંગ ધૂળમાં રગદોળાયલું હતું, વસ્ત્ર ફાટી ગયાં હતાં, આંખો જળથી ભરાઇ ગઇ હતી; એ માતાના મુખમાંથી કરૂણ સ્વરે 'રામ, રામ, રામ' ધ્વનિ નીકળતો હતો. ચારે તરફથી ત્હેને ઘેરી લેઇને રાક્ષસીઓ ત્હેને ઘણું સતાવતી હતી. હનુમાન સ્હમજી ગયા કે આજ સીતા છે. પોતે એ વૃક્ષ ઉપર ડાળાં અને પાંદડાંની ઘનઘટામાં સંતાઈ રહ્યા. દાસીઓ આઘી પાછી થઈ એટલે હનુમાને નીચે ઉતરીને સીતાને પ્રણામ કર્યા તથા પોતાનો પરિચય અને રામના ખબર અંતર આપ્યા. ઘણે દિવસે રામના સમાચાર મળ્યા,

તથા હવે રામની પાસે પોતાની ખબર પહોંચાડી શકાશે એ બધા વિચારથી સીતાને ઘણું આશ્વાસન મળ્યું. આંખમાંથી આંસુ લોહી નાખીને હનુમાનને આશીર્વાદના ચિહ્નરૂપ એક મણિ આપીને સીતાએ કહ્યું 'ભાઈ! આ મણિ લઇ જઇને તે રામને આપજો. તેથી કરીને ત્હમે મને મળી ગયા છો એની એમને ખાત્રી થશે. ત્હેમને કહેજો કે ઘણા દિવસ મ્હારાથી આ અવસ્થામાં જીવાશે નહિ. ત્હેમણે જેમ બને તેમ જલદી આવીને મ્હારો ઉદ્ધાર કરવો જોઇએ.'

હનુમાને કહ્યું 'મા! એટલા દિવસ વાટ જોવાની પણ શી જરૂર છે? શા માટે અહિં નકામું કષ્ટ વેઠો છો? મ્હારી પીઠ ઉપર બેસો. એકજ ફલંગમાં સમુદ્ર ઓળંગીને હું હમણાંજ ત્હમને રામની પાસે પહોંચાડી દઇશ.' પણ સીતાએ કહ્યું "બેટા! હું જાણું છું કે ત્હારામાં એટલું બધું બળ છે કે તું મ્હને કોઇના વગર જાણ્યે અહિંથી લઈ જઇ શકીશ; પણ રાવણે મ્હારૂં હરણ કરીને રામનું ઘણુંજ અપમાન કર્યું છે. રામ ઉચ્ચ વંશમાં જન્મેલા મહાવીર છે. યુદ્ધમાં રાવણને પરાસ્ત કરીને મ્હારો ઉદ્ધાર કરવાથીજ ત્હેમનું માન સચવાશે અને અપમાનનો બદલો લેવાશે. રાક્ષસ ત્હેમની સ્ત્રીનું હરણ કરી ગયો એ કલંક બીજા કશાથી જશે નહિ. માટે રામચન્દ્રને નીચે મ્હોંએ જોવાનું રાખીને હું ચોરની પેઠે લંકાથી છાની-માની ન્હાશી જઇશ નહિ. ધર્મનાશનો ભય મ્હને નથી. કોઇની પણ હિંમત નથી કે આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મ્હારા શિયળ–ધર્મનો નાશ કરે."

સીતાને પ્રણામ કરીને હનુમાન વિદાય થયા. જતાં પહેલાં

ત્હેમને એવી ઇચ્છા થઇ કે રાક્ષસોને એક વાર મ્હારૂં પરાક્રમ તો બતાવવું કે જેથી એ લોકો પણ સ્હમજી જાય. એ વિચારથી એ રાવણનું પ્રમોદવન તોડી નાખવા લાગ્યા. રાવણની આજ્ઞાથી ઘણા રાક્ષસોએ આવીને હનુમાનના ઉપર આક્રમણ કર્યું. સિંહનાદપૂર્વક રામનો જયજયકાર કરતાં હનુમાને રાવણની સેના સાથે યુદ્ધ કરીને ઘણા રાક્ષસોને મારી નાખ્યા. વળી પાછા રાવણે બીજા રાક્ષસો મોકલ્યા. એટલે રાવણને રૂબરૂ બેએક વાત સંભળાવવાના વિચારથી હનુમાને પોતાને રાક્ષસોના હાથમાં પકડાવી દીધા. ત્હેમને રાવણની આગળ લઇ ગયા એટલે ત્હેમણે રામના દૂત તરીકે પોતાનો પરિચય આપ્યો. સીતાહરણ માટે રાવણને ઘણી ગાળો દીધી અને કહ્યું કે 'જો ત્હારૂં ભલું ચાહતો હોય તો સીતાને પાછી મોકલી આપ. અને રામના પગમાં પડીને ક્ષમા માગ.'

ક્રોધમાં રાવણે પોતાના નોકરોને હુકમ આપ્યો કે હનુમાનના પૂંછડે કપડું બાંધીને સળગાવી દો. સીતાના વરદાનથી હનુમાનને કંઇ અશુભ થયું નહિ. ત્હેમની પૂંછડી સળગી નહિ. બલ્કે છલંગો મારતા મારતા ઘરો ઉપર કૂદતા કૂદતા પૂંછડીની આગથી લંકા નગરી સળગાવતા હનુમાન રામની પાસે ક્ષેમકુશળ પાછા ફર્યા.

વાનરસેનાની સહાયતાથી સમુદ્ર ઉપર સેતુ બાંધીને રામ લંકામાં જઈ પહોંચ્યા. ભારતવર્ષના દક્ષિણ પ્રાન્તમાં, જે સ્થળે સેતુ બાંધીને રામ લંકા ગયા હતા, તે સ્થળ હજુ સુધી સેતુબંધ રામેશ્વરના નામથી મહાતીર્થ ગણાય છે.

રાવણનો ન્હાનો ભાઇ વિભીષણ ઘણો ધાર્મિક હતો. ત્હેણે

ભાઇના અધર્મ અને અનાચારથી દુઃખી થઇને, સીતાને પાછી મોકલી આપવાને તથા રામની સાથે સંધિ કરવાને રાવણને ઘણીએ વાર સ્હમજાવ્યું. પણ રાવણે ઉલટા ક્રોધે ભરાઇને ત્હેને લાત મારીને કહાડી મૂકયો. વ્યથિત હૃદયે વિભીષણે રામના પક્ષનો આશ્રય લીધો. લંકામાં રાવણની સાથે રામને ઘણા દિવસ સુધી યુદ્ધ ચાલ્યું. રાવણનો ભાઇ કુંભકર્ણ તથા તેના પુત્રો વીરબાહુ, અતિકાય અને મેઘનાદ વગેરે મહા બળવાન અને પરાક્રમી રાક્ષસો એકે એકે માર્યા ગયા. આખરે રાવણે પોતે પણ રામને હાથે પ્રાણત્યાગ કર્યો.

૬.

રાવણનો વધ થયા પછી એ શુભ સમાચાર આપવા હનુમાન અશોકવનમાં ગયા. આનંદના સમાચારથી સીતાને હર્ષનાં આંસુ આવ્યાં. હર્ષના ઉચ્છ્વાસથી ત્હેમનું હૃદય એવું ભરાઈ ગયું કે કાંઈ બોલી શકાયું નહિ. હનુમાને વિસ્મય પામીને પૂછયું ‘ માજી, આ શું ! રૂવો છો શા માટે ? મ્હારી સાથે બોલતાં કેમ નથી ? ’ આત્માને શાંત પાડીને થોડી વાર પછી સીતા બોલી ‘ બેટા ! ઘણું દુઃખ વેઠયા પછી આજ રામના વિજયસમાચાર સાંભળીને હું એકદમ ધૈર્ય ખોઈ બેઠી છું. આજ ત્હેં મ્હને પ્રિય સંવાદ આપ્યા ત્હેના બદલામાં ત્હને શું ઈનામ આપું તે સ્હમજાતું નથી. ત્રિભુવનમાં એવું કોઈ પણ ધન હું જોતી નથી જેનાથી ત્હારી આ સેવાનો બદલો વાળી આપુ. આ પૃથ્વીનું રાજ્ય પણ ત્હારે માટે પૂરતું ઈનામ નથી.’

હનુમાને કહ્યું ‘ મા ! ત્હમે આજે સુખી થયાં એજ મ્હારે મનથી પૂરેપૂરૂં ઇનામ છે. ત્હમારી આ સ્નેહ અને માયાભરી

વાત મ્હને સ્વર્ગના રાજ્ય કરતાં પણ વધારે કિંમતી છે.'

સીતાને પ્રણામ કરીને હનુમાને ફરીથી કહ્યું 'મા! આ રાક્ષસી દાસીઓએ આટલા દિવસ આપને ઘણું દુઃખ દીધું છે. ત્હમે આજ્ઞા આપો તો હું એ બધીને હમણાંજ મારી નાખું.'

સીતાએ કહ્યું 'બેટા! દાસીઓ પોતાના માલિકને તાબે છે. માલિક જે આજ્ઞા કરે તે પ્રમાણે ત્હેમણે ચાલવું જોઈએ. રાવણની આજ્ઞાથીજ એમણે મ્હને દુઃખ દીધું છે. શા માટે એમને સજા કરવી? પોતપોતાના કર્મના ફળરૂપે મનુષ્યો દુઃખ પામે છે. હું મ્હારા પોતાનાજ કર્મના ફળવડે આ દુઃખ પામી છું એમાં એમનો શો વાંક? રાવણ હતો ત્યાં સુધી ત્હેના કહ્યા મુજબ એ સ્ત્રીઓ મ્હને કષ્ટ આપતી હતી. અહા! આજ જુઓ, એની એજ દાસીઓ ભયથી દૂર ન્હાસી જાય છે. મ્હારે એમના ઉપર કાંઇ વેર નથી. તું પણ એમને માફ કર. જગત્માં બધાથી અપરાધ થાય છે, તેથી પરસ્પર એકબીજાના અપરાધ ક્ષમા કરવા એજ ધર્મ છે.'

સીતાનાં વચનોથી સંતુષ્ટ થઇને હનુમાને રાક્ષસીઓને ક્ષમા આપી.

રામની આજ્ઞાથી સીતાને તેડવા સારૂ વિભીષણ આવ્યો. સ્નાન કરીને, દિવ્ય વસ્ત્રાભૂષણ સજીને સીતા રામનાં દર્શન કરવા ચાલ્યાં. રામની પાસે જઇને, ત્હેમને પ્રણામ કરીને લજ્જાયુક્ત ભાવે નીચે વદને સીતા સન્મુખ ઉભાં રહ્યાં. પણ રામે ત્હેની સાથે કાંઇ આદરપૂર્વક સંભાષણ કર્યું નહિ. ગંભીર મુખમુદ્રા કરીને કઠોર સ્વરે કહ્યું 'સીતા! રાવણ ત્હમારૂં હરણ કરી ગયો હતો એ અપમાનનો બદલો લેવા માટે મ્હેં ત્હેનું નિંકદન

કરીને ત્હમારો ઉદ્ધાર કર્યો. આબરૂદાર માણસનું જે કર્તવ્ય હતું તે મ્હેં પૂર્ણ કર્યું છે પણ રાવણે બળપૂર્વક દશ માસ સુધી ત્હમને ત્હેના ઘરમાં રાખ્યાં છે એટલે ત્હમે વિશુદ્ધ હો એવો સંભવ જણાતો નથી. એવી અવસ્થામાં ત્હમારો સ્વીકાર કરીને મ્હારા મહાન્ વંશને કલંકિત કરી શકું એમ નથી. ત્હમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ, જેવી રીતે રહેવાની ઈચ્છા હોય તેવી રીતે રહો.'

વજ્ર તૂટી પડયું હોત તો સીતા સહન કરી શકત. સંસારમાં બીજી જેટલા પ્રકારની વિપત્તિઓ, નિન્દા, ઘૃણા હોય છે તે બધી સામટી સીતા ઉપર આવી પડત તો તે પણ સીતા સહન કરી શકત. પણ રામનાં આ વચનોએ સીતાના અંતઃકરણને સળગતા તીરની પેઠે વિંધી નાખ્યું. રડતે રડતે તે કહેવા લાગ્યાં. 'આર્યપુત્ર! સાધારણ પુરૂષો સાધારણ સ્ત્રીને જેવી વાત કહે એવી ઘૃણિત વાત કહીને ત્હમારા જેવા મહાપુરૂષ શા માટે મ્હને વ્યથિત કરે છે? રાવણના ઘરમાં હું હતી એટલા સારૂ, શું હું બીજી દુષ્ટ સ્ત્રીઓની માફક રાવણને વશ થઈ હઈશ! હું અબળા સ્ત્રી છું.'

'ક્રૂર રાવણે બળપૂર્વક મ્હારા અંગને સ્પર્શ કર્યો છે, ત્હેને રોકવાની તથા ત્હેના સ્હામા થવાની મ્હારામાં શક્તિ ન હતી તેથી શું મ્હારો અપરાધ ગણી શકાય? શરીર મ્હારે આધીન નથી. એ શરીરને એણે સ્પર્શ કર્યો છે એ વાત ખરી, પણ મ્હારૂં હૃદય, જેના ઉપર હરેક અવસ્થામાં મ્હારો અધિકાર છે, તે હૃદયને શું તે દુરાચારી સ્પર્શ કરી શકયો છે? એ મ્હારૂં હૃદય હમેશાં ત્હમારા ઉપરજ અનુરક્ત રહ્યું છે, ત્હેણે સદા

ત્હમારીજ ભક્તિ કરી છે. જગત્‌માં કોઇની પણ શક્તિ નથી કે એક પળભરને માટે પણ એ હૃદયમાં ત્હમારા સિવાય અન્ય કોઇનો વિચાર આણી શકે. આ દાસીએ ઘણા દિવસ ત્હમારી સાથે રહીને ત્હમારી સેવા કરી છે. મ્હારૂં હૃદય કેવું છે, મ્હારૂં ચરિત્ર કેવું છે, તે શું ત્હમે હમણાં જાણી શકતા નથી ? જે દોષની શંકા લાવીને ત્હમે મ્હારો ત્યાગ કરો છો, તે દોષ મ્હારામાં હોવાનો સંભવ છે એવો વિચાર ત્હમારા મનમાં આવી શકે છે ? રાવણના પાશવ બળથી મ્હારા દેહને એવો કોઇ પણ જાતનો કલંકિત સ્પર્શ થયો હોત તો શું સીતા ત્હમારી સન્મુખ જીવતી આવીને ઉભી રહેત ? '

રામે કાંઈ જવાબ આપ્યો નહિ. એટલે સીતાએ લક્ષ્મણને કહ્યું ' લક્ષ્મણ ! કલંકિની ગણાઇને હું હવે આ પ્રાણ રાખવાની ઇચ્છા નથી રાખતી. કલંકિની ગણીને સ્વામીએ આટલા મનુષ્યો દેખતાં મ્હારો ત્યાગ કર્યો તો હવે મ્હારે જીવતી રહેવાનું કાંઈ પ્રયોજન ? ત્હમે જલદી જઇને મ્હારે માટે ચિતા તૈયાર કરાવો ! અગ્નિમાં આ દેહ વિસર્જન કરીને આજ આ બધા દુઃખ અને કલંકનો અન્ત આણીશ. '

ક્રોધપૂર્વક લક્ષ્મણે રામની તરફ જોયું. રામે કાંઈ પણ કહ્યું નહિ. એટલે લક્ષ્મણે ચિતા તૈયાર કરાવી; ચિતા સળગી એટલે અગ્નિદેવને પ્રણામ કરીને સીતા બોલ્યાં: " જો રામ ઉપરથી મ્હારૂં ચિત્ત કોઈ પણ દિવસ ચલિત ન થયું હોય તો હે સર્વના સાક્ષી ! સર્વને શુદ્ધ કરનાર હુતાશન ! ત્હમે મ્હારૂં રક્ષણ કરજો. હું શુદ્ધચરિત્રની હોવા છતાં પણ રામે કલંકિની કહીને મ્હારો ત્યાગ કર્યો છે, તો પાપપુણ્યના સાક્ષી ભગવાન્ અગ્નિદેવ

મ્હારૂં રક્ષણ કરજો. જો કાયા, મન, અને વચન વડે રામનું કદી પણ ઉલ્લંઘન ન કર્યું હોય તો, હે ત્રિલોકને શુદ્ધ કરનાર વિભાવસો ! મ્હારૂં રક્ષણ કરો !" આ પ્રમાણે બોલીને સીતાએ સળગતી ચિતામાં પ્રવેશ કર્યો.

બધા હાહાકાર મચાવી રહ્યા. રામચંદ્ર પોતાની નિષ્ઠુરતાને માટે અનુતાપથી દગ્ધ થઇને વિલાપ કરવા લાગ્યા. પણ સતી સીતાનો પવિત્ર દેહ અગ્નિમાં બળી ગયો નહિ. સાક્ષાત્ મૂર્તિમાન્ અગ્નિદેવ ચિતાની આગમાંથી સીતાને લેઇને બહાર આવ્યા, અને સીતાને રામની પાસે આણીને કહ્યું 'રામ ! આ ત્હમારી સીતાને ગ્રહણ કરો. પાપનો લેશ માત્ર પણ સ્પર્શ ત્હેને થયો નથી. મિથ્યા કલંકનો ભય રાખીને પતિવ્રતા ધર્મશીલ સાધ્વી પત્નીનો ત્યાગ કરશો નહિ.'

લજ્જીત થઇને રામે આદરસત્કારપૂર્વક સીતાનો સ્વીકાર કર્યો. વિભીષણને લંકાનો રાજ્યાભિષેક કરીને રામ, સીતા તથા લક્ષ્મણની સાથે રાવણના પુષ્પક વિમાનમાં બેસીને આકાશમાર્ગે જુદા જુદા પ્રદેશો જોતા જોતા વનવાસમાંથી પાછા ફર્યા. ચૌદ વર્ષ પૂર્ણ થવાથી અયોધ્યામાં પાછા જઇને, ભરતે આપેલું રાજ્ય ગ્રહણ કરીને પરમ સુખમાં રાજ્યનો ઉપભોગ તથા પ્રજાનું પાલન કરવા લાગ્યા.

૭

સીતાને પાંચ માસનો ગર્ભ હતો. ગર્ભાવસ્થામાં માતા સંતુષ્ટ અને પ્રફુલ્લિત રહેવાથી સંતાન તંદુરસ્ત, પ્રફુલ્લિત અને ઉદારચરિત થાય છે, એવી આ દેશમાં ઘણા લાંબા સમયથી માન્યતા છે. તેટલા માટે ગર્ભિણીના અભિલાષ પૂર્ણ કરીને ત્હેના

મનને સંતુષ્ટ રાખવા માટે આ દેશમાં હમેશાં યત્ન કરવામાં આવે છે. વનવાસના સમયે તપોવનમાં જે નિર્મળ સુખ તથા શાન્તિ ભોગવ્યાં હતાં, મુનિ કન્યાઓ સાથે જે શાન્તિમય પવિત્ર જીવન ગાળ્યું હતું, એ બધી ભૂતકાળના આનંદની વાતો સીતા રાજાની રાણી થયા છતાં પણ વિસરી શક્યાં નહોતાં. ગર્ભિણી અવસ્થામાં ત્હેમને એવી ઈચ્છા થઇ કે થોડા દિવસ તપોવનમાં રહીને મુનિકન્યાઓ સાથે તપોવનના શાન્તિમય નિર્મળ આનન્દનો ઉપભોગ કરૂં. રામની પાસે ત્હેણે પોતાના મનની ઈચ્છા જણાવી. સ્નેહમય સ્વામી રામચન્દ્રે પણ ગર્ભવતી સ્ત્રીના મનોરથને અનુમોદન આપ્યું. પણ એ મનોરથજ ખરૂં જોતાં સીતાના સુખમય જીવનને કાળરૂપ થઇ પડયો. એકાએક રામચન્દ્રે સાંભળ્યું કે, ઘણા દિવસ રાવણના ઘરમાં રહેવા માટે, અયોધ્યાવાસી પ્રજા સીતા ઉપર કલંક લગાડે છે અને સીતાનો સ્વીકાર કરવા માટે એ લોકો રામના ઉપર પણ અસંતુષ્ટ છે. તે લોકો એમ કહેતા હતા કે રામ અને સીતાના દ્રષ્ટાન્તથી હમે પણ ધર્મ અને ટેકની ખાતર પોતાના ઘરની સ્ત્રીઓને વ્યાજબી સજા નહિ કરી શકીએ.

રામચન્દ્ર આદર્શ રાજા હતા. પ્રજાને સંતોષવી, પ્રજાને રંજન કરવી એ રાજાનું સૌથી પ્રથમ કર્તવ્ય છે. એ કર્તવ્ય પાલન કરવા સારૂ પ્રાણ કરતાં પણ અધિક પ્રિય હોય એવી વસ્તુઓનો ત્યાગ કરવો પડે છે. રામચન્દ્ર પણ એ કર્તવ્યપાલન સારૂ સીતાનો ત્યાગ કરવા તૈયાર થયા. સીતા એમને પ્રાણાધિક પ્રિય હતી, સીતા એમની એક માત્ર પત્ની હતી. એ વખતના રાજાઓ પણ અનેક રાણીઓ કરતા હતા છતાં પણ

રામે સીતા સિવાય બીજી પત્ની ગ્રહણ કરી નહોતી. સીતા-વિયોગથી ત્હેમનું જીવન સુખહીન થશે, ઘર સ્મશાન જેવું થશે એ બધું એ જાણતા હતા. પણ એ રાજા હતા અને રાજ-ધર્મ અનુસાર પ્રજાને રાજી કરવા સારૂ ધર્મપત્નીનો ત્યાગ કરવા તત્પર થયા.

સીતા તપોવન જોવાની ઇચ્છા રાખે છે, એ નિમિત્તે તેને લેઇ જઇને મહર્ષિ વાલ્મીકિના તપોવનમાં પરિત્યાગ કરી આવવા ભાઇ લક્ષ્મણને આજ્ઞા આપી. લક્ષ્મણે રામને ઘણુંએ સ્હમ-જાવ્યા, ઘણીએ વિનંતિ કરી. આખરે ઘણું રૂદન કર્યું પણ દ્રઢપ્રતિજ્ઞ રામચંદ્ર એકના બે થયા નહિ. ભ્રાતૃસેવાપરાયણ લક્ષ્મણે લાચાર થઇને આ અત્યંત નિષ્ઠુર કાર્યનો ભાર પોતે સ્વીકાર્યો.

સીતાને હજુ સુધી કશી વાતની ખબર નહોતી, આનંદિત ચિત્તે લક્ષ્મણની સાથે રથમાં બેસીને તપોવન તરફ ચાલ્યાં.

ગંગાતીરે મહર્ષિ વાલ્મીકિના તપોવનમાં પહોંચ્યા પછી લક્ષ્મણે લજ્જા તથા દુઃખથી નીચું મ્હોં કરીને રોતે રોતે રામની એ મર્મભેદી આજ્ઞા સીતાને સંભળાવી.

સીતા મૂર્છા ખાઇને ધરણી ઉપર ઢળી પડયાં.

લક્ષ્મણની શુશ્રૂષાથી ભાન આવતાં, ઘણી વાર સુધી મ્હોં ઢાંકીને સીતા એકલાં ખૂબ રોયાં. પછી જરા આત્મસંવરણ કરીને લક્ષ્મણને કહ્યું 'લક્ષ્મણ! વિધાતાએ દુઃખ ભોગવવા સારૂજ મ્હને ઉત્પન્ન કરી છે. તેથીજ આ મૂર્તિમાન દુઃખ મ્હારા ઉપર આવી પડયું. પૂર્વજન્મમાં મ્હેં ઘણાં પાપ કર્યાં હશે એમ લાગે છે. કોઈ અત્યંત પ્રેમી દંપતીમાં વિચ્છેદ પડાવ્યો હશે. તેથીજ આ મ્હોટામાં મ્હોટું દુઃખ, જીવ કરતાં પણ વ્હાલા

સ્વામીના વિરહનું દુઃખ મ્હારા ભાગ્યમાં આવી પડ્યું ! લક્ષ્મણ ! વનવાસથી હું બ્હીતી નથી. સ્વામીની સાથે હું રાજીખુશીથીજ વનવાસમાં ગઈ હતીને ? સ્વામી સાથે હતા ત્યાં સુધી એક પણ દિવસ વનવાસમાં દુઃખ છે એવો વિચાર મ્હારા મનમાં આવ્યો નથી. પણ આજ એકલી આ નિર્જન વનમાં હું કોનું મુખારવિન્દ નિહાળીશ ? બ્હીક લાગશે ત્યારે કોણ મ્હારો ભય દૂર કરશે ? થાકી જઇશ ત્યારે કોનું મુખ જોઇને કોના મુખની વાત સાંભળીને થાકને દૂર કરીશ ? રામ મહાન્–ચરિત્રવાન–મહાપુરૂષ છે. વનવાસી મુનિઓ મ્હને પૂછશે કે શા દોષને માટે રામે આ પ્રમાણે ત્હારો પરિત્યાગ કર્યો ? ત્યારે હું શો જવાબ આપીશ ? લક્ષ્મણ ! ઈક્ષ્વાકુ કુળના વંશજ રામનું સંતાન મ્હારા ગર્ભમાં છે, નહિ તો ત્હમારી આગળજ હમણાં ને હમણાંજ જાન્હવીના જળમાં પ્રાણ વિસર્જન કરી દેત.'

બોલતે બોલતે સીતાનો કંઠ રૂંધાઇ ગયો. ત્હેની આંખોમાંથી વ્હેતી અવિરલ અશ્રુધારાથી આખી તપોવનભૂમિ ભીંજાઇ જવા લાગી.

થોડી વાર પછી લક્ષ્મણને પણ રોતા જોઇને સીતા ધીમે ધીમે બોલી ' લક્ષ્મણ ! રોશો નહિ. ત્હમારો શો વાંક ? રામચન્દ્રે ત્હમને જે આજ્ઞા આપી છે તે ત્હમે પાલન કરો. હું રામનું હૃદય જાણું છું, એ કોઇ દિવસ મ્હારા ઉપર સ્નેહશૂન્ય થાયજ નહિ. કેવળ રાજા તરીકેનું કર્તવ્ય પાલન કરવા સારૂ એ મ્હારો ત્યાગ કરવા તત્પર થયા છે. હું જાણું છું કે મ્હારા વિરહથી, મ્હારા દુઃખની કલ્પનાથી ત્હેમને ઘણોજ ખેદ થશે. લક્ષ્મણ ! ત્હમે એમને આશ્વાસન આપજો. કહેજો કે સીતા

કોઈ દિવસ આ નિષ્ઠુરતાને માટે ત્હમને અપરાધી ગણુશે નહિ. કહેજો કે આ વનમાં સીતા મનમાં ને મનમાં રાત દિવસ ત્હમારીજ પૂજા કરશે; અને ત્હમારૂંજ મંગળ ઈચ્છશે. લક્ષ્મણુ! ત્હમે ત્હેમને મ્હારા પ્રણામ કહેજો અને કહેજો કે રાજધર્મ પાલન કરીને ત્હમે અક્ષય્ય કીર્તિ પ્રાપ્ત કરી છે તેથીજ સીતા પોતાને ભાગ્યવતી સ્હમજશે. શોકથી અધીરા બનીને ત્હમે પોતાના કર્તવ્યપાલનમાંથી કદી વિમુખ થશો નહિ'.

સીતાએ વળી કહ્યું 'લક્ષ્મણુ! સાસુજીઓને અને બીજા નગરવાસી મુરબ્બીઓને મ્હારા પ્રણામ કહેજો. ભગિનીઓને મ્હારા સ્નેહાશીર્વાદ કહેજો. પોતાના કર્મના દોષવડે મ્હારા અદ્રષ્ટમાં જે લખ્યું હતું તે હું ભોગવું છું, મ્હારે માટે કોઈ દુઃખી થશો નહિ.'

અશ્રુપૂર્ણ લોચનથી સીતાના ચરણને વંદન કરીને લક્ષ્મણુ વિદાય થયા. લક્ષ્મણુ દૃષ્ટિમર્યાદા બહાર ગયા એટલે ભૂમિ ઉપર ઢળી પડીને કાતર સ્વરે સીતા રૂદન કરવા લાગ્યાં. સમસ્ત તપોવન સીતાના આ આકુળ ક્રન્દનથી ઉચ્છવાસિત થઈ ગયું. એ કરૂણુ શબ્દથી ચમકીને મહર્ષિ વાલ્મીકિ શિષ્યો સાથે એ સ્થળે ચાલ્યા આવ્યા અને ત્યાં સીતાને આ દશામાં જોયાં.

મહર્ષિ સીતાને સાન્ત્વના આપીને ત્હેને પોતાના આશ્રમમાં લઇ ગયા. વાલ્મીકિના આશ્રમમાં, યથા સમયે, સીતાએ કુશ અને લવ નામના બે પુત્રરત્નને જન્મ આપ્યો. આ બે સુંદર બાળકના અતુલ સૌંદર્યથી વાલ્મીકિનું તપોવન પ્રકાશિત થઇ ગયું. રાજરાણી સીતાએ, તપોવનના દિવસોમાં, કુટીરમાં તપ-

સ્વિની વેશે રહીને રાજા રામચંદ્રના બે તપસ્વી પુત્રોનું પાલન કરવામાં મન પરોવ્યું.

પંચવટીમાં વનવાસ કરતી સીતાને આપણે જોઈ છે. પણ એ સીતા અને આજની સીતા! આ પણ તપોવન છે, અહિં પણ હરણનાં બચ્ચાં રમે છે, પદ્મવનમાં પદ્મો અહિં પણ ખીલ્યાં છે, મધુર મલયાનિલવડે તરૂલતાઓ નાચી નાચીને પુષ્પો વિખેરી રહી છે, અહિં પણ મુનિકન્યાઓ હસીને, ગાઇને સ્નાન કરે છે, ફૂલ તોડે છે, માળાઓ ગુંથે છે, એ બધું છે પણ સીતાની પાસે રામ નથી, તેથી સીતા એનાંએજ નથી. હવે સીતા રમતાં નથી, ગાતાં નથી, હસતાં નથી, કમળવનમાં ફરતાં નથી, મુનિકન્યાઓ સાથે આનંદપૂર્વક ગાનતાન કરતાં નથી, કે પુષ્પો તોડીને માળા ગુંથતાં નથી. હાય! બાલિકાની માફક સરળ હૃદયથી રામની પાસે ઉત્સાહ અને આનંદપૂર્વક નિત્ય ક્રીડા કરનારાં એનાં એ સીતા પંચવટીમાં, વસન્તોદ્યાનમાં નવપ્રભાત સમયે સુગંધિત પુષ્પોથી લચેલી માધવી લતા મલયાનિલની લહરીઓથી જેમ નાચે, તેમ હસતી કૂદતી હતી. પણ આજ પ્રચંડ તાપથી સૂકાઇને એની એજ લતા જમીન ઉપર પડી છે. સીતા આજ વનવાસી રામની આનન્દમયી સાથી નથી, જીવન-રૂપ સ્વામીના વિરહથી પીડિત, આશાહીન, દુઃખમાં આત્મ-સમર્પણ કરનારાં તપસ્વિની છે. તપોવનની એકાન્ત કુટીરમાં આ દુઃખી લલના સીતા પૂરા અંતઃકરણપૂર્વક સંપૂર્ણ પ્રેમ સાથે પોતાના બે પુત્રોનું પાલન કરવામાં નિમગ્ન છે. શોકને લીધે મલિન થયેલા સીતાના સુંદર મુખકમળ ઉપર આજ તપસ્વિનું ધર્મબળ અને માતાના માતૃસ્નેહનું શાન્તિમય ગાંભીર્ય છવાઇ

રહ્યું છે. સીતાના આનંદોચ્છ્વાસમય સરળ ચક્ષુઓમાં આજ કેવળ સ્નેહ અને વિષાદનાં અશ્રુમય મલિન હાસ્ય છે! દૂર અયોધ્યાના સિંહાસન ઉપર બિરાજેલા કઠોર પ્રજા-રંજન-વ્રત-પરાયણ રામ! કલ્પનાનાં નેત્રોવડે ત્હમે ત્હમારી સીતાની આ મૂર્તિ કદી જોઇ છે? જો જોઇ છે તો ત્હમે જાણતા નથી, કે કેવા મહાન્ દૈવતના બળવડે પત્થરની છાતી કરીને આ મૂર્તિ પોતાનું જીવન ગાળી રહી છે?

કુશ અને લવ ધીમે ધીમે મ્હોટા થયા. વાલ્મીકિએ ત્હેમને અનેક પ્રકારનાં શાસ્ત્રોનું શિક્ષણ આપ્યું. રામ અને સીતાના અપૂર્વ જીવનનું વર્ણન કરવા મહાકાવ્ય રામાયણની રચના કરીને, વાલ્મીકિ કુશ અને લવને ભણાવવા લાગ્યા. તપોવનમાં મુનિઓ પાસે, આ બે બાળક ભાઇઓ વીણા વગાડીને સુલલિત સ્વરે રામાયણ ગાતા હતા.

આ તરફ રામચન્દ્રે અશ્વમેધ યજ્ઞની તૈયારી કરી. પત્ની વગર ધર્મકાર્ય થાય નહિ, માટે પુરોહિતોએ રામચન્દ્રજીને ફરીથી લગ્ન કરવાનો આગ્રહ કર્યો. પણ સીતાનેજ ખરા હૃદયથી ચાહનાર રામચન્દ્રે ફરીથી લગ્ન કરવાના વિચારને મનમાં પણ સ્થાન આપ્યું નહિ. સીતાની એક સુવર્ણપ્રતિમા બનાવીને, તે એ પ્રતિમાને પોતાની સાથે લેઇને રામચન્દ્રે યજ્ઞ કર્યો. બીજા મુનિઓની માફક આ યજ્ઞમાં વાલ્મીકિને નિમંત્રણ હોવાથી એ પણ શિષ્યમંડળી સાથે આવ્યા હતા. લવ અને કુશ પણ ત્હેમના શિષ્ય તરીકેજ આવ્યા. એકઠા થયેલા રાજાઓ અને મુનિઓ સમક્ષ વાલ્મીકિ મુનિના કહેવાથી કુશ અને લવે રામાયણનું ગાન કર્યું. રામચન્દ્ર સ્હમજી ગયા કે આ બન્ને બાળકો મ્હારા પોતાનાજ પુત્રો છે.

પુત્રોને જોઇને, વાલ્મીકિના તપોવનમાં વસતી સીતાની બધી અવસ્થા સાંભળીને, રામચન્દ્ર દુઃખથી ઘણા પીગળી ગયા. વાલ્મીકિના આગ્રહથી એમણે સીતાનો ફરીથી અંગીકાર કરવા કબુલ કર્યું, પણ પ્રજા પાછી દુઃખી અને અસંતુષ્ટ થાય એટલા સારૂ સીતાએ ભરી સભામાં બધાની સમક્ષ પોતાની નિર્દોષતા સાબિત કરી આપવી પડશે એમ કહ્યું.

સીતા અયોધ્યામાં આવીને ભિન્ન ભિન્ન દેશના રાજા, ઋષિ, મુનિ તથા અયોધ્યાની પ્રજાની સભાસમક્ષ ઉભી રહી. વાલ્મીકિએ ત્હેને રામે કહેલા શપથ અને સાબિતીની વાત કહી.

નિર્મળચિત્ત હોવા છતાં પણ સીતાને ઘણું માઠું લાગ્યું. અસાધારણ ધૈર્યપૂર્વક ત્હેણે આજ સુધી બધું દુઃખ સહન કર્યું હતું. રામના ચરણમાં ફરીથી શરણ મેળવવાની મ્હોટી આશાએ એ અયોધ્યા આવી હતી, પણ ત્યાં એકાએક ભરી સભામાં શપથ ખાઇને પુરાવો રજુ કરવાની વાત સાંભળીને ત્હેમનું હૈયું ફાટી ગયું. આ દારૂણ અપમાન કોમળહૃદયા સતીથી સહન થઈ શક્યું નહિ.

કોઇની પણ તરફ ત્હેણે મ્હોં ફેરવી જોયું નહિ. પૃથ્વીની દુહિતાએ આજ ઘણા દુઃખના સમયે, પૃથ્વીમાતા તરફ જોઇને, ત્હેનાજ ખોળામાં દુઃખમય જીવનની છેલ્લી શાંતિ, છેલ્લા આશ્રયને માટે પ્રાર્થના કરી. ધીમે ધીમે કરૂણ સ્વરે સીતાએ કહ્યું 'આખી જીંદગીમાં રામ સિવાય મ્હેં બીજા કોઇને કદી પણ મ્હારા મનમાં સ્થાન આપ્યું નથી. એજ ધર્મબળની ખાતર, હે પૃથ્વીમાતા ! તું ત્હારા ગર્ભમાં મ્હને સ્થાન આપ. મ્હેં કાયા, મન અને વચનથી જીવનપર્યન્ત કેવળ રામનીજ

પૂજા કરી છે, એ સત્યના બળવડે, હે ભગવતી વસુન્ધરા ! તું ત્હારા ખોળામાં આજ ત્હારી આ દુઃખી કન્યાને લેઈ લે ! મા ! હું શપથ ખાઇને કહું છું કે મ્હારૂં જીવન અકલંકિત છે; સ્વામી રામચંદ્ર સિવાય બીજા કોઈ પુરૂષનું ધ્યાન મ્હેં સ્વપ્નમાં પણ કદી નથી કર્યું. મ્હારા આ શપથની સાબિતીમાં, હે ધરતી માતા ! ત્હારા હમણાં બે કડકા થઈ જાઓ અને આ અભાગિનીને ત્હારા ગર્ભમાં સ્થાન મળો !

જોતજોતામાં સીતાની સમક્ષ ધરતી ફાટી ગઈ, સાક્ષાત પૃથ્વીદેવી દિવ્ય સિંહાસન ઉપર બેસીને દુહિતા સીતાને પોતાના ખોળામાં બેસાડીને પળવારમાં અન્તર્ધ્યાન થઇ ગયાં.



# ૩—મૈત્રેયી.



યાજ્ઞવલ્કય મુનિને મૈત્રેયી અને કાત્યાયની નામની બે સ્ત્રીઓ હતી. મૈત્રેયી ‘ મિત્ર ’ ઋષિની કન્યા હતી અને બ્રહ્મવાદિની ગાર્ગીની ભાણેજ હતી. પિતાની પાસેજ ત્હેણે ધર્મ અને તત્ત્વજ્ઞાનનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. એટલે એ જ્ઞાન અને વિદ્યાના વિષયમાં વિદ્વાન્ સ્વામીની યોગ્ય સહધર્મિણી થઇ પડી. યાજ્ઞવલ્કય મુનિએ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને વાનપ્રસ્થ થવાના વિચારથી એક દિવસ પત્નીને કહ્યું ‘ મૈત્રેયી ! હું ઘરબાર છોડીને પરિવ્રાજક થઇશ. મ્હારી માલમિલ્કત જે કાંઇ છે ત્હેને માટે ત્હારી અને કાત્યાયની વચ્ચે

આગળ ઉપર કાંઈ વાંધો ન પડે એટલા સારૂ હું ત્હમને બન્નેને બધી સંપત્તિ સરખે ભાગે વ્હેંચી આપવા ધારૂં છું.' આ વખતે સન્નારી મૈત્રેયીએ યુક્તિપુરઃસર જે સુન્દર ઉત્તર આપ્યો છે, તે વાંચતાં આજકાલના સભ્ય જગત્‌ના દાર્શનિક પંડિતોને પણ મસ્તક નમાવવું પડે છે. મૈત્રેયીએ સ્વામીના પ્રશ્નના જવાબમાં કહ્યું "પ્રભુ! આ વિષયસમ્પત્તિ લઇને હું શું કરીશ? આ તો ઘણું સાધારણ ધન છે. પણ જો આખી પૃથ્વીનું રાજ્ય પણ મ્હને મળે તો તેથી લાભ શો? એથી હું અમરત્વને પામીશ?" મૈત્રેયીના આ પ્રશ્નથી ઉપનિષદ્ અમર થઇ ગયું છે. યાજ્ઞવલ્કય મુનિએ જયારે જવાબ આપ્યો કે 'ના, અમરત્વ મેળવાશે નહિ, એથી તો ધનવાન મનુષ્યોની માફક વિષયભોગનીજ લાલસા તૃપ્ત થશે.' ત્યારે મૈત્રેયીએ જવાબ આપ્યો કે 'પ્રભુ! અસાર અને અનિત્ય વિષયભોગની મ્હને જરા પણ પરવા નથી. આપની મિલ્કતમાંથી મ્હારે ભાગ જોઇતો નથી. **येनाहम् नामृतास्याम् किमहम् तेन कुर्याम्**" જેનાથી હું અમર ન થઈ શકું, તે લઇને મ્હારે શું કરવું? નિત્યધન બ્રહ્મજ્ઞાન કે જેને પ્રાપ્ત કરવાથી મનુષ્ય અમરત્વ મેળવી શકે છે, ત્હેનીજ મ્હારે ઇચ્છા છે. આપના સંગનો લાભ મ્હને હવે મળશે નહિ. આપની પાસે રહીને બ્રહ્મજ્ઞાનનું શિક્ષણ મેળવવાની તક હવે મ્હને મળશે નહિ. આપનો ઇરાદો વાનપ્રસ્થ્યજ ગ્રહણ કરવાનો છે, તો હું ત્હેમાં અંતરાયરૂપ થવા નથી માગતી. આપ બધી માલમિલ્કત કાત્યાયનીને આપી દો. અમરત્વ મેળવવાના ઉપાયરૂપ જે બ્રહ્મજ્ઞાનના આપ અધિપતિ છો તે બ્રહ્મજ્ઞાન આપ મ્હને આપો. મ્હારો મનુષ્યજન્મ સફળ કરો.'

યાજ્ઞવલ્કયના હર્ષનો પાર રહ્યો નહિ. એમણે અનેક પ્રકારના દૃષ્ટાન્તદ્વારા મૈત્રેયીને બ્રહ્મતત્ત્વ સંબંધી ઘણો ઉપદેશ આપ્યો. સ્વામી વનમાં ગયા; મૈત્રેયી સ્વામીએ આપેલા તત્વ-જ્ઞાનની ચર્ચામાં અને નિત્ય નિયમિત સાધનામાં શાંતચિત્તે જીવન ગાળવા લાગી. જે અમરત્વની પ્રાપ્તિની આશાથી ત્હેણે બધા પાર્થિવ સુખનો ધૂળની પેઠે ત્યાગ કર્યો હતો; તે અમરત્વ–નિર્વાણ–પ્રાપ્ત કરવાથી મૈત્રેયીનું માનવજીવન સફળ થઇ ગયું.

પૃથ્વીમાં આપણે જેને સુખ કહીએ છીએ, અને જે સુખ મેળવવા માટે સંસારમાં કેટલીએ જાતનાં સાચાં–જૂઠાં તથા પ્રપંચ કરીએ છીએ, તે સુખથી વાસ્તવિક રીતે સ્થાયી તૃપ્તિ આપણને મળતી નથી. ભોગ, ઐશ્વર્ય, પદ, ગૌરવ, યશ એમાંનું કશું પણ તે પ્રાપ્ત કરનારના પ્રાણને પૂર્ણ શાન્તિ, પૂર્ણ તૃપ્તિ આપવા શક્તિમાન નથી. તેથીજ ભોગી અધિક ભોગની ઇચ્છા કરે છે, ધનવાન વધારે ધનની ઇચ્છા રાખે છે, અમલદાર ઉંચા હોદ્દાને માટે ખટપટ કરે છે અને યશસ્વી વધારે યશ ચાહે છે. ટુંકામાં એજ કે, જેટલું છે તેનાથી સંતોષ ન પામતાં એમજ ઇચ્છા થાય છે કે, હજુ વધારે મળે તો સુખી થવાય. પણ જેમ જેમ વધારે મળતું જાય છે તેમ તેમ વાસના પણ વધે છે. પોતાની બધી મનોકામનાઓ પૂર્ણ થયા પછી માણસ જુએ છે કે એના પ્રાણની ક્ષુધા મટી નથી. પહેલાં જે શૂન્યતા હતી, જે ખામી હતી તે હજુ પૂર્ણ થઇ નથી. એ હજુ સુખી થયો નથી! તૃપ્ત થયો નથી!

એ ક્ષુધા, એ શૂન્યતા, આત્માની છે. પાર્થિવ સુખ ભોગ-વવાથી એ ભૂખ મટતી નથી. કોઈ પણ મનવાંચ્છિત પાર્થિવ

વસ્તુ મળવાથી એ શૂન્યતા પૂરી થતી નથી. નિત્ય સચ્ચિદાનંદ, વિશ્વના આત્મસ્વરૂપ, બ્રહ્મને ઓળખવો, બ્રહ્મની સાથે પોતાને નિત્ય સંબંધ અનુભવવો, બ્રહ્મની સાથે સંપૂર્ણ આત્મમિલન અને આત્મ સમર્પણ કરવું, તથા નિરવચ્છિન્ન બ્રહ્માનંદના અમૃતનું પાન કરવું, એજ આત્માની ક્ષુધા મટાડવાનો અને આત્માની શૂન્યતા પૂરવાનો એક માત્ર ઉપાય છે. મનુષ્ય પોતાને ઓળખતો નથી. એ પોતાના અંતરની તરફ જોતો નથી, તેથી અન્તરને ઓળખતો પણ નથી; અને એથીજ અન્તરની ખરી અભિલાષા શી છે? એ અભિલાષા કેવી રીતે પૂરી થાય? કેવી રીતે અભિલાષની તૃપ્તિદ્વારા આત્માને ચિરશાન્તિ મળે? એ બધી વાતો તરફ એ બિલકુલ આંધળો રહે છે. મોહને વશ થઈને, મનુષ્ય સુખને માટે પાર્થિવ ભોગઐશ્વર્ય અને માનઆબરૂને માટે લાલચુ બનીને આમ તેમ ફાંફાં મારતો ફરે છે. પણ ખરૂં સુખ એને એમ કર્યાથી મળતું નથી.

જે લોકોને ખરેખરી અંતર્દષ્ટિ છે, તેઓ અન્તરને ઓળખીને—અંતરની અભિલાષા જાણે છે. તથા આ સંસારના અસાર, અનિત્ય વિષયભોગનો ધૂળની માફક ત્યાગ કરીને, તત્ત્વજ્ઞાનમાં, પરમાત્મા સાથે આત્માના સંમિલનમાં, જીવનની પરમ શાન્તિ, પરમ તૃપ્તિ અનુભવે છે. એ શાન્તિનો વિનાશ નથી, અન્ત નથી, પરિવર્તન નથી. એના આનન્દમાં મોહમુક્ત મનુષ્યો ગુલતાન થઈ જાય છે. એનુંજ નામ અમરત્વ છે.

સાધનાના બળ વડે મૈત્રેયીને ખરેખરી અન્તર્દષ્ટિ જન્મી હતી, અન્તરના અભિલાષને પારખીને અમરત્વની ખાતર, એણે દુનિયાની અસાર, અનિત્ય, ધનસંપત્તિનો બિલકુલ ત્યાગ કર્યો

હતો. જગતમાં સારરૂપ એકજ વસ્તુ નિત્યધન બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાને માટેજ એ એટલી બધી ઉત્સુક હતી. ત્હેના પ્રાણની બધી વાંચ્છનાઓ એ બ્રહ્મપ્રાપ્તિને માટેજ હતી. ઘણા આકુળ હૃદયથી એણે પ્રાર્થના કરી છે કેઃ—

असतो मा सद् गमय ।
तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्मामृतं गमय ।
आविराविर्म एधि ।
रुद्र यत्ते दक्षिणम् मुखम् ।
तेन माम् पाहि नित्यम् ॥

અસત્‌માંથી મ્હને સત્‌માં લઈ જાઓ. અંધકારમાંથી મ્હને પ્રકાશમાં લઇ જાઓ. મૃત્યુમાંથી મ્હને અમૃતમાં લેઈ જાઓ. હે પ્રકાશ સ્વરૂપ, ત્હમે મ્હારામાં પ્રકાશિત થાઓ ! હે રૂદ્ર ! ત્હમારૂં પ્રસન્ન મુખ મ્હને બતાવો. એ પ્રસન્ન મુખવડે મ્હારૂં રક્ષણ કરો.

આ પ્રાર્થનાના જેવી શ્રેષ્ઠ પ્રાર્થના, સુંદર પ્રાર્થના કોઇ રમણીના મુખમાંથી નીકળી નથી. આજ મૈત્રેયીની એ પ્રાર્થના હજારો આર્ય નરનારીના આત્માને શાન્તિ આપે છે. જીવનની પરમ શાન્તિ, પરમ તૃપ્તિ માટે મનુષ્યના હૃદયમાં જે જે આકાંક્ષાઓ હોઇ શકે તે બધી ઉપલાં થોડાં વાકયોમાં મૈત્રેયીએ પ્રગટ કરી છે.

પોતાના પિતા મિત્રમુનિના વિદ્યાલયમાં શિક્ષક તરીકે કામ કરીને મૈત્રેયીએ પોતાના અપૂર્વ જ્ઞાનનો લાભ બીજાઓને પણ આપ્યો હતો.

# ૪—વેદવતી.

આ સન્નારી ઘણીજ વિદ્વાન અને ધાર્મિક હતી. મહાત્મા કુશધ્વજના ઔરસથી માલવતીના ગર્ભમાં એણે જન્મ ધારણ કર્યો હતો. જન્મતાં વારજ હેનામાં ઉત્તમ પ્રકારનું જ્ઞાન આવ્યું હતું અને સૂતિકાગૃહમાંજ હેણે વેદપાઠ કર્યો હતો. એટલા માટે વિદ્વાનોએ હેનું નામ વેદવતી પાડયું હતું. પહેલાંના વખતમાં માબાપો કન્યાઓને પરણવાની ફરજ પાડતા નહોતા. જે સ્ત્રીઓ પોતાની ઈચ્છાનુસાર કુંવારી રહેવા માગતી હેને માબાપો ખુશીથી એમ કરવા દેતા. વેદવતી એવીજ એક ચિરકુમારી સ્ત્રી હતી. રાજકન્યા હોવા છતાં પણ એ તપસ્યા કરવા માટે વનમાં જઇને વસી હતી.

રજપુતાનામાં મેવાડ પ્રાન્તમાં '**અજમેર**' નામનું શહેર છે. ત્યાંથી થોડેક દૂર **પુષ્કર** નામનું તીર્થ છે. આ પુષ્કર તીર્થમાં બાલિકા વેદવતીએ એક મન્વન્તર સુધી તપશ્ચર્યા કરી હતી પણ એથી એને કાંઇ પણ હાનિ પહોંચી નહોતી. ઉલટું નિરાહાર તપ કરવાથી એનું નવયૌવન વધારે ખીલી નીકળ્યું. હેનું શરીર હૃષ્ટપુષ્ટ અને તેજસ્વી બન્યું. એક દિવસ હેણે દેવવાણી સાંભળી કે 'હે સુન્દરિ ! આવતા જન્મમાં તું જગદીશ્વર હરિને પતિરૂપે પામીશ. બ્રહ્માદિક દેવો જેમની આરાધના કરે છે એવા પતિને વરી તું પરમસુખમાં જીવન ગાળીશ.' આ પ્રમાણે દેવવાણી સાંભળવાથી, વેદવતીનો ઉત્સાહ વધી પડયો અને તે

વધારે પરિશ્રમપૂર્વક તપ કરવા લાગી. ગન્ધમાદન નામના પર્વત ઉપર એક સ્થળે એકાન્ત જોઇને ત્યાં આગળ એણે પોતાની કઠોર તપશ્ચર્યાનો આરંભ કર્યો. એક દિવસ લંકાપતિ રાવણ ત્હેની આગળ આવી ઉભો. ત્હેને અતિથિ સ્હમજીને અર્ઘ્ય-પાદ્યદ્વારા વેદવતીએ ત્હેની પૂજા કરી તથા સ્વાદિષ્ટ ફળફળાદિ અને કંદમૂળ ખવરાવીને શીતળ જળ પીવાને આપ્યું. પાપી રાક્ષસ ભોજન કરી રહ્યા પછી ત્હેની તરફ આગળ વધીને પૂછવા લાગ્યો 'સુન્દરિ! તું કોણ છે? કોની કન્યા છે?' વેદવતીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. મૂઢમતિ રાવણ આ મનોહારી, શરદઋતુના પદ્મ જેવી પ્રફુલ્લવદન, સુહાસિની, સુંદર યુવતી વેદવતીને જોઇને ભાન ભૂલી ગયો. અને ત્હેને ખેંચવા તત્પર થયો. હવે સતી વેદવતીના નેત્રમાંથી ક્રોધનો અગ્નિ વરસવા લાગ્યો. અને એ દુષ્ટાત્મા સ્તંભિત થઇ ગયો. એ પામરના હાથ, પગ, મ્હોં વગેરે આખું શરીર જડ થઇ ગયું. ત્હેનાથી હાલી ચાલી શકાયું નહિં. એટલે એ પાપી મનમાં ને મનમાં પવિત્ર સતી વેદવતીની પ્રાર્થના કરવા લાગ્યો. ત્હેની પ્રાર્થનાથી સંતુષ્ટ થઇને વેદવતીએ ત્હેને ફરીથી સચેતન કર્યો અને કહ્યું 'તું મ્હારા ઉપર કરેલા આ અત્યાચારને લીધે બન્ધુ-બાંધવો સાથે નાશ પામીશ.' આ પ્રમાણે શાપ આપીને સતી થર થર કાંપવા લાગી. પાછી સ્થિર થઇને તે બોલી 'ત્હેં આજ મ્હારા શરીરને સ્પર્શ કર્યો છે, હવે હું એ અપવિત્ર દેહનો ત્યાગ કરૂં છું, ત્હેનાં દર્શન કર.' એમ કહીને એ મહાજ્ઞાની, ધર્મપરાયણ, યોગિની વેદવતીએ યોગબળવડે પ્રાણવાયુને રોકી દીધો અને જ્યોતિર્મયી આભાથી વનને પ્રજ્વલિત કરીને દિવ્ય

લોકમાં ચાલી ગઈ. રાવણ ત્હેના મૃત દેહને ગંગામાં નાંખી આવ્યો, અને ' અહા ! કેવો અદ્ભુત બનાવ જોયો ! હાય ! મ્હેં આવું અન્યાયનું કામ શું કામ કર્યું ? ' એ પ્રમાણે વિલાપ અને પશ્ચાત્તાપ કરતો કરતો એ ઘેર ગયો. આ મહાસતી વેદવતીએ બીજા જન્મમાં જનક રાજાને ઘેર સીતાદેવીરૂપે જન્મ લીધો.

# ૫—પતિવ્રતા કૌશિક પત્ની.

પતિવ્રતા એ કૌશિકની પત્ની મહા સાધ્વી હતી. એના સતીત્વના બળથી મૃત પતિ પણ જીવતો થયો હતો.

પ્રતિષ્ઠાન નગરમાં કૌશિક વંશમાં ઉત્પન્ન થયેલો એક પાપાચારી બ્રાહ્મણ હતો. ત્હેની એ પત્ની હતી. આગલા જન્મના પાપે એ બ્રાહ્મણને પતનો રોગ થયો હતો, પણ એ એવા રોગી સ્વામીના ચરણમાં તેલ ચોળતી, અંગ દબાવતી, સ્નાન કરાવતી, કપડાં પહેરાવતી, ત્હેનાં મળમૂત્રાદિ પણ ઉપાડતી અને એકાંતમાં ત્હેની પાસે બેસી રહી શિખામણની વાતો કહીને તથા પ્રિય સંભાષણ કરીને ત્હેનો વખત આનંદમાં કહાડતી. પરન્તુ એ પતિને દેવતાની માફક પૂજતી હોવા છતાં પણ ત્હેનો પતિ સદા ત્હેનો તિરસ્કાર કરતો. તોપણ એ પતિવ્રતા તેથી પોતાના મનમાં કાંઇ ઓછું આણતી નહિ. પતિનામાં ચાલવાની શક્તિ નહોતી પણ ત્હેની પાપવૃત્તિ ઘણી પ્રબળ હતી. એક દિવસ ત્હેણે પત્નીને હુકમ કર્યો કે ' મ્હેં એક પરમ રૂપવતી

વેશ્યાને જોઈ છે; એ રાજમાર્ગની પાસેના ઘરમાં વાસ કરે છે. તું મ્હને એ મનોહારી વેશ્યાને ઘેર લઇ જા. હે ધર્મજ્ઞે ! એ વેશ્યાજ અત્યારે મ્હારા હૃદયમાં વાસ કરી રહી છે, માટે મ્હને સત્વર ત્યાં લઇ જા. મ્હેં સ્હવારે એ સુંદર બાલિકાને દેખી છે, ત્યારથી તે અત્યાર સુધી મ્હારૂં ચિત્ત ત્હેનામાંજ ચોટયું છે. જો એ ભુવનમોહિની સુંદરપયોધરા નાજુક સ્ત્રી મ્હને આલિંગન નહિ કરે તો જરૂર હું પ્રાણત્યાગ કરીશ. એક તો ઘણા સુંદર મનુષ્યો ત્હેને મેળવવાને ઉત્સુક છે, તો પછી મ્હારા જેવા રોગીનો કોણ ભાવ પૂછશે ? વળી મ્હારામાં ચાલવાની પણ શક્તિ નથી, તેથી મ્હને ઘણી ચિન્તા થાય છે.' કામાતુર પતિનાં આ વચનો સાંભળીને પતિવ્રતા સ્ત્રી ત્હેની ઈચ્છા પૂર્ણ કરવા તૈયાર થઈ. ભિક્ષા માગીને ત્હેણે ધનનો સંગ્રહ કર્યો, અને પછી સ્વામીને પોતાની ખાંધે બેસાડીને ધીમે ધીમે એ વેશ્યાને ઘેર લઇ જવા લાગી. એ વખતે રાતનો સમય હતો, અને આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. અંધારામાં કાંઈ દેખાતું નહોતું, તેથી ભૂલમાં રસ્તામાં બેઠેલા માંડવ્ય ઋષિને ત્હેના પતિના પગની ઠોકર લાગી. ઠોકર લાગતાંજ ઋષિ ઘણા ગુસ્સે થયા, અને શાપ દીધો કે જેણે આ ઠોકર મારીને મ્હને દુઃખ પહોંચાડયું છે તે માણસ સૂર્યોદય થતાં અસહ્ય વેદના ભોગવીને પ્રાણત્યાગ કરશે.

મુનિવરનો આવો સખ્ત શાપ સાંભળીને પતિવ્રતા ઘણીજ દિલગીર થઈ. આખરે ત્હેણે એવો સંકલ્પ કર્યો કે 'સૂર્ય હવે ઉદય પામશેજ નહિ.' ત્યાર પછી એ શોકાતુર બ્રાહ્મણપત્નીની ઇચ્છા મુજબ સૂર્ય ઉદય પામ્યો નહિ. ઘણા દિવસ આ પ્રમાણે

વીતી જવાથી દેવતાઓ પણ ઘણા ભય પામ્યા. ત્હેમણે વિચાર્યું કે સૂર્ય વગર પૃથ્વીનું રક્ષણ થઇ શકે નહિ, માટે કોઇ પણ પ્રકારે સૃષ્ટિને બચાવવી જોઇએ. બ્રહ્માએ કહ્યું 'તેજ દ્વારા તેજ અને તપ દ્વારા તપનો નાશ થાય છે, પતિવ્રતા સતીના માહાત્મ્યને લીધે સૂર્ય ઉદય પામતા નથી. સૂર્યદેવના ન ઉગવાથી ત્હમને લોકોને ઘણી હાનિ પહોંચી રહી છે, માટે જો ત્હમે સૂર્યના દર્શનની અભિલાષા રાખતા હો તો એક માત્ર પતિવ્રતા અત્રિપત્ની અનસૂયાને તૃપ્ત કરો.' ત્યાર બાદ દેવતાઓએ જઇને અનસૂયાને પોતાનું દુઃખ કહ્યું. ત્હેમણે કહ્યું કે 'પતિવ્રતા સ્ત્રીનું વચન મિથ્યા થતું નથી, પણ ત્હમે બધા તસ્દી લઇને અત્રે પધાર્યા છો તો, સૂર્યદેવ ઉદય થાય, અને સાધ્વી પત્નીનો પતિ પણ જીવતો રહે, એવો હું પ્રયત્ન કરીશ.' એમ કહીને અનસૂયા એ કૌશિકપત્નીને ઘેર ગયાં. ત્યાં જઇને પતિવ્રતાને ઘણી રીતે સ્હમજાવીને કહ્યું કે 'હે કલ્યાણી! તું તો પતિનું મુખ જોઈને પ્રસન્ન થાય છે, અને બધા દેવતાઓ કરતાં પણ પતિને શ્રેષ્ઠ ગણે છે! મ્હેં પણ ત્હારી પેઠે પતિની સેવાચાકરી કરીનેજ સર્વ પ્રકારનાં મહાફળ મેળવ્યાં છે, અને એ સિદ્ધિઓને લીધે મ્હારાં સર્વ પ્રકારનાં સંકટો નિવારણ થઈ ગયાં છે. સ્ત્રીઓને માટે જે ઉંચામાં ઉંચું કર્ત્તવ્ય છે, તે તું કરી રહી છે. સ્ત્રીઓને માટે યજ્ઞ કે ઉપવાસની કાંઇ જરૂર નથી; કેવળ સ્વામીની સેવા એજ ત્હેનો પરમ ધર્મ છે; કારણ કે સ્વામી એજ ત્હેમની પરમ ગતિ છે. પુરૂષો દેવતા, અતિથિ અને પિતૃઓની જે સેવા કરે છે, તે સેવામાંથી પત્ની કેવળ પતિસેવાને લીધેજ અર્ધા ભાગની ભાગી થાય છે.' આ પ્રમાણે ઉત્તેજન મળવાથી પતિવ્રતા કૌશિકપત્ની ઘણી ખુશ

થઇ, અને હવે પોતાના સ્વામીના કલ્યાણને સારૂ શું કરવું, તે સતી અનસૂયાને પૂછ્યું. અનસૂયાએ કહ્યું 'હે સાધ્વી! ત્હારી ઇચ્છાનુસાર દિવસ, રાત બરોબર થઇ ગયો છે અને તેથી લોકોનાં કામકાજ રોકાઇ રહ્યાં છે. જગત્ નાશ પામવાનો વખત આવી પહોંચ્યો છે. એટલા માટે દેવતાઓએ મ્હને ત્હારી પાસે પ્રાર્થના કરવા મોકલી છે. હે તપસ્વિની! દિવસના અભાવે સંસારનો નાશ થવા વારો આવ્યો છે, માટે બધાના ઉપર દયા લાવીને તું સૂર્યને ઉગવાની રજા આપ.' પતિવ્રતાએ કહ્યું 'માંડવ્ય મુનિએ ઘણા ક્રોધમાં આવીને મ્હારા પતિને શાપ દીધો છે કે સૂર્યોદય થતાં ત્હારૂં મૃત્યુ થશે.' અનસૂયાએ કહ્યું "ત્હારી ઇચ્છા હશે તો હું ત્હારા સ્વામીને પુનર્જીવિત કરીશ, અને ત્હેમને નવું કલેવર પ્રાપ્ત થશે. પતિવ્રતા રમણી મ્હારે માટે સર્વદા આરાધનીય છે, માટે હું સદા ત્હારૂં સન્માન કરીશ." પતિવ્રતાએ 'તથાસ્તુ' કહેતાં વાર સૂર્યદેવ ઉદય પામ્યા. જગત્માં નવું ચૈતન્ય આવ્યું, પણ કૌશિકનો પ્રાણ ઉડી ગયો. બ્રાહ્મણે પ્રાણત્યાગ કર્યાથી ત્હેની પત્ની મહાશોકથી પોકેપોક મૂકીને રડવા લાગી. અનસૂયાએ ત્હેને ધીરજ આપીને કહ્યું 'પતિવ્રતા તું ગભરાઈશ નહિ, વ્યાકુળ ન થઇશ. પતિવ્રતા સ્ત્રી કદી વિધવા થઈ શકતી નથી. પતિસેવાદ્વારા મ્હેં જે તપોબળ પ્રાપ્ત કર્યું છે તે ત્હને હમણાં જણાશે. રૂપ, શીલ, બુદ્ધિ, વાકય અને મધુરતા આદિ સદ્ગુણો દ્વારા કદી પણ કોઇ પણ પરપુરૂષને સ્વામી સમાન ન ગણ્યો હોય તો, એ પુણ્યબળથી આજ આ સાધ્વી બ્રાહ્મણીનો પતિ રોગમુક્ત થઇને પુનર્જીવિત થજો, તથા સાધ્વી પત્ની સાથે સો વર્ષ સુધી જીવજો. સ્વામીને મ્હેં દેવતા

કરતાં પણ વધારે પૂજ્ય ગણ્યા હોય તો એ પુણ્યદ્વારા આ બ્રાહ્મણ નિરોગી થજો. કાયમ જો વાક્યદ્વારા હું પતિનીજ આરાધનામાં સદા તત્પર રહી હોઉં તો એ પુણ્યદ્વારા આ બ્રાહ્મણ જીવતો થજો.' એમ કહેતામાં વ્યાધિમુક્ત થઇને ફરીથી જુવાની પ્રાપ્ત કરીને તે બ્રાહ્મણ જીવતો થયો. આ વખતે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, અને દેવતાઓએ દુંદુભિનાદ કર્યો. અનસૂયાએ રજા લીધી, અને પતિવ્રતા તરૂણ સ્વામીની સેવા કરવામાં તથા તેની સાથે સુખવિલાસ કરવામાં પ્રવૃત્ત થઇ.

## ૬—અનસૂયા.

એનું વર્ણન રામાયણમાં અયોધ્યાકાંડમાં મળી આવે છે. એ કર્દમઋષિની પુત્રી હતી. એની માતાનું નામ દેવહૂતિ હતું. અનસૂયાને આઠ બ્હેનો હતી અને સાંખ્યશાસ્ત્રના રચનાર કપિલ મુનિ ત્હેના ભાઇ થતા હતા. જે માતાએ શિક્ષણદ્વારા કપિલ મુનિને તત્ત્વજ્ઞાનમાં ચળકતા તારા જેવા બનાવ્યા, તે માતા પોતાની કન્યાઓને પણ ઉચ્ચ શિક્ષણ આપવામાં શું કામ બાકી રાખે? એ પોતે ઘણી વિદ્વાન, કુશળ અને ધર્માત્મા હતી, એટલે એનાં સંતાન પણ ધર્મજ્ઞ અને સદ્બુદ્ધિવાળાં નીકળ્યાં હતાં. નવ બહેનોમાં અનસૂયા ઘણી ભોળી અને ધર્મમાં ઘણી રૂચિ રાખનારી હતી. એનો વિવાહ અત્રિ ઋષિ સાથે થયો હતો. અત્રિ મુનિ વેદશાસ્ત્રમાં ઘણા પ્રવીણ હતા અને જપતપ કરવામાં સદા મગ્ન રહેતા હતા. અનસૂયા ઋષિની

સેવાને પોતાનો પરમ ધર્મ ગણુતી હતી, અને એમાંજ પોતાનું બધું કલ્યાણ સમાયું છે. એવું ધારતી હતી. એને સંસારમાં ઘણું કષ્ટ વેઠવું પડયું, પણ એ દુઃખમાં એણે ધીરજ અને સાહસથી કામ કર્યું; અને આખરે ઘણી સુખી થઇ.

એક સમયે દેશમાં એવો ભારે દુકાળ પડયો કે અનાજનો એક દાણો મળવો પણ મુશ્કેલ થઈ પડયો. ખેતીવાડી બધી મારી ગઇ. વૃક્ષોમાં ફળ, ફૂલ અને પાંદડાં બધું સુકાઈ ગયું, મનુષ્યો અને જીવજન્તુઓ બધાં ભૂખે મરવા લાગ્યાં. એજ સમયમાં અત્રિ ઋષિ પોતાના સ્વભાવને દૃઢ કરવાને તથા આત્માને પવિત્ર બનાવવા સારૂ એકાન્તસેવન કરીને યોગાભ્યાસ કરવા લાગ્યા હતા. એમની સમાધિ ઘણા લાંબા સમય સુધી ચાલતી હતી. જ્યારે એ જાગતા ત્યારે અનસૂયા ત્હેમની ભૂખતરશ ગમે તે પ્રકારે શાન્ત કરતી. વર્ષા, શરદ્, અને ગ્રીષ્મઋતુ વીતી ગઇ; પણ આ પતિવ્રતા સ્ત્રી અનેક પ્રકારનાં દુઃખ વેઠીને પતિની સેવામાંજ બેસી રહી. ઘણા દહાડા સુધી એ ભૂખી રહેતી. અન્નનું મ્હોં પણ જોવા નહોતું મળતું. પરન્તુ એને સદા એજ ધ્યાન રહેતું કે અત્રિ ભગવાન્ જાગી ઉઠે અને એમને કોઇ આવશ્યક વસ્તુ ન મળવાથી અગવડ વેઠવી પડે એવું ન બને. તન મનથી એ રાત દિવસ એજ વિચારમાં રહેતી. ઋષિને ખબર નહોતી કે દેશની શી દશા છે. દેશમાં જે ભયંકર દુકાળ પડયો છે ત્હેનું મુનિને કાંઈ પણ ભાન નહોતું. લોકો ભૂખે મરી રહ્યા છે. પણ પતિના સમાધિમાંથી ઉઠતાં વારજ અનસૂયા હાથ જોડીને પતિ પાસે ઉભી રહીને પૂછે છે ‘ પતિદેવ ! શું જોઇએ છે ? પાણી પણ છે, કંદમૂળ

પણ હાજર છે.' આ જીતેન્દ્રિયતા અને આ સત્ય પ્રેમ હવે કેટલાં થોડાં જોવામાં આવે છે!

દુકાળને લીધે એમને દિન પ્રતિદિન વધારે અડચણ પડવા લાગી. પાસેનાં બધાં ઝરણાં સૂકાઇ ગયાં. સતી હવે કેટલાએ ગાઉનો ફેરો મારીને પાણી ભરી લાવવા લાગી. ફળફૂલ ઘણી મુશ્કેલીથી મળતાં હતાં, પણ અનસૂયાનો પરિશ્રમ કદી વ્યર્થ જતો નહિ. આજ એ કમંડળ લઇને ગાઉને છેટેથી પાણી ભરી લાવતી, કાલ એ જગ્યાએ જઈને જુએ છે તો એ ઝરણું સૂકાઇ ગયું છે. તરતજ તે પાણીની શોધમાં આગળ વધતી અને નવું ઝરણું શોધી કહાડી ત્હેમાંથી પાણી લાવતી. આશ્રમવાસી બીજા મુનિઓથી આ દુકાળનું દુઃખ સહન ન થયું અને તેઓ એકે એકે અત્રિ મુનિનો સંગાથ છોડી દઇને ત્યાંથી નાઠા. અનસૂયા પણ ચહાતી હતી કે આ આશ્રમ છોડીને બીજી જગ્યાએ જ્યાં અન્ન જળની સગવડ હોય ત્યાં જવાય તો ઘણું સારૂં, પરંતુ અત્રિ ઋષિ સમાધિમાં હતા. એમના તપમાં વિઘ્ન નાખવું એણે વ્યાજબી ન ધાર્યું. એણે પતિને દુકાળ સંબંધી કાંઇ પણ વાતચીત ન કરી; ઉલટું એ ગમે તેટલી અગવડ વેઠીને પણ પતિને માટે જરૂર જોગી વસ્તુઓ લાવી આપતી.

દૈવવશાત્ જે સરોવરમાંથી એ પાણી લાવ્યા કરતી હતી તે પણ સુકાઇ ગયું. આથી અનસૂયાને ઘણું દુઃખ થયું. હવે પાણી કયાંથી લાવીશ? ઋષિ સમાધિમાંથી ઉઠીને પાણી માગશે તો હું કયાંથી આપીશ! બિચારી પોતે પણ ઘણા દિવસ સુધી તરશે મરી. એટલામાં અત્રિ મુનિ સમાધિમાંથી જાગ્યા અને ઉઠતાં વારજ પાણી માગ્યું. પણ પાણી હતું કયાં કે લાવે!

અનસૂયાએ એ સમયે પણ ઋષિને એ દુર્ઘટનાની સૂચના આપવાનું વ્યાજબી ન ધાર્યું. કમંડળ હાથમાં લઈએ પાણીની શોધમાં નીકળી. આશ્રમની આસપાસ આઠ દશ ગાઉ સુધી પાણીનું નામ નિશાન નહોતું. થોડે દૂર ચાલીને એક વૃક્ષની નીચે બેસીને એ રોવા લાગી. 'હે પ્રભો ! મ્હારા ઉપર દયા કરો ! સ્વામીએ મ્હને પાણી લાવવા આજ્ઞા કરી છે અને હું એ આજ્ઞાપાલાન કરવાને અસમર્થ છું. શું કરૂં ? ક્યાં જાઉં ? કોની આગળ મ્હારૂં દુઃખ રડું ? દેશમાં દુકાળ પડયો છે; અન્ન તો સ્વપ્નમાં પણ મળતું નથી; આશ્રમવાસીઓ બધા કંટાળીને આશ્રમ છોડીને ચાલ્યા ગયા છે; હવે ત્હારા વગર કોનો આશ્રય છે ? ”

અનસૂયા આ પ્રમાણે વિલાપ કરી રહી હતી, એવામાં એક તપસ્વિની ત્યાંથી નીકળી. અનસૂયાનો વિલાપ સાંભળીને એ ત્હેની પાસે ગઈ અને પૂછ્યું કે 'બ્હેન ત્હને શું દુઃખ છે ?' અનસૂયાએ પોતાની હકીકત આદ્યોપાન્ત કહી સંભળાવી. તપસ્વિની ત્હેનો વૃત્તાંત સાંભળીને પ્રસન્ન થઇ અને કહ્યું 'ધન્ય છે ત્હારા પતિવ્રતને ! પતિસેવા આ પ્રમાણે કરવી એ પતિની સાથે ચિતામાં બળી જવા કરતાં પણ અધિક પ્રશંસનીય છે. તું કાંઇ ફીકર ન કરીશ. મ્હારી સાથે ચાલ ! હું ત્હને સહાય કરીશ અને ત્હારે માટે ગમે ત્યાંથી જળની ગોઠવણ કરીશ.'

હાથમાં લાકડી લઇને એ તપસ્વિની આમ તેમ જળાશયની તપાસ કરવા લાગી. આશ્રમથી થોડે દૂર એક સૂકું સ્થાન હતું. ત્યાં આગળ ત્હેની લાકડી હાલવા લાગી, એટલે

તપસ્વિનીએ હસીને કહ્યું 'લે બ્હેન! પાણી મળી ગયું' એ સાંભળીને અનસૂયા આશ્ચર્ય પામી. કારણ કે ત્યાં આગળ પાણીનું એક ટીપું પણ દેખાતું નહોતું. તપસ્વિનીએ કહ્યું 'અહિં તું ખોદ એટલે એક ઉંડો કુંડ નીકળી આવશે.' તપસ્વિની અને અનસૂયાએ બે ચાર હાથ ખોદ્યું એટલામાં પાણી નીકળી આવ્યું. ઈશ્વરની લીલા વિચિત્ર છે. ત્યાં તો ઘડી પહેલાં પાણીનું નામ પણ નહોતું અને હવે પાણીની ધાર છૂટવાથી પાણી પાણીજ થઈ ગયું! અનસૂયાના આનંદનો પાર રહ્યો નહિ. એ તપસ્વિનીને પગે પડી અને કમંડળમાં પાણી ભરીને પતિની પાસે લઇ ગઇ. એ જળ એટલું સ્વચ્છ, નિર્મળ અને સ્વાદિષ્ટ હતું કે અત્રિ મુનિની તરસ એકદમ છીપી ગઈ. એમને આશ્ચર્ય લાગ્યું કે આવું મીઠું પાણી આ વનમાં ક્યાંથી આવ્યું? એમણે આટલી વાર લાગવાનું તથા આવું સ્વાદિષ્ટ પાણી ક્યાંથી આવ્યું તે સંબંધી અનસૂયાને પૂછ્યું. અનસૂયાએ બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. અત્રિ મુનિ વધારે આશ્ચર્ય પામ્યા અને એ તપસ્વિનીની શોધમાં બહાર નીકળ્યા. તપસ્વિની એ પાણીની ધાર આગળ બેઠી હતી. અત્રિ મુનિએ ત્હેને પ્રણામ કર્યા અને પોતાના આશ્રમમાં પધારવા પાર્થના કરી.

તપસ્વિનીએ કહ્યું 'ત્હમારી સ્ત્રીને ધન્ય છે! આજ વર્ષો થયાં દુકાળ પડયો છે પણ એણે એટલી બધી સાવધાનીથી ત્હમારી સેવા ચાકરી કરી છે કે ત્હમને લેશ માત્ર કષ્ટ નથી પડવા દીધું. અન્ન વગર દેશ દુઃખી છે; વાવ, તળાવ, કૂવા આદિ જળાશયો ખાલી પડયાં છે; જાનવરોને ખાવા માટે ઘાસ પણ નથી મળતું; બધા જીવજન્તુઓ ભૂખે મરે છે. અનસૂયા

જેવી સતી, ધાર્મિક અને પતિભક્ત સ્ત્રી ઘણાં ભાગ્ય હોય તો મળે છે.’ પોતાની ધર્મપત્નીનાં વખાણ સાંભળીને ઋષિ ઘણા ખુશ થયા. તપસ્વિનીને આશ્રમમાં લાવ્યા અને સમયાનુકૂળ ઘણા સત્કારથી એ તપસ્વિનીની મેમાનગત કરી.

એ ઝરણામાંથી જે નદી નીકળી તે નદીનું નામ અત્રિ-મુનિની પત્નીના સ્મરણાર્થે અત્રિગંગા પડયું. ઘણા સમય સુધી એ પ્રાન્તના લોકો એ નદીનું પાણી પીતા રહ્યા. લેખો ઉપરથી એમ જણાય છે કે પ્રાચીન સમયમાં ઋષિના નામથી ત્યાં એક શિવાલય બંધાવીને અત્રેશ્વર મહાદેવની મૂર્તિ સ્થાપન કરવામાં આવી હતી. એમ પણ કહેવાય છે કે અનસૂયાની પતિભક્તિથી પ્રસન્ન થઈને સાક્ષાત્ ગંગાજીએ તપસ્વિની વેશે એને દર્શન દીધાં હતાં.

અનસૂયાને પેટે દત્તાત્રય, દુર્વાસા અને ચન્દ્ર નામના ત્રણ પુત્ર ઉત્પન્ન થયા હતા. એ ત્રણે વિદ્વાન, પુરૂષાર્થી, ધર્માત્મા, જીતેન્દ્રિય અને ઈશ્વરભક્ત હતા. એમાં દત્તાત્રય સૌથી વધારે બુદ્ધિમાન, જ્ઞાની, નીતિકુશળ, દૂરંદેશ અને ઈશ્વરના ઉપાસક હતા. વિદ્યા ભણી રહ્યા પછી એક દિવસે ત્હેમણે માતાની પાસે આવીને કહ્યું ‘માતા ! હું કોને ગુરૂ બનાવું ?’ અનસૂયાજી પોતે ઘણી બુદ્ધિમાન હતી. એણે કહ્યું કે બેટા ! આ આખું બ્રહ્માંડ ઈશ્વરની રચનાથી સુશોભિત છે, એ બ્રહ્માંડમાં જ્યાં જ્યાં નજર નાખીશ ત્યાં ત્યાં એનું જ્ઞાન ભરપૂર છે. માણસમાં અક્કલ હોય તો સૃષ્ટિના દરેક પદાર્થમાંથી તે ઉપદેશ લઇ શકે છે. ઈશ્વરના રચેલા એ અલૌકિક પદાર્થો મનુષ્યને સ્વાભાવિક રીતેજ જ્ઞાનનો ઉપદેશ કરે છે. મનુષ્યના હૃદ-

યમાં જ્ઞાનની પિપાસા હોય તો એ પાર્થિવ પદાર્થોમાંથી પણ સારી પેઠે શિક્ષણ લઈ શકે છે. પણ જે મનુષ્ય એટલો બધો અજ્ઞાની હોય, કે એ વસ્તુઓ ઉપર વિચારજ ન કરી શકે તો એવો મનુષ્ય ગમે તેવા ભારે પંડિતને પણ ગુરૂ બનાવ્યાથી કશો લાભ ઉઠાવી શકે નહિ.

દત્તાત્રય એજ વખતે માતાના ચરણમાં નમસ્કાર કરીને બહાર નીકળ્યા અને કુદરતના જુદા જુદા પદાર્થોમાંથી ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવા લાગ્યા. ગુરૂ દત્તાત્રય એ સમયમાં તત્ત્વબોધ, આત્મજ્ઞાન, અને ઈશ્વર સંબંધી જ્ઞાનમાં એક્કા ગણાતા હતા.

આ સમયે અનસૂયા ચન્દ્રવંશી રાજાઓની રાજધાની પ્રતિષ્ઠાનપુરમાં આવી, ત્યાં નર્મદા નામની એક ઋષિપત્ની રહેતી હતી. એ ઘણીજ પતિવ્રતા સ્ત્રી હતી. એના પતિનું શરીર રોગથી ગળી ગયું હતું. નર્મદાની પતિભક્તિથી પ્રસન્ન થઈ જઇને અનસૂયાએ ત્હેના પતિને સાજો કર્યો.

મહાત્મા રામચન્દ્રજી જે સમયે વનવાસની દશામાં ફરતા ફરતા અત્રિ ઋષિના આશ્રમમાં આવી પહોંચ્યા, ત્યારે એ ઋષિએ ત્હેમનો આદરસત્કાર કરીને પહેલાં પોતાની પત્નીનું જીવન-ચરિત્ર ત્હેમને સંભળાવ્યું, અને ત્હેનો ઉપદેશ સાંભળવાની સીતાને આજ્ઞા કરી. સીતાદેવી ઘણી શ્રદ્ધાપૂર્વક અનસૂયાના ચરણકમળમાં પડયાં. અનસૂયાએ ઘણી સારી રીતે ત્હેમનો આદરસત્કાર કર્યો. એમને દિવ્ય વસ્ત્ર પહેરાવ્યાં, સુગંધિદાર તેલથી ત્હેમના માથાના વાળ ઓળ્યા, અને મૃદુ વચનમાં નારીધર્મ સંબંધી ઉપદેશ આપ્યો. એ ઉત્તમ ઉપદેશ દરેક

સ્રીએ મ્હોંએ કરવા યોગ્ય હોવાથી હમે મહાત્મા તુલસીદાસજીના શબ્દોનેજ અહિં ઉતારીએ છીએ.

માતપિતા ભ્રાતા હિતકારી, મિતસુખપ્રદ સુન રાજકુમારી,
અમિતદાનિ ભર્તા વૈદેહી, અધમ નારી જો સેવ ન તેહી;
ધીરજ, ધર્મ, મિત્ર અરૂ નારી, આપદ કાલ પરખિયે ચારી.
વૃદ્ધ રોગવશ જડ ધનહીના, અન્ધ બધિર ક્રોધી અતિ દીના,
ઐસેહુ પતિકર કિય અપમાના, નારિ પાવ યમપુર દુઃખ નાના;
એકૈ ધર્મ એક વ્રત નેમા, કાય વચન મન પતિપદ પ્રેમા.
જગપતિ વ્રતાચારી બિધિ અહહીં, વેદપુરાણ સન્ત અસ કહહીં.

ઉત્તમ, મધ્યમ, નીચ અને લઘુ સ્રી કોને ગણવી તે વિષયમાં સતી અનસૂયાજીએ ઉપદેશ આપ્યો કેઃ—

ઉત્તમ કે અસ બસ મનમાંહીં, સ્વપ્નેહું આન પુરૂષ જગ નાહીં.
મધ્યમ પરપતિ દેખહિં કૈસે, ભ્રાતપિતા પુત્ર નિજ જૈસે.
ધર્મ વિચારિ સમુઝિ કુલ રહહીં, સો નિકૃષ્ટ તિય શ્રુતિ અસ કહહીં.
બિનુ અવસર ભય તે રહ જોઇ, જાનેહુ અધમ નારી જગ સોઇ.
પતિવંચક પરપતિરતિ કરઈ, રૌરવ નરક કલ્પશત પરઇ.
ક્ષમણ સુખલાગિ જન્મ શતકોટી, દુઃખ ન સમઝ તેહીં સમ કો ખોટી.
બિનુ શ્રમ નારિ પરમગતિ લહઇ, પતિવ્રતધર્મ છાંડી છલ ગહઈ.
પતિ પ્રતિકૂલ જનમિ જહં જાઇ, વિધવા હોઇ પાઇ તરૂણાઇ.
(તુલસીકૃત રામાયણ)

અનસૂયાના આવા સુંદર ઉપદેશથી સીતા દેવી ઘણાં પ્રસન્ન થયાં અને ત્હેમણે અનસૂયાનો ઘણોજ ઉપકાર માન્યો.

અનસૂયાની આખી ઉમર પતિસેવામાં વ્યતીત થઈ હતી. પતિના ધ્યાનમાં મગ્ન થઈને એ યોગીઓની પેઠે રહેતી હતી.

પતિ તથા વિદ્વાન્ પુત્રો પણ ત્હેનું ઘણું માન રાખતા, અને ત્હેનો સારો આદરસત્કાર કરતા. જે કોઇ અત્રિ મુનિના આશ્રમમાં જતા તે દેવી અનસૂયાની પૂજા કરતા અને ત્હેના પવિત્ર ઉપદેશના એક એક શબ્દને રત્ન સમાન ગણીને પોતાના હૃદયમાં સંઘરી રાખતા. આ પતિવ્રતા સતીનો પ્રભાવ આખા સંસાર ઉપર પડયો છે. અનસૂયાનું પવિત્ર ચરિત્ર ન જાણતી હોય એવી ઘણી થોડી સ્ત્રીઓ હશે, તેઓ પણ અનસૂયાએ બતાવેલા ધર્મના માર્ગ ઉપર ચાલીને પોતાના પતિને તથા સંતાનોને સુખી અને પવિત્ર બનાવે એજ પ્રાર્થના છે.

## ૭–સુલોચના.

એ શેષનાગની પુત્રી અને લંકાપતિ રાક્ષસરાજ રાવણના પુત્ર ઇન્દ્રજીતની પત્ની હતી. રાક્ષસ કુળમાં સંબંધ થયા છતાં પણ તે ઘણી સુશીલ અને ધાર્મિક સ્ત્રી હતી, કારણ કે બચપણથીજ ત્હેને સારૂં શિક્ષણ મળ્યું હતું. ત્હેનો સસરો રાવણ જ્યારે કોઇ દુષ્ટ કામ કરતો ત્યારે ત્હેનું હૃદય ઘણું કાંપતું. તે ઘણી દયાળુ હતી અને પોતાથી બને તેટલી દયા ગરીબો ઉપર બતાવતી હતી. રાક્ષસો જે લોકોને પીડા આપતા હતા ત્હેમને આ કોમળ હૃદયની સન્નારી મધુર વચનોથી આશ્વાસન આપતી હતી. એ ઘણી પતિવ્રતા અને કુટુંબવત્સલ હતી. આખી લંકામાં જે સમયે અવિવેક, ક્રૂરતા અને દુરાચાર ફેલાઇ રહ્યાં હતાં, તે સમયે

પણ સુલોચનાએ વિવેક, દયા અને સદાચારને માટે પ્રસિદ્ધિ મેળવી હતી. પ્રસંગોપાત એ પોતાના વીર પતિને પણ સદાચાર અને સદ્વર્તનનો ઉપદેશ આપતી હતી. ત્હેના ઉપર શ્વશુરપક્ષનાં સર્વ મનુષ્યો ઘણાં પ્રસન્ન રહેતાં હતાં. ટુંકામાં એ એક આદર્શરૂપ પતિવ્રતા સ્ત્રી હતી, અને તેથી એ સર્વને પ્રિય નીવડી હતી.

જે સમયે રાવણ સીતાજીનું હરણ કરીને લંકામાં ગયો હતો, તે સમયે આ ધર્માત્મા સ્ત્રીએ પોતાના પતિને કહ્યું હતું કે 'ત્હમારા પિતાજીએ આ સારૂં કામ નથી કર્યું. પારકી સ્ત્રી, એ ઉમરના પ્રમાણમાં મા, બ્હેન અને કન્યા બરાબર છે. પર સ્ત્રી ઉપર દાનત બગાડવી એ નરકમાં જવાનો સીધો રસ્તો છે. રાજાઓએ તો સદા સારે માર્ગે ચાલવું જોઈએ કે જેથી પ્રજા પણ ત્હેમનું અનુકરણ કરે.'

સુલોચનાનું કહેવું ઘણુંજ વ્યાજબી હતું, પણ દુષ્ટબુદ્ધિ રાક્ષસે એ સન્નારીની સલાહ ઉપર જરા પણ લક્ષ્ય ન આપ્યું. રાવણે સીતાજીને બંધનમુક્ત કર્યાં નહિ અને ભગવાન રામચંદ્ર સમુદ્ર ઓળંગીને વાંદરાઓની સેના સાથે લંકા જઈ પહોંચ્યા. ઘોર સંગ્રામ મચી રહ્યો. સુલોચનાનો પતિ ઈન્દ્રજીત ઘણોજ પરાક્રમી હતો. ત્હેણે ઈન્દ્રને એક વાર જીત્યો હતો; ત્યારથીજ એ ઇન્દ્રજીતની ઉપાધિથી પ્રસિદ્ધ થયો હતો. પરન્તુ મહાવીર રામચન્દ્રના બળ આગળ ત્હેનું કાંઈ ચાલ્યું નહિ અને આખરે લક્ષ્મણને હાથે ઘાયલ થઇને મરણ પામ્યો.

એમ કહેવાય છે કે જે વખતે ઇન્દ્રજીત માર્યો ગયો, તે વખતે ત્હેનું મસ્તક અને ધડ તો ત્યાં રણભૂમિમાંજ પડયાં

રહ્યાં, પણ ત્હેનો જમણો હાથ ઉડીને સુલોચનાના મહેલમાં જઇને પડયો. એ સમયે સુલોચના હિંચોળાખાટ ઉપર બેસીને હિંચકા ખાઇ રહી હતી; પતિનો હાથ દેખતાં વારજ તે એક-દમ ગભરાઇ ગઇ અને ધ્રુજવા લાગી, પહેલાં તો એ આશ્ચર્ય પામી પણ પછીથી જ્યારે સંપૂર્ણ ખાત્રી થઇ કે એ હાથ પતિ-નોજ છે ત્યારે એ આકુળવ્યાકુળ થઈને રોદન કરવા લાગી, અને એ હાથની પાસે ખડીઓ કલમ મૂકીને કહેવા લાગી ‘હે પ્રભુ ! જો હું પતિવ્રતા હોઉં, જો મ્હેં આજ સુધી પતિદેવ સિવાય બીજા કોઇ પણ પુરૂષનું ધ્યાન ન ધર્યું હોય તો મ્હારા સત્યને લીધે આ હાથ પાસે ત્હેનો ખરેખરો વૃત્તાંત લખાવજો.’

તરતજ કપાયલા હાથે પોતાનો બધો વૃત્તાંત લખી કહા-ડયો, જેથી સુલોચનાની ખાત્રી થઈ કે પતિનો યુદ્ધક્ષેત્રમાં વધ થયો છે. એણે સતી થવાનો નિશ્ચય કર્યો અને પોતાનો નિશ્ચય જણાવવા સાસુ મંદોદરી પાસે જઈને કહેવા લાગી ‘સાસુજી ! આજે મ્હારો સૌભાગ્યસૂર્ય અસ્ત પામી ગયો. આજ મ્હારૂં સર્વસ્વ નષ્ટ થઇ ગયું. સંસારમાં હવે મ્હારૂં કોઈ નથી. સ્રીને માટે તો પતિ એજ સર્વસ્વ છે, પતિ વિના સ્રીનું જીવન નિર-ર્થક છે. માટે હવે ત્હમે મ્હારા પતિનું મસ્તક મગાવી આપો એટલે હું એમને ખોળામાં લઈને સહગમન કરૂં.’

મંદોદરીએ આ વાત રાવણને જણાવી પણ મદોન્મત્ત રાવણે એ વખતે પુત્રવધૂની વિનંતિ ઉપર જરા પણ લક્ષ આપ્યું નહિ. ત્હેણે તો પુત્રવધૂને ઉલટી ધમકાવી નાખી. એ વખતે સુલોચનાએ રાવણને કહ્યું કે ‘ હું જાણું છું કે રામચન્દ્રજી સાક્ષાત્ ઈશ્વરના અવતાર છે અને તેમને શરણે જવાથી મ્હારૂં

કલ્યાણ થશે. પણ એ આપના શત્રુ છે અને શત્રુની પાસે જવાથી આપના નામને કલંક લાગે તેટલા સારૂ મ્હારી એજ વિનંતિ છે કે મ્હારા પતિનું મસ્તક અહિંજ મંગાવી આપો.'

પરન્તુ ત્હેની આ વિનંતિ ઉપર પણ દુષ્ટમતિ રાવણે ધ્યાન ન આપ્યું, એટલે સતી સુલોચના બેચાર વિશ્વાસુ દાસીઓને લઇને રામચન્દ્રજી પાસે યુદ્ધક્ષેત્રમાં પહોંચી. ત્યાં જઇને ત્હેણે રામચન્દ્ર પાસે પતિનું મસ્તક માગ્યું. રામચન્દ્રની આજ્ઞાથી વાંદરાઓએ ઇન્દ્રજીતનું મસ્તક લાવીને સુલોચનાની પાસે મૂક્યું. સુલોચનાએ પહેલાં તો એ મસ્તકને હૃદય સરસું ચાંપ્યું અને પછી ઘણો વિલાપ કરીને કહેવા લાગી 'હે સ્વામીનાથ! મ્હેં તો આપને પહેલેથીજ વિનંતિ કરી હતી કે સીતાને બંધનમાં રાખી મૂકવામાં સાર નથી. પરસ્ત્રી તરફ કુદષ્ટિ કરનાર નરકમાં જાય છે. અને એ મહા પાપ કરનાર ત્હમારા પિતાના પક્ષપાતી થવાથી ત્હમારા જેવા મહાવીરની પણ આ દશા થઇ. હાય! દૈવ! હાય! મારા પિતા આ વખતે જીવતા હોત તો ત્હમારી આ સ્થિતિ ન થાત.'

સુલોચનાના આ છેવટના શબ્દો સાંભળીને ઇન્દ્રજીતનું કપાઈ ગયેલું મસ્તક પણ ખડખડાટ હસ્યું, એ હસવાનું કારણ એવું દર્શાવ્યું છે કે લક્ષ્મણજી શેષનાગનાજ અવતાર હતા, અને ત્હેમનેજ હાથે ઇન્દ્રજીતનો વધ થયો હતો.

ત્યાર પછી સુલોચનાએ ચિતા સળગાવી, અને પતિના શિરને ખોળામાં લઇને ચિતામાં પ્રવેશ કર્યો, તથા પોતાના પગના અંગુઠામાંથી અગ્નિ ઉત્પન્ન કરીને જોત જોતામાં ભસ્મ થઈ ગઈ. ધન્ય છે એ રમણીરત્નને!!

# ૮—સાવિત્રી.

ભારતવર્ષમાં દરેક મનુષ્ય સાવિત્રીનું નામ જાણે છે. સૌ કોઇ જાણે છે કે એણે સતીત્વના બળ વડે મૃત પતિને ફરીથી જીવતો કર્યો હતો. એક આદર્શ સતી તરીકે આખા ભારતવર્ષમાં એ પ્રખ્યાત છે. એટલાજ માટે જ્યેષ્ઠ માસની કૃષ્ણ ચતુર્દશી કે જે દિવસે સાવિત્રીએ ધર્મ-બળવડે પતિ સત્યવાનનું જીવન પુનઃ પ્રાપ્ત કર્યું હતું, તે પુણ્ય-તિથિએ આપણી ગૃહલક્ષ્મીઓ પતિનું દીર્ઘાયુષ્ય ઇચ્છવા માટે ઘણું કઠણુ વ્રત કરે છે. અને એ વ્રતને સાવિત્રીવ્રત કહે છે.

પ્રાચીનકાળમાં મદ્ર દેશમાં **અશ્વપતિ** નામનો એક રાજા હતો. સંતાનની ઇચ્છાથી એણે વેદમાં વર્ણવેલી સાવિત્રી દેવીની આરાધના કરી અને ત્હેના વરદાનથી તેને એક કન્યારત્નની પ્રાપ્તિ થઇ. એનું નામ એણે ‘ સાવિત્રી ’ પાડયું. બુદ્ધિ, જ્ઞાન, પ્રતિમા અને ધર્મના તેજથી પરમ રૂપવતી સાવિત્રી સાક્ષાત્ સૂર્યના જેવી કાન્તિમતી દેખાતી હતી. તેથી એની સાથે વિવાહ કરવાનું કોઇને સાહસ થયું નહિ. અશ્વપતિ ઘણી ચિન્તામાં પડયો. એક દિવસ એણે કન્યાને બોલાવીને કહ્યું બ્હેન ! હવે ત્હારો વિવાહકાળ વીતવા આવ્યો, પણ કોઇ રાજાએ ત્હારૂં માગું કરવાની હિંમત ચલાવી નથી. માટે હું ત્હને રજા આપું છું કે તું જુદા જુદા દેશોમાં ફરીને યોગ્ય વરને પસંદ કરી આવ !

પિતાની આજ્ઞાથી સાવિત્રી વૃદ્ધ મંત્રી અને અંગરક્ષક સેવકોને સાથે લેઇને દેશાટન કરવા બહાર નીકળી. એ સમ-

યમાં શાલ્વદેશમાં દ્યુમત્સેન નામનો એક રાજા હતો. ત્હેનો એકનો એક પુત્ર સત્યવાન, બાળક હતો, એવામાં એ રાજા આંધળો થયો. રાજા આંધળો અને એનો પુત્ર બાળક, એવો અવસર જોઇને શત્રુઓએ દ્યુમત્સેનનું રાજ્ય છીનવી લીધું. દ્યુમત્સેન સ્ત્રી અને બાળક પુત્ર સાથે કોઈ તપોવનમાં વાસ કરવા લાગ્યો. ત્યાં ખુલ્લી હવામાં રહેવાથી સત્યવાન બલિષ્ઠ, તેજસ્વી અને ધર્મ-પરાયણ યુવક નીવડયો.

સાવિત્રી અનેક દેશોમાં ફરી વળી. ઘણા રાજાઓને એણે જોયા. પણ મનપસંદ વર ક્યાંય દીઠો નહિ. આખરે તપો-વનમાં બ્રહ્મતેજ અને ક્ષત્રિયતેજ ઉભયથી ઉદ્ભાસિત તપસ્વી રાજપુત્ર સત્યવાનને જોઇને એ મુગ્ધ થઈ ગઈ. મનમાં ને મ-નમાં ત્હેનેજ પતિરૂપે વરીને સાવિત્રી પિતા પાસે પાછી ગઈ.

એ વખતે દેવર્ષિ નારદ અશ્વપતિ રાજાની પાસે ઉભા હતા. સાવિત્રીએ બન્નેના ચરણને વંદના કરીને બધી હકીકત કહી. કન્યાએ રાજ્યથી પદભ્રષ્ટ થયેલા એક રાજાના પુત્રને સ્વામી તરીકે પસંદ કર્યો છે, એ વાત સાંભળીને અશ્વપતિ ગુસ્સે થયો. નારદે સત્યવાનના સંપૂર્ણ ગુણોનું વર્ણન કરીને કહ્યું કે 'સત્યવાન રૂપ, ગુણ, ધર્મ અને વીર્યમાં સર્વ પ્રકારે સુપાત્ર છે. પણ એનામાં એક ખાસ દોષ છે. એટલા સારૂ ત્હમારી કન્યાએ એને વર તરીકે પસંદ કરવામાં ઠીક કર્યું નથી.

અશ્વપતિએ સત્યવાનના એ દોષ સંબંધી ખુલાસો પૂછયો. ત્યારે નારદે કહ્યું કે 'સત્યવાનનું આયુષ્ય ઘણું ટુંકું છે. આજથી આરંભીને જે દિવસે એક વર્ષ પૂરૂં થાય છે, તે દિવસે સત્ય-વાનનું મૃત્યુ થશે.'

અશ્વપતિએ ભયભીત થઇને સાવિત્રીને કહ્યું ' બ્હેન ! ત્યારે એવા વરનું આપણે કામ નહિ. તું સત્યવાનની આશા છોડી દે. જાણી જોઇને વૈધવ્યને કેમ તેડાવાય ? બીજો સ્વામી પસંદ કરી લાવ. '

સાવિત્રીએ કહ્યું ' પિતાજી ! વૃક્ષ ઉપરનું ફળ એકજ વાર પડે છે. ' આપ્યું ' એ શબ્દ એકજ વાર બોલાય છે. સત્યવાન અલ્પાયુ હોય, કે દીર્ઘાયુ હોય, ગુણવાન હોય કે ગુણહીન હોય, પણ એક વાર હું ત્હેમને પતિ તરીકે પસંદ કરી ચૂકી છું એટલે એજ મ્હારા પતિ છે. કર્મની ઉત્પત્તિ મનમાંજ થાય છે, વાકયથી તો એ કેવળ પ્રગટ થાય છે અને કાર્યથી એ સધાય છે. મન જે વખતે એમને સ્વામી તરીકે ગ્રહણ કરી ચૂકયું તેજ વખતથી હું ત્હેમની સાથે વિવાહ કરી ચૂકી. સ્વામીનો ત્યાગ કરીને અન્ય પુરૂષને હવે હું કેવી રીતે વરી શકું ? વર અલ્પ આયુષ્યનો છે એમ માનીને સાધ્વી સ્ત્રી શું સ્વામીનો ત્યાગ કરી શકે ? જો નસીબમાંજ વૈધવ્ય લખ્યું હશે તો તે ભોગવવું પડશે. જીવન મરણ બધાને અનિશ્ચિત છે. ધારો કે મ્હેં બીજા પુરૂષને પસંદ કર્યો હોત, પણ એ દીર્ઘાયુષી હોત ત્હેની શી ખાત્રી ! ગમે તેમ હોય પણ વૈધવ્યના ભયથી હું કદી અધર્માચરણ કરીશ નહિ. આપ સર્વે મ્હને એમની સાથે લગ્ન કરવાની મંજૂરી આપો.'

નારદે કહ્યું ' મહારાજ ! ત્હમારી આ કન્યા ઘણાજ દૃઢચિત્તની અને ધર્મશીલ છે, ધર્મના માર્ગમાંથી એને ચલિત કરવાની મિથ્યા ચેષ્ટા કરશો નહિ. સત્યવાનનેજ એનું દાન કરો.'

લાચાર થઇને અશ્વપતિને પુત્રીની ઇચ્છાનો સ્વીકાર કરવો

પડયો. તપોવનમાં દ્યુમત્સેનની કુટીરમાં જઇને સત્યવાનની સાથે રાજાએ પોતાની કન્યાનો વિવાહ કર્યો.

૨

સાવિત્રી હવે રાજકન્યા નથી. હવે તો એ કુટીરવાસી દરિદ્ર પુરૂષની વહુ છે. રાજકન્યાનાં વેશ, આભૂષણ આજે ત્હેણે સજ્યાં નથી. પિતાને ત્યાંના મનુષ્યો એને સાસરે વળાવીને પાછા ફર્યા એટલે સાવિત્રીએ પિયેરથી મળેલા બધા કિંમતી વસ્ત્રાલંકારોનો ત્યાગ કરીને, વનવાસી તપસ્વિનીનો વેશ ધારણ કર્યો. ઘરકામ અને સાસુ સસરા તથા સ્વામીની સેવાને લીધે થોડા દિવસોમાંજ સાવિત્રી બધા તપોવન વાસીઓના સ્નેહ અને શ્રદ્ધાને પાત્ર થઇ. ત્હેનું કામકાજ તથા પાડોશીઆડોશીઓ સાથેનો ત્હેનો સદ્‌વ્યવહાર જોઈને કોઇ એમ નહોતું કહી શકતું કે સાવિત્રી રાજમહેલના ઐશ્વર્ય અને ભોગવિલાસમાં ઉછરેલી રાજકન્યા છે. બધા એમજ જાણતા કે, કોઈ દરિદ્ર કુટુંબમાં જન્મેલી અને ઉછરેલી આ લક્ષ્મીસ્વરૂપ સ્ત્રી, દરિદ્ર કુટીરવાસીની વધૂ થઇને આવી છે.

ધીમે ધીમે એક વર્ષ પૂરૂં થવા આવ્યું. ધ્રુજતે હૈયે સાવિત્રી એ ભીષણકાળના દિવસની રાહ જોવા લાગી.

પણ પોતાના અંતઃકરણનો બધો ઉદ્વેગ—ઉચાટ, ત્હેણે મનમાં ને મનમાંજ રાખી મેલ્યો હતો. સાસુ સસરા કે સ્વામીને એણે કાંઇ જણાવ્યું નહિ. ત્હેનું મુખારવિન્દ ગંભીર, અને શાન્ત હતું. પણ એના મનમાં કેવી હોળી સળગી રહી હતી, ત્હેનું વર્ણન થઈ શકે એમ નથી. પતિપ્રાણા રમણીઓ સાવિત્રીની એ સમયની માનસિક અવસ્થા સમજી શકશે.

હવે એ કાળચોઘડીઆને ચારજ દિવસની વાર છે. સાવિત્રીએ ઉપવાસ કરીને કઠોર ત્રિરાત્રવ્રતનો આરંભ કર્યો.

બાળક વહુને આ કઠણુ વ્રતના ઉપવાસથી કષ્ટ પામતી જોઇને સાસુ સસરાએ તેને એ વ્રત છોડવાને અને કાંઇકિ ખાવાને ઘણોએ આગ્રહ કર્યો. પણ સાવિત્રીએ કહ્યું કે 'આપના આશીર્વાદથી હું આ કઠણુ વ્રત પણ સાધી શકીશ. કલેશ ભોગવ્યા વગર ધર્મની સાધના થઇ શકતી નથી. જીવસાટે પણુ પુષ્કળ પ્રયત્ન કરીને હું આ વ્રતનો કલેશ સહન કરીશ. આપ આવાં ધાર્મિક થઇને વ્રતભંગનો અધર્મભર્યો ઉપદેશ મ્હને શા માટે આપો છો?'

ઉપવાસ અને દેવની આરાધનામાં ત્રણુ દિવસ ચાલ્યા ગયા. ચોથો દિવસ કે જે કાળદિવસે સત્યવાન સાવિત્રીને ચિરકાળના વૈધવ્યદુઃખમાં નાંખીને આ સંસારનો ત્યાગ કરીને ચાલ્યો જવાનો હતો, જે દિવસે સાધ્વી સાવિત્રીનું નારીજીવન વ્યર્થ થવાનું હતું, સત્યવાનના પ્રેમનીજ ખાતર આ ગરીબ કુટીરમાં પણ પૃથ્વીના સામ્રાજ્યનું સુખ અનુભવતી કન્યા જે દિવસે સર્વદાને માટે એ સુખથી વંચિત થવાની હતી, તે દિવસ આવી પહોંચ્યો. ધર્મના તેજથી તેજસ્વી બનેલી સાવિત્રી હૃદયની સઘળી શક્તિ અને સઘળા તેજને હૃદયમાં કેન્દ્રભૂત કરીને વિધાતાના નિયમને પણ પરાજીત કરવાને માટે દૃઢ સંકલ્પથી ઉભી થઇ.

સ્હવારે દેવોને માટે સળગાવેલા યજ્ઞાગ્નિમાં હોમ કરીને સાવિત્રીએ ત્હેને આહુતિ આપી. પછી બધા વનવાસી બ્રાહ્મણો અને સાસુ સસરાને પ્રણામ કરીને ત્હેમનો આશીર્વાદ માગ્યો.

બધાએ ત્હેને 'અંખડ સૌભગ્યવતી થા' એવો એકસરખો આશીર્વાદ આપ્યો. નીચે મ્હોંએ, હૃદયની એક માત્ર ઇચ્છા પરિપૂર્ણ કરનારો આ આશીર્વાદ ગ્રહણ કરીને સાવિત્રી દૃઢ ચિત્તે કાળમુહૂર્તની વાટ જોવા લાગી.

વ્રત સમાપ્ત થયું એટલે સાસુએ ત્હેને ભોજન કરવાને કહ્યું. પણ સાવિત્રીએ કહ્યું, 'બા ! હમણાં નહિં. હમણાં ખાવાની રૂચિ નથી. સૂર્યાસ્ત પછી ભોજન કરીશ.'

ત્ય્હાંજે સત્યવાન યજ્ઞમાં હોમવાનાં કાષ્ટ અને માતપિતાને આહાર માટે કંદમૂળ એકઠાં કરવા કુહાડો લઇને આશ્રમ પાસેના ગાઢા જંગલમાં જવા તૈયાર થયો. સાવિત્રીનો જીવ ઉડી ગયો. એ સ્હમજી ગઇ કે કાળ ચોઘડીઉં આવી પહોચ્યું. વિધાતાનું નિર્માણ સિદ્ધ થવા આવ્યું. શું આજ સાવિત્રીને ગાઢા વનમાં એકલી મૂકીને સત્યવાન આ દુનિયમાંથી વિદાય થશે ? સાવિત્રી નિશ્ચિન્ત રહી શકી નહિ. તે સત્યવાનની સાથે જવા તૈયાર થઇ. સત્યવાને કહ્યું 'ત્હેં ત્રણ દિવસ થયાં ખાધું નથી, અને હવે શું તું મ્હારી સાથે આવીને જંગલોમાં આથડી શકીશ ?'

સાવિત્રીએ કહ્યું 'ન ખાધાથી મ્હને કોઇ પણ જાતનું કષ્ટ થતું નથી. હું બધું સહન કરીશ. હું આજે ત્હમારી સાથે વન જોવા આવીશ. મ્હને રોકશો નહિ.'

સત્યવાને કહ્યું 'ત્યારે પિતા માતા પાસે જઇને આજ્ઞા માગી આવ.'

ભૂખી તરસી સાવિત્રીને આવે સમયે વનમાં જવા તૈયાર થયેલી જોઇને સાસુ સસરા પણ વિચારમાં પડયાં. ત્હેમણે આગ્રહ કર્યો કે તું તો કુટીરમાં રહીને ભોજન કર. પણ આવે

વખતે ખાવાની રૂચિ કોને થાય? સાવિત્રીને ભૂખનું કષ્ટ નહોતું. બીજી કાંઈ ચિંતા નહોતી. એક માત્ર સ્વામીના નિકટ આવી પહોંચેલા મૃત્યુની ચિન્તાથીજ એ આકુળ વ્યાકુળ હતી. સાવિત્રી ઘણા વિનયપૂર્વક સાસુ સસરાની અનુમતિ લઇને સ્વામીની સાથે ગઇ. રખે સત્યવાન કાંઈ સ્હમજી જાય, રખે કાંઇ અમંગળની શંકા આણીને એ ખિન્ન થાય, એ ભયથી પોતાના મનનો શોક મનમાં ને મનમાં શમાવીને હસતે વદને, અરણ્યની નાના પ્રકારની શોભા પતિને બતાવતી બતાવતી, સાવિત્રી પતિની સાથે ચાલવા લાગી.

૩

લાકડાં એકઠાં કરતાં કરતાં સ્હાંજ થવા આવી. એકાએક સત્યવાનના શરીરે ચક્કર આવવા લાગ્યાં. સખ્ત શિરોવેદનાથી એ કાયર થઇ ગયો. સાવિત્રી સ્હમજી ગઇ જે મ્હારા સત્યાનાશનો સમય આવી પહોંચ્યો. પણ ત્હેણે રોઇને સત્યવાનને અસ્થિર ન કર્યો. સ્થિર ચિત્તે ધીરે ધીરે દુઃખી સત્યવાનનું મસ્તક પોતાના ખોળામાં લેઇને તે વૃક્ષ નીચે બેઠી.

એ કારમી સ્હાંજે ઘાડા અરણ્યમાં એકલી સાવિત્રી મુમૂર્ષુ પતિના મસ્તકને ખોળામાં લેઇને ચૂપચાપ છેલ્લી ઘડીની રાહ જોતી બેઠી હતી.

જોતજોતામાં સત્યવાન મૂર્છિત થઇ ગયો. એકાએક શ્યામવર્ણનો, રક્તવસ્ત્ર પહેરેલો, ઉજ્વલ મુકુટથી શોભિત એક દિવ્ય પુરૂષ કાલદંડ હાથમાં લેઇને એ સ્થળે આવી ઉભો. સ્વામીના મસ્તકને કાળજીપૂર્વક જમીન ઉપર મૂકીને ધીમેથી ઉઠીને સાવિત્રીએ ત્હેને પ્રણામ કર્યા અને કહ્યું 'દેવ! આપ કોણ છો? અત્રે શા માટે પધાર્યા છો??

દિવ્ય પુરૂષે કહ્યું ' હું યમ છું. ત્હારા સ્વામીની અવધિ પૂરી થઈ છે. હું ત્હેને લેઇ જવા આવ્યો છું.'

સાવિત્રી કાંઇ બોલી નહિ એટલે યમરાજ સત્યવાનના શરીરમાંથી સૂક્ષ્મ પ્રાણ બહાર કહાડીને સ્વર્ગ તરફ ચાલ્યા.

સાવિત્રી ચૂપચાપ યમરાજની પાછળ પાછળ ચાલી. સાવિત્રીને સાથે આવતી જોઈને યમે કહ્યું બ્હેન! તું શા માટે મારી સાથે આવે છે? પાછી જા. વૃક્ષની નીચે ત્હારા સ્વામીનો મૃત દેહ પડયો છે. ત્હેનો યથાવિધિ અગ્નિસંસ્કાર કર.

સાવિત્રીએ કહ્યું ' દેવ! જયાં મ્હારા સ્વામી જશે ત્યાંજ હું જઈશ. સ્વામીની સાથે રહેવામાંજ સ્ત્રીની શોભા છે, એજ સ્ત્રીનો ધર્મ છે, અને એમાંજ સ્ત્રીનું એક માત્ર સુખ છે. ધર્મજ્ઞ થઇને આપ મ્હને સ્વામીનો સહવાસ છોડવાની સલાહ કેમ આપો છો? તપસ્યા, ગુરૂસેવા, પતિભક્તિ અને વ્રતોપાસનના બળથી તથા આપની કૃપાથી હું આપનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઇ છું. અને આપની સાથે જવાની અધિકારી બની છું, તો પછી શા માટે આપ મ્હને સાથે આવવાનો નિષેધ કરો છો? દેવ! આપ જાણો છો કે ગૃહધર્મ એજ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે. ગૃહધર્મના દેવતા સ્વામીથી વંચિત થઇને હું પવિત્ર ધર્મનું કેવી રીતે પાલન કરીશ? એટલાજ સારૂ હું આપની સાથે આવું છું.'

યમે કહ્યું ' બ્હેન! ત્હારી ધર્મપરાયણતા તથા સુંદર યુક્તિ પુરઃસરની વાતચીતથી હું ઘણોજ પ્રસન્ન થયો છું. સત્યવાનના જીવન સિવાય બીજું કોઇ વરદાન માગ, હું તે આપીશ.'

સાવિત્રીએ કહ્યું 'મ્હારા સસરા આંધળા અને રાજયભ્રષ્ટ

થઇને વનવાસ કરે છે ત્હેમને ચક્ષુ મળે અને અગ્નિ તથા સૂર્યના જેવા બળવાન થાય.'

યમ 'તથાસ્તુ' કહીને આગળ ચાલ્યો. સાવિત્રી પણ સાથે સાથે ચાલી.

વરદાન આપ્યા પછી પણ સાવિત્રીને પોતાની સાથે આવતી જોઇને યમે કહ્યું 'બ્હેન ! ત્હારી ઇચ્છા પ્રમાણે મ્હેં વરદાન આપ્યું તોપણ તું શા માટે આવે છે? રસ્તાના પરિશ્રમથી તું થાકી ગઇ છે. નકામી વધારે થાક શા માટે ભોગવે છે?'

સાવિત્રીએ કહ્યું 'પ્રભુ ! થાક શેનો ? હું તો મ્હારા સ્વામીની સાથે જાઉં છું. મ્હને એમાં જરા પણ પરિશ્રમ પડતો નથી. સ્વામીજ સ્ત્રીનો દેવતા છે. સ્વામીજ એક માત્ર ગતિ છે, માટે સ્વામી જ્યાં જશે ત્યાં હું જઈશ. તે ઉપરાંત વળી દેવતાનાં દર્શન, સાધુસમાગમ, હમારા જેવા લોકોના નસીબમાં વધારે ઘડી નથી હોતાં; તો પછી આપનાં દર્શન અને સત્સંગનો લાભ મ્હને મળ્યો છે તે શું કામ છોડું?'

યમે કહ્યું 'બ્હેન! તું ઘણું મિષ્ટ ભાષણ કરે છે. ત્હારી વાણી સાંભળીને હું પ્રસન્ન થયો છું. સત્યવાનના જીવન સિવાય એક બીજા વરદાનની માગણી કર.'

સાવિત્રીએ કહ્યું 'મ્હારા સસરાજીને એમનું હારેલું રાજ્ય પાછું મળે એ વરદાનની હું પ્રાર્થના કરૂં છું.'

યમે કહ્યું 'ઠીક એ પણ થશે. હવે તું પાછી જા.'

સાવિત્રીએ કહ્યું 'દેવ ! જગત્‌ના સઘળા પ્રાણીઓ આપના નિયમ મુજબ ચાલે છે. તેથીજ આપ સઘળા દેવોમાં મુખ્ય દેવ યમરાજ કહેવાઓ છો. દેવતાઓ ભક્તવત્સલ હોય છે.

દેવતાઓ સર્વદા પોતાના ભકતોને સ્નેહથી, અનુગ્રહથી અને જ્ઞાનથી સંતૃષ્ટ રાખે છે. એજ દેવતાઓનો ધર્મ છે. ભક્તિથી હું આપનો અનુગ્રહ મેળવી શકું, આપની દયા મેળવી કૃતાર્થ થાઉં; એટલા સારૂ હું આપની સાથે આવું છું.'

યમે કહ્યું 'અહા! જેમ તૃષાતુર મનુષ્ય શીતળ જળથી તૃપ્ત થાય છે તેમ હું ત્હારી વાણીથી તૃપ્ત થયો છું. બેટા! સત્યવાનના જીવન સિવાય બીજું કોઇ વરદાન માગ!'

સાવિત્રીએ આ વખતે પોતાના પુત્રહીન પિતાને ત્યાં એક સો પુત્ર જન્મવાની પ્રાર્થના કરી. એ વરદાન આપીને પણ યમ ચાલવા લાગ્યા.

સાવિત્રી પણ સાથે ચાલી.

યમે કહ્યું 'હવે વળી શા માટે આવે છે? જે જે વરદાન ત્હેં માગ્યાં, તે બધાં મ્હેં આપ્યાં. હવે ઘેર પાછી જા, તું ઘણે દૂર આવી છું.'

સાવિત્રીએ કહ્યું 'સ્વામીની સાથે હોઉં ત્યાંજ મ્હારૂં ઘર છે. દૂર શું છે પ્રભુ? વળી હે દેવ! ત્હમે ધર્મરાજા છો, હમને લોકોને પોતાના ઉપર જેટલો ભરોંસો હોય છે ત્હેના કરતાં ધાર્મિક પુરૂષો ઉપર ઘણો વિશ્વાસ અને આધાર હોય છે. તો પછી ત્હમે તો સાક્ષાત્ ધર્મના અધિપતિ છો. આજ આપનો આશ્રય મળ્યા પછી હું ત્હેનો ત્યાગ કેવી રીતે કરી શકું?'

યમે અત્યંત પ્રસન્ન થઇને સત્યવાનના પ્રાણ સિવાય બીજું કોઇ વરદાન માગવા સાવિત્રીને કહ્યું. સાવિત્રીએ કહ્યું, 'દેવ! આપ પ્રસન્ન થયા હો તો એવું વરદાન આપો કે, જેથી સત્યવાનના વીર્યથી દર પાંચ વર્ષે એક એક કરીને મ્હને સો પુત્ર થાય.'

યમ ‘ તથાસ્તુ ’ કહીને ચાલતા થયા, પણ સાવિત્રી એ ત્હેમનો સંગાથ છોડયો નહિ. યમે નિરૂપાય થઇને કહ્યું, ત્હેં જે જે માગ્યું તે બધુ મ્હેં આપ્યું છતાં શા માટે તું મ્હારો પીછો છોડતી નથી? ત્હારે બીજું શું જોઇએ છે તે કહે.’

યમ પ્રત્યેકવાર સત્યવાનના જીવન સિવાય બીજું કાંઈ વરદાન માગ’ એમ કહેતા હતા, પણ સાવિત્રીના વારંવાર પાછલ પડવાથી એમની ધીરજ એટલી બધી ઓછી થઇ ગઈ કે આ વખતે એમણે એવી સરત કર્યા વગરજ સાવિત્રીને વરદાન માગવાનું કહ્યું. સાવિત્રી પણ આ લાગ જોઇને બોલી, હું સત્યવાનના જીવનની પ્રાર્થના કરૂં છું. આપે તે પહેલાં વરદાન આપ્યું છે કે સત્યવાનના વીર્યથી મ્હને સો પુત્રો થશે. હવે સત્યવાન પુનર્જીવિત થાય નહિ ત્યાં સુધી આપનું એ વરદાન નિષ્ફળ જશે એટલા માટે પ્રાર્થના કરૂં છું કે આ છેલ્લા વરદાનથી સત્યવાનને જીવનદાન આપીને આપ પોતાનું વચન પાળો અને જે વરદાન આપ્યું છે તે સફળ કરો.’

યમ પણ નિરૂપાય થઈ ગયા. હવે શું કરવું? સત્યવાનનો પ્રાણ સાવિત્રીને પાછો આપીને યમે કહ્યું ‘ બેટા ! ત્હારૂં જીવન સાર્થક છે. ત્હેં પતિવ્રતાધર્મનું સાર્થક કર્યું છે. જગત્માં કોઇ પણ મનુષ્યથી કદાપિ ન થઇ શકે એવું કાર્ય ત્હેં ત્હારા સતીત્વના બળવડે કર્યું છે. આદર્શ સતી તરીકે તું હમેશાં પ્રસિદ્ધ થઈશ !’

એમ કહીને યમરાજાએ પ્રસ્થાન કર્યું. સત્યવાનના સૂક્ષ્મ પ્રાણને લઇને સાવિત્રીએ વૃક્ષના થડ આગળ જઇને સત્યવાનને સજીવન કર્યો.

સત્યવાનને ભાન આવ્યું એટલે બન્ને જણાં કુટીરમાં ગયાં. ત્હેમના ઘેર પહોંચતા પહેલાંજ યમ રાજાના વરદાનથી દ્યુમત્સેન રાજાને ચક્ષુ પ્રાપ્ત થયાં હતાં. રાજારાણી તથા વનવાસી ઋષિ મુનિઓ બધી વાત જાણ્યા પછી સાવિત્રીને ઘણો ધન્યવાદ આપવા લાગ્યા. બીજે દિવસે ખબર આવ્યા કે દ્યુમત્સેન રાજાના પ્રધાને શત્રુઓનો પરાજય કરીને ત્હેમનું રાજ્ય પાછું મેળવ્યું છે. પુત્ર અને પુત્રવધૂ સાથે દ્યુમત્સેન અને ત્હેની રાણી પોતાના રાજ્યમાં પાછાં ફર્યાં અને આનન્દોત્સવ પૂર્વક તેમણે રાજ્યનું શાસન શરૂ કર્યું.

આ પ્રમાણે સાવિત્રીએ પોતાના સતીત્વના પ્રભાવથી પોતાનું સૌભાગ્ય સાચવવા ઉપરાંત સાસરાના તેમજ પિતાના કુળનું પણ કલ્યાણ સાધ્યું.



# ૯—દમયન્તી.



પ્રાચીન કાળમાં જે આર્ય નારીઓ દુઃખ અને વિપત્તિમાં પણ સ્વામીની સંગિની થવામાંજ પોતાનું સૌભાગ્ય માનતી, તથા સ્વામીની સાથે ભયંકર જંગલોમાં પર્ણકુટીઓના નિવાસને પણ નિર્ભય રાજમહેલના વિલાસ કરતાં વધારે સુખકારી સ્હમજતી, અને જેઓ અતુલ સતીત્વના ગૌરવથી પવિત્ર બનીને ભારત વર્ષને ગૌરવાન્વિત કરી ગઇ છે, તે સ્ત્રીઓમાં દમયન્તી એક મુખ્ય રમણી છે.

દમયન્તી વિદર્ભરાજ ભીમની કન્યા હતી. રૂપમાં અને

ગુણમાં ત્હેના જેવી સુંદર રાજકન્યા એ સમયે આખા ભારત વર્ષમાં બીજી કોઈ નહોતી. બીજી તરફ પુરૂષોમાં રૂપ, ગુણ, વિદ્યા અને શૌર્યમાં નિષધરાજા નળને લોકો એ સમયનો સર્વ-શ્રેષ્ઠ પુરૂષ ગણતા. લોકોને મ્હોંએ એકબીજાના અતુલનીય રૂપ ગુણની વાત સાંભળીને બન્ને જણાં એક બીજા તરફ આકર્ષાયાં.

દમયન્તીના વિચારમાં ને વિચારમાં આકુળ વ્યાકુળ બનેલો નળરાજા એક વખતે પ્રમોદોદ્યાનમાં ફરતો હતો. એવામાં ત્હેણે સોનેરી પાંખવાળા કેટલાક સુંદર હંસોને જોયા. આ સુંદર પક્ષી-ઓને જોઇને નળરાજાએ પોતાના વિનોદ માટે એમાંનો એક હંસ પકડી લીધો. પકડાયા પછી મનુષ્યના જેવી વાણીથી એ હંસ બોલ્યો ‘ મહારાજ ! મને છોડી દો, હું દમયન્તી આગળ જઇને આપના રૂપગુણની કથા એવી રીતે કહીશ કે તે આપને સ્વામી તરીકે સ્વીકારશે.’

નળે હંસને છોડી દીધો. હંસ તરત ત્યાંથી બીજા હંસો સાથે ઉડી જઇને વિદર્ભ દેશના રાજાના અન્તઃપુરના બગીચામાં જઈ પહોંચ્યો.

દમયન્તી પણ એ સમયે સખીઓની સાથે ઉદ્યાનમાં ફરતી હતી. આવા સુંદર હંસને જોઇ દમયન્તી તથા ત્હેની સખીઓને એમને પકડવાની ઇચ્છા થઈ. સખીઓ પકડવા આવી એટલે હંસો આમ તેમ ઉડી ગયા. દમયંતી પોતે જે હંસને પકડવા ગઇ તે હંસ ઉડતો ઉડતો એક એકાંત સ્થાનમાં ગયો અને ત્યાં દમયંતી આગળ તેણે નળરાજાના રૂપનું વર્ણન કર્યું તથા કહ્યું કે હે રાજકુમારી ! જન્મ, જીવન અને રૂપયૌવનનું સાર્થક કરવું હોય તો નળરાજાને વરો. પુરૂષોમાં જેમ નળરાજા શ્રેષ્ઠ છે

તેમ સ્ત્રીઓમાં ત્હમે છો. ત્હમારા આ મિલન જેવું ઉત્તમ મિલન બીજું થઇ શકશે નહિ.

દમયન્તી તો પહેલેથીજ નળરાજાના રૂપગુણની વાત સાંભળીને, ત્હેના તરફ આકૃષ્ટ થઇ હતી, હવે હંસને મ્હોંએ એની આ વાત સાંભળીને, મનમાં ને મનમાંજ તે નળરાજાને પતિ તરીકે વરી ચૂકી.

૨

વિદર્ભરાજે, દયમંતીના સ્વયંવરની ઘોષણા કરી. નાના દેશના રાજાઓ વિદર્ભ નગરમાં આવી પહોંચ્યા. નિષધરાજ નળ પણ આવ્યો. દમયન્તીના સુંદર રૂપની વાત સાંભળીને ત્હેને વરવાની આશામાં ઇંદ્ર, અગ્નિ, વરૂણ અને યમ એ ચાર દેવતાઓ પણ સ્વયંવરમાં ગયા હતા. દેવતાઓ દમયન્તીના સ્વયંવરમાં જવા નીકળ્યા ખરા, પણ રસ્તામાં ત્હેમને વિચાર ઉપજ્યો કે જો આ વખતે દમયંતી આપણામાંથી કોઇને નહિ પરણે તો આપણી લજ્જા તથા અપમાનનો પાર નહિ રહે. માટે ત્હેમણે એવો વિચાર કર્યો કે દમયંતીને પોતાની ઇચ્છા જણાવવા સારૂ આગળથી એક દૂત મોકલવો. બધા ગુણોમાં નળરાજાને સર્વશ્રેષ્ઠ જોઇને ત્હેમણે તેને કહ્યું, નળ ! હમે દેવ છીએ અને દમયન્તીને વરવાને માટે આ સ્વયંવરમાં આવ્યા છીએ. ત્હમે હમારૂં દૂતપણું સ્વીકારો અને તમે જલદીથી દમયંતીની પાસે જઇને ત્હેને હમારો પરિચય આપો તથા એને એવો આગ્રહ કરો કે એ હમારામાંથી એક જણને વરે.

નળે કહ્યું ‘ દેવતાઓ ! હું પણ ત્હમારીજ માફક દમયન્તીને વરવાની આશામાં અત્રે આવ્યો છું. આ આપના કાર્યનો

હું કેવી રીતે સ્વીકાર કરી શકું ? હું પોતેજ દમયન્તીના હાથનો ઉમેદવાર હોવાથી ત્હેને કેવી રીતે કહી શકીશ કે તું બીજાને વર ? એટલા માટે આપ મ્હને માફ કરો. બીજા કોઇને એ કામ સોંપો તો ઠીક.'

દેવતાઓએ કહ્યું 'નૃપશ્રેષ્ઠ હમે તને સારી રીતે ઓળખીએ છીએ. તારા જેવા મનુષ્યો પરોપકાર કરવામાં પાછા હઠતા નથી માટે તુંજ આ હમારૂં કામ કર.'

નળરાજા વધારે રકઝક ન કરતાં દમયન્તી પાસે જવા તૈયાર થયો. દેવતાઓની કૃપાથી બીજાઓ ન દેખે એવી રીતે એ દમયન્તીના મહેલમાં પહોંચ્યો. ત્યાં જઇને ત્હેણે દમયન્તીને બધી હકીકત કહી તથા દેવતાઓમાંથી એકને વરવાનો દમયન્તીને આગ્રહ કર્યો.

દમયન્તીએ કહ્યું 'દેવતાઓને મ્હારા નમસ્કાર કહેજો પણ હું તો પહેલેથીજ નળરાજાને પતિ તરીકે સ્વીકારી ચૂકી છું. સ્વયંવર મંડપમાં નળરાજાનેજ વરમાળા પહેરાવીશ.'

આ વચન સાંભળી પોતાનો પરિચય આપતાં નળે કહ્યું 'હું જાતેજ નળ છું. દેવોની કૃપાથી અહિં તેમનો દૂત બનીને આવ્યો છું એટલે આવો ઉત્તર લેઇને એમની આગળ હું કેવી રીતે જઈશ ? એ દેવતાઓ પોતાના મનમાં મ્હારે માટે કેવો વિચાર આણશે ? એ લોકો જરૂર મ્હને અપરાધી ગણશે.'

દમયન્તીએ કહ્યું 'હું મ્હારી મરજીમાં આવે ત્હેને વરમાળા પહેરાવી શકું, એમાં આપનો શો અપરાધ ? હું કાંઈ ગુપ્તપણે આપને વરમાળા પહેરાવતી નથી. સભામાં સર્વની સમક્ષ પહેરાવીશ. દેવતાઓ પણ એ સભામાં બિરાજમાન હશે.

ત્હેમના દેખતાં હું મ્હારી ઇચ્છાનુસાર આપને વરીશ. એટલે દેવતાઓ આપને દોષિત નહિ ગણી શકે.'

નળે દેવતાઓની પાસે પાછા જઇને બધી વાત નિવેદન કરી. દમયન્તીએ આ પ્રમાણે પોતાની અવગણના કરી તેથી, દેવતાઓને ઘણું ખોટું લાગ્યું અને સ્વયંવર સભામાં એ બધાએ નળરાજાનું રૂપ ધારણ કરીને બેસી ગયા.

યથા સમયે વરમાળા લેઇને દમયન્તી સભા મંડપમાં આવી. ત્યાં હાજર થયેલા રાજાઓનાં નામ અને ગુણકીર્તન શરૂ થયાં. પણ દમયન્તીના કાન એ તરફ ગયા નહિ. એણે તો નળ રાજાને વરવાનું અગાઉથીજ નક્કી કરી રાખ્યું હતું. એટલે બીજા રાજાઓનાં ગુણકીર્તન સાંભળવાનું એને કાંઇ પ્રયોજન નહોતું. નળની શોધમાં એણે ચારે તરફ જોયું, તો જણાયું કે સભામાં નળના જેવી આકૃતિવાળા ચાર જણા બિરાજમાન છે. દમયન્તી ચેતી ગઈ કે મ્હને છેતરવા માટે દેવતાઓએ આ માયા રચી છે.

તે કોઇ પણ રીતે ખરા નળને પારખી ન શકી, ત્યારે એણે મ્હોટે સ્વરે, પોતાના ઉપર દયા કરવા સારૂ નમ્રતાપૂર્વક દેવતાઓની પ્રાર્થના કરી. તે બોલી 'હે દવતાઓ ! હું પૂર્વેજ નળ રાજાને પતિ તરીકે વરી ચૂકી છું. આપ દેવતાઓ છો. શરણાગત મનુષ્યના ધર્મનું રક્ષણ કરવું એ આપનું કર્તવ્ય છે, તો શા માટે છળ કરીને મ્હને અધર્મના માર્ગમાં લેઇ જાઓ છો ? અબળાની ઉપર દયા કરો. નળને ઓળખાવી દ્યો. આપ પોતપોતાનાં ચિન્હ ધારણ કરો. હું મ્હારા મનપસંદ સ્વામીને ઓળખી કહાડીને વરીશ. સતીના સતીધર્મનું રક્ષણ કરો.'

શરણાપન્ન દમયન્તીની પ્રાર્થનાથી સંતુષ્ટ થઇને દેવતાઓએ પોતપોતાનાં ચિન્હ ધારણ કર્યાં. દમયન્તી નળરાજાને વરીને કૃતાર્થ થઈ. દેવતાઓએ પ્રસન્ન થઇને નળરાજાને વરદાન આપ્યાં કે 'ત્હારી ઇચ્છા હશે તે વખતે ગમે ત્યાં અગ્નિ સળગશે તથા જળ આવશે. અને ગમે તેવી રસોઇ તું ત્હારે હાથે રાંધીશ, તો તે સ્વાદિષ્ટ થશે.' આવાં વરદાન આપીને દેવતાઓ અમર-લોકમાં પ્રસ્થાન કરી ગયા.

રસ્તામાં દેવતાઓને કલિ અને દ્વાપર મળ્યા. તેઓ પણ દમયંતીના સ્વયંવરમાં આવતા હતા. દમયન્તી દેવતાઓની ઉપેક્ષા કરીને માનવ નળને પરણી. એ સાંભળીને દુષ્ટ કલિને અત્યંત ક્રોધ ચઢયો. દ્વેષને વશ થઇને કલિએ દ્વાપરને કહ્યું 'ગમે તેમ કરીને હું નળરાજામાં પ્રવેશ કરીને એને જુગટું રમાડીશ, તથા જુગટામાં રાજ્યભ્રષ્ટ કરાવીને દમયન્તીનો વિયોગ કરાવીશ. તું પાસામાં પેશીને મ્હને મદદ કરજે.'

આવી દુષ્ટ સલાહ કરીને બન્ને જણા ગુપ્તરીતે નળરાજાના રાજ્યમાં જઈ રહ્યા.

૩

નળ દમયન્તી સાથે પરમ સુખમાં રાજ્ય ભોગવવા લાગ્યો. ત્હેને ઇન્દ્રસેન અને ઇન્દ્રસેના નામનાં પુત્ર પુત્રી થયાં. પણ કલિની ખટપટથી એ લોકો ઘણા સમય સુધી એ સુખ ભોગવી શક્યાં નહિ.

એક દિવસ ભ્રમવશ અપવિત્ર અવસ્થામાં નળે સંધ્યાવંદન કર્યું. એ પ્રસંગે દુષ્ટ કલિ નળના શરીરમાં દાખલ થયો. નળને પુષ્કર નામનો દુષ્ટબુદ્ધિવાળો અને ખરાબ ચાલચલણનો એક

ભાઈ હતો. કલિએ ત્હેની પાસે જઇને કહ્યું 'ત્હમે નળની સાથે પાસા ખેલો. હું નળમાં પ્રવેશ કરીને ત્હેની બુદ્ધિ ભ્રષ્ટ કરીશ. દ્વાપર પાસામાં પ્રવેશ કરીને ત્હમને મદદ કરશે. જુગારમાં નળને હરાવીને ત્હમે નળના વિસ્તીર્ણ રાજ્યના માલિક બનો.'

પુષ્કર રાજ્યના લોભથી ભાઈનું સત્યાનાશ વાળવા તૈયાર થયો. નળની પાસે જઇને ત્હેણે જુગટું રમવાનું નિમંત્રણ કર્યું. કલિને વશ થયેલો નળ કાંઈ પણ આનાકાની ન કરતાં જુગાર રમવા તૈયાર થયો.

ઉપરા ઉપરી ધન મૂકીને નળ આ રમતમાં હારવા લાગ્યો. 'હાર્યો જુગારી બમણું રમે,' તેમ નળ પણ જેમ જેમ હારતો ગયો, તેમ તેમ ત્હેની તૃષ્ણા વધતી ગઇ. દમયન્તીએ જોયું કે આ તો સત્યાનાશ વળ્યું. એણે પોતે, તેમજ રાજ્યના મંત્રી તથા બીજા મુખ્ય અમલદારોએ આ રમત બંધ કરવાનો નળને ઘણોએ આગ્રહ કર્યો, પણ નળે કોઇનું કહ્યું સાંભળ્યું નહિ.

દમયન્તી સ્હમજી ગઇ કે નળ હવે થોડા વખતમાં ભિખારી થઇને ઘર બહાર નીકળશે. એ પોતે સ્વામીના દુઃખની ભાગી થવા તૈયાર હતી. પણ બાળક પુત્રપુત્રીની શી દશા ! તરતજ ત્હેણે સારથિને બોલાવીને ત્હેની સાથે બાળકોને પોતાને પિયેર મોકલી દીધાં.

આ તરફ નળરાજા રાજ્ય સુદ્ધાન્ત હારી ગયો. હોડમાં મૂકવાને ત્હેની પાસે બીજું કશું રહ્યું નહિ. પુષ્કરે કહ્યું 'હવે દમયન્તીને હોડમાં મૂકો.' આ વખત નળરાજાના હૃદયમાં ક્રોધ અને અપમાનનો અગ્નિ સળગી ઉઠયો. પોતાના કિંમતી

વસ્ત્રાલંકારનો ત્યાગ કરીને, પહેર્યે કપડે પાટનગરનો ત્યાગ કરી નળરાજા રસ્તામાં નીકળ્યો. દમયન્તી પણ પોતાનાં વસ્ત્રાભૂષણોનો ત્યાગ કરીને પહેર્યે વસ્ત્રે, નળની અનુગામિની થઈ. પુષ્કરે રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો, કે કોઇએ નળને કોઈ પણ પ્રકારની સહાય કરવી નહિ; અને કરશે તો ત્હેને દેહાંત દંડની સજા થશે. આશ્રયહીન થઇને ઉપવાસ અને તૃષાથી કંટાળી જઈને નગર બહારના એક વનમાં નળે પત્ની સાથે આશ્રય લીધો.

૪

વનમાં એક દિવસ એ બન્ને ભૂખથી ઘણાં આકુળવ્યાકુળ થઈ ગયાં. ખાવાનું કાંઇ પણ મળ્યું નહિ.

એવામાં નળે કેટલાંક સુન્દર પક્ષી જોયાં.

પક્ષીઓને પકડવા માટે પોતાનું પહેરેલું એકનું એક વસ્ત્ર નળે પક્ષીઓ ઉપર ફેંક્યું. વસ્ત્ર સાથે પક્ષીઓ આકાશમાં ઉડી ગયાં અને જતી વખતે કહેતાં ગયાં કે 'નળ! હમે એના એજ પાસા છીએ. ત્હારી વધારે દુર્ગતિ કરવા સારૂ ત્હારૂં આ વસ્ત્ર પણ છીનવી લીધું.'

નળની મર્યાદા સાચવવા સારૂ દમયન્તીએ ત્હેને પોતાનું અડધું વસ્ત્ર પહેરવા આપ્યું.

આ દુઃખથી નળનું હૈયું ભરાઇ આવ્યું. આ દુઃખ ત્હેને અસહ્ય લાગ્યું. વધારે અસહ્ય તો એટલા માટે થઇ પડયું કે ત્હેના પ્રાણ સમાન દમયન્તીને પણ આ દુઃખ ત્હેની ખાતર વેઠવું પડતું હતું. પોતે એકલો હોત તો ગમે તેમ કરીને ગમે તેટલું કષ્ટ સહન કરી શકત, પણ દમયન્તીને વનભ્રમણમાં આવી રીતે ભૂખ તરશથી પીડાતી જોઇને ત્હેના હૃદયમાં દારૂણ

વેદના થવા લાગી. દમયન્તી જો પોતાના પિયેર જાય તો ત્હેની આ બધી આપત્તિ ઘણે અંશે ઓછી થઈ જાય. પણ દમયન્તી એમ સહજમાં ત્હેનું કહ્યું માનીને ત્હેનો સાથ છોડીને પિતાને ઘેર જાય એ સંભવિત નહોતું.

ત્હેણે એમ વિચાર કર્યો કે લાગ મળતાં દમયન્તીને એકલી મૂકીને ચાલ્યા જવું. એટલે એ લાચારીએ પિયેર જશે. એ વિચારથી, નળરાજા દમયન્તીને વિદર્ભ દેશનો માર્ગ બતાવવા લાગ્યો.

ચતુર દમયન્તી ઘણી ભયભીત થઇ. ત્હેણે કહ્યું ' શા માટે મ્હને વિદર્ભ જવાનો માર્ગ બતાવો છો ? આ વનમાં મ્હને એકલી મૂકીને ત્હમે જતા રહેવા ધારો છો ? નળે દમયન્તીને સ્હમજાવીને કહ્યું ' ના, મ્હારો કાંઇ એવો વિચાર નથી. ' પણ દમયન્તીને એની વાત ગળે ઉતરી નહિ. ત્હેણે ફરીથી પૂછ્યું. ' ત્યારે શા માટે મ્હને વિદર્ભનો માર્ગ બતાવ્યો ? ત્હમારી બુદ્ધિ અત્યારે સ્થિર નથી. ત્હમારા મનમાં શું છે તે હું જાણતી નથી. મ્હને છોડી દઇને જશો નહિ. ત્હમે આટલું કષ્ટ વેઠી રહ્યા છો. હું ત્હમને એકલા મૂકીને કદી પિયેર જઇશ નહિ. ત્હમારી સાથે રહીને સેવા-ચાકરી કરીશ. એકલા રહેવાથી ત્હમને વધારે દુઃખ થશે. ત્હમારા દુઃખની ભાગી થઇને હું ત્હમારી પાસે રહું છું અને ત્હમારી સેવા કરૂં છું. એમાંજ હું મ્હારૂં પરમ સૌભાગ્ય માનું છું. એ સૌભાગ્યથી મ્હને વંચિત કરશો નહિ. અને જો વિદર્ભ દેશમાં જવાની ત્હમારી ઇચ્છા હોય તો ચાલો આપણે બન્ને જણાં જઇએ. મ્હારા પિતાજી ત્હમારો ઘણો આદર સત્કાર કરશે.'

નળે કહ્યું, 'એક દિવસ રાજ્યના ઠાઠ માઠ સાથે ત્હારા પિતાને ઘેર ગયો હતો. મ્હારા ગૌરવરૂપ તું પણ એ વખતે પૂર્ણ સાહેબીમાં હતી. આજે આ દીન ભિખારીને વેશે ત્યાં જઈને હું મ્હારૂં હલકું નહિ દેખાડું. વળી આપત્તિને સમયે સગાંવ્હાલાંનો આશ્રય લેવો એ કોઇ પણ પુરૂષને માટે અપમાન-જનક છે.'

દમયન્તીએ પછી કાંઇ કહ્યું નહિ. એક વસ્ત્રથી ગમે તે પ્રકારે શરીરને ઢાંકીને બે જણાં ફરતાં ફરતાં થાકી જઇને એક વૃક્ષ તળે બેઠાં. ઘણો થાક લાગ્યો હતો એટલે વૃક્ષની છાયામાં શયન કરતાં વારજ દમયન્તીને નિદ્રા આવી ગઈ. ચિન્તાતુર નળને નિદ્રા આવી નહિ. એ દમયન્તી પાસે બેસી રહ્યો.

૫

નળના હૃદયમાં કેવળ એકજ વિચાર ઘોળાયા કરતો હતો, કે ગમે તે પ્રકારે દમયન્તીનો ત્યાગ કરીને જતા રહેવું કે જેથી એ પિયરમાં જઇને રહે. ત્હેણે જોયું કે દમયન્તી ગાઢ નિદ્રામાં છે. ત્હેને છોડીને જતા રહેવાનો લાગ હમણાંજ છે. પણ દમ-યન્તીનું અડધું વસ્ત્ર પોતે પહેરેલું હતું. હવે શું કરવું? કેવી રીતે ચાલ્યા જવાય? એવામાં એકાએક ત્હેની દૃષ્ટિ એક છરી ઉપર પડી, એ છરીદ્વારા નળે વસ્ત્રને કાપી નાંખ્યું, અને અડધું વસ્ત્ર પોતે પહેરીને, દમયન્તીને એ ઘોર જંગલમાં એકલી મૂ-કીને ચાલ્યો ગયો.

નિદ્રા ઉડી જતાં દમયન્તીએ જોયું તો પાસે નળ નથી! ત્હેનું વસ્ત્ર પણ અડધું ફાટેલું છે. સ્હમજી ગઈ કે નળે ખરે-ખર ત્હેને ત્યાગ કર્યો છે! ઉન્માદિની સ્ત્રીની માફક દમયન્તી

રોતી રોતી, નળની શોધમાં એ ગાઢા જંગલમાં ભમવા લાગી. વનમાં વૃક્ષ, લતા, પહાડ, નદી, સરોવર, જીવજન્તુ જે કોઇ જોવામાં આવતું ત્હેને દમયન્તી નળની ખબર પૂછતી. 'કહો વૃક્ષ! કહો લતાઓ! ત્હમે મ્હારા નળને જોયો છે? કહે નદી! થાકેલા નળે ત્હારે કિનારે બેસી પાણી પીધું છે? બોલ, ત્હેં ત્હેને કઇ દિશામાં જતાં જોયો છે? તું પણ ઘણે દૂરથી આવી છે, નળને એ તરફ ક્યાંય જોયો? તું જે દિશામાં જાય છે તે દિશામાં નળને જુએ તો એમને મ્હારો સંદેશો કહેજે, કે હું ત્હમારી શોધમાં વનેવનમાં એકલી જાઉં છું અને ત્હમને નહિ મળાય તો આ વનમાંજ હું મરી જઇશ. કહે પર્વત! તું તો ઘણું ઉંચું મસ્તક કરીને ઉભો છે. કહે ત્હેં મ્હારા નળને જોયા છે? કહે, એ કયે રસ્તે ગયા છે? હું એજ રસ્તે જઈશ. ત્હેમને બૂમ પાડીને કહે કે હું ત્હેમની પાસે જાઉં છું. પક્ષીઓ ત્હમે કઈ તરફથી ઉડતાં આવો છો? એ દિશામાં મ્હારા નળને દીઠા? હરણ, ત્હારાં મ્હોટાં ચક્ષુઓએ મ્હારા નળને નથી જોયા? નળ! મહારાજ! પ્રાણેશ્વર! ત્હમે ક્યાં ચાલ્યા ગયા? આ વનમાં મ્હારી એકલીની કોણ રક્ષા કરશે? અહા! રસ્તાના થાકથી થાકીને ત્હમે કેવા લોથપોથ થઈ ગયા હતા! ત્હમારી પાસે બેસીને હવે કોણ ત્હમારો થાક ઉતારશે? અહા! ત્હમને તરશ લાગી હશે, પણ નદી અને ઝરણાંઓમાંથી ઠંડુ પાણી કોણ આણી આપશે? ત્હમારી દાસી તો સંગાથે નથી. ત્હમે એકલા બધું કષ્ટ કેવી રીતે વેઠશો?'

આ પ્રમાણે વિલાપ કરતાં કરતાં પતિવિરહના શોકથી વ્યાકુળ થઈ જઇને, ગાંડી સ્ત્રીની માફક દમયન્તી વનમાં દોડવા

લાગી. એવામાં એક જંગી અજગર–સાપના ઉપર ત્હેનો પગ પડવાથી એ ત્હેને ગળી જવા તૈયાર થયો. દમયન્તીએ કહ્યું 'નળ ક્યાં છે? પ્રાણેશ્વર ક્યાં છે? આજ ત્હમારી દમયન્તી સર્પના મ્હોંમાં ફસાઇ છે. કોણ આજે એનું રક્ષણ કરશે? વળી કોઈ પણ દિવસ ત્હમને મ્હારા મૃત્યુના સમાચાર મળશે ત્યારે ત્હમને કોણ ધીરજ અને દિલાસો આપશે? વળી ત્હમે કોઈ દિવસ રાજેશ્વર થશો તો મ્હારા આ દારૂણ મૃત્યુની સ્મૃતિથી એ રાજ્ય પણ ત્હમને સુખનું કારણ નહિ થઈ પડે.'

પરન્તુ પ્રભુએ ત્હેની વિનંતિ સાંભળી. એકાએક કોઇ પારધિના તીરે અજગરના પ્રાણ લીધા. પરન્તુ મૃત્યુના મુખમાંથી છૂટતાં દમયન્તી એક બીજી આપદામાં પડી. ત્હેને બચાવનાર પારધિએ ત્હેના રૂપથી મુગ્ધ થઇને ત્હેને પરણવાની ઇચ્છા કરી. વિનંતિ અને મીઠાં વચનોથી સ્હમજાવવા છતાં પણ દમયન્તીએ કાંઇ ન માન્યું ત્યારે એ દુષ્ટ બળાત્કાર કરવા તૈયાર થયો. છંછેડાયલી સિંહણની માફક દમયન્તી લાલચોળ નેત્રોથી પારધિના સ્હામું જોઇને બોલી 'પાપિષ્ટ! ત્હારી આટલી બધી હિંમત ચાલે છે. દૂર થા! શું મ્હોં લઇને તું મ્હને સ્પર્શ કરવાને તૈયાર થયો છું?'

ધગધગતા અગ્નિ જેવા તેજવાળી સતીના તેજના પ્રભાવથી પારધિ ભયભીત થઇને પડી ગયો, અને જોતજોતામાં સતીના તેજ વડે દગ્ધ થઇને ત્હેણે પ્રાણ ત્યાગ કર્યો.

નળની શોધમાં દમયન્તી પાછી વનેવનમાં ગામે ગામમાં ફરવા લાગી. ત્હેના પહેરવેશમાં એક ફાટયું તુટયું અડધું વસ્ત્ર હતું. કેશ ધૂળમાં ખરડાયલા હતા, અંગ ધૂળથી ભરાઈ ગયું

હતું, એને ગાંડી સ્ત્રી સ્હમજીને કોઈ એના ઉપર દયા લાવતું, તો કોઇ ક્રોધ કરતું. ગામનાં તોફાની છોકરાંઓ ત્હેના ઉપર પાણી રેડતાં, ધૂળ ઉરાઠતાં અને કાંકરા ફેંકતાં. એવામાં વાણીઆઓનો એક સંઘ ચેદી રાજ્યમાં જતો હતો. દમયન્તી પણ ત્હેમની સાથે ચેદી રાજ્યમાં ગઈ. એક દિવસ એ રાજમાર્ગમાં થઇને જતી હતી. રસ્તાનાં બાળકો એને ગાંડી સ્હમજીને નાના પ્રકારનાં તોફાન અને મશ્કરી કરતાં હતાં, એવામાં ચેદીરાજની માતાએ રાજમહેલની અગાશી ઉપરથી ત્હેને જોઈ. દમયન્તીની અવસ્થા જોઇને રાજમાતાને ઘણી દયા આવી. ત્હેણે દાસીને મોકલીને દમયન્તીને અંતઃપુરમાં બોલાવી. પરિચય પૂછતાં દમયન્તીએ રાજમાતાને કહ્યું 'મા! હું ઘણી દુઃખી છું. મ્હેં સારા કુળમાં જન્મ લીધો છે. અને યોગ્ય સ્વામીને વરી છું. પણ જુગારમાં સ્વામી સઘળું હારીને, મ્હને છોડીને ચાલ્યા ગયા છે. હવે હું ગલીએગલીમાં ત્હેમની શોધ કરતી ફરૂં છું. પણ મા! ઘણા દિવસ સુધી ઘણાએ રસ્તામાં, ઘણાએ દેશોમાં ફર્યા છતાં પણ ક્યાંય પણ સ્વામીનો પત્તો નથી લાગ્યો.'

રાજમાતાને ઘણી દયા આવી. ત્હેણે કહ્યું 'બેટા! તું એકલવાયી સ્ત્રી છે. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે ફરીને તું કેવી રીતે પતિને શોધી શકીશ? તું મ્હારી પાસે રહે. મ્હારા માણસો ત્હારા સ્વામીની શોધ કરશે. બનવા જોગ છે કે કોઈ દિવસ એ ફરતો ફરતો આ રાજ્યમાં પણ આવી પહોંચે.'

દમયન્તીએ કહ્યું 'મા! ત્હમે મ્હારા ઉપર ઘણી દયા કરી. સૈરિન્ધ્રીરૂપે હું ત્હમારે ત્યાં રહીશ. પણ હું કોઇ દિવસ કોઇનું ઉચ્છિષ્ટ નહિ ખાઉં, કોઇના પગ નહિ ધોવરાવું અને કોઇ

પરપુરૂષ સાથે વાતચીત નહિ કરૂં. કોઈ પુરૂષ મ્હારૂં અપમાન કરે તો આપે ત્હેને ઘટતી સજા કરવી પડશે.'

રાજમાતાએ કહ્યું 'ઠીક, એ પ્રમાણે બધું થશે. તું અહિંજ રહે.'

પોતાની કન્યા સુનન્દાને બોલાવીને રાજમાતાએ કહી દીધું કે 'આ દુઃખી સૈરિન્ધ્રીએ મ્હારો આશ્રય લીધો છે. તું ત્હેને આજથી પોતાની સખી તરીકે ગણજે. કોઈ પણ દિવસ એનું અપમાન કરીશ નહિ.'

સુનન્દા સ્નેહપૂર્વક દમયન્તીને પોતાના ભવનમાં લેઇ ગઈ. રાજમાતા દમયન્તીની માશી થતી હતી. પણ ઘણાં વર્ષો પૂર્વે દમયન્તીને બાલ્યાવસ્થામાં ત્હેણે એકજવાર જોઈ હતી. એટલે આ વખતે એ ત્હેને ઓળખી શકી નહિ. દમયન્તીએ પણ પોતાનો પરિચય આપ્યો નહિ. સુનન્દાની સાથે દમયન્તી ચેદી રાજાની નગરીમાં વાસ કરવા લાગી.

૬

આ તરફ દમયન્તીના પિતા વિદર્ભરાજ ભીમે, નળે રાજ્ય ખોયાના, તથા નળદમયન્તીના વનવાસના સમાચાર મળતાંવારજ, ત્હેમની શોધમાં ચારે દિશામાં બ્રાહ્મણોને મોકલ્યા. સુદેવ નામનો એક બ્રાહ્મણ ફરતો ફરતો ચેદીરાજ્યમાં આવ્યો. ચેદીરાજાના મહેલમાં દમયન્તીને જોતાંવારજ એ ત્હેને ઓળખી ગયો. ચેદીરાજમાતા દમયન્તીની ઓળખાણ પડવાથી ઘણી પ્રસન્ન થઇ. દમયન્તી ઉપર એ પહેલેથીજ પુત્રી સમાન સ્નેહ રાખતી હતી, પણ હવે તો પોતાની સગી બ્હેનની છોકરી છે એવી ખબર પડતાં, એણે એને સ્નેહાલિંગન અને મીઠી વાણીથી

સંતુષ્ટ કરી. પછી જાતજાતના કિંમતી અલંકાર આપીને સુંદર રથમાં બેસાડીને, અંગરક્ષકોના પહેરા સાથે દમયન્તીને ત્હેના પિતાને ત્યાં પહોંચાડી દીધી.

ઘણા દિવસે, આટઆટલું દુઃખ વેઠયા પછી પિતાને ઘેર આવીને પુત્ર અને કન્યાનું મુખ જોયા છતાં પણ દમયન્તી સુખી થઈ નહિ. નળ કયાં છે? નળની શી અવસ્થા હશે? એજ ચિન્તા રાત દિવસ ત્હેના હૃદયને બાળી નાંખતી હતી.

કન્યાના દુઃખથી દુઃખી થઈને રાજા ભીમે, ફરીથી નળની શોધમાં ઘણા પ્રવીણ બ્રાહ્મણોને મોકલ્યા. દમયન્તીએ એમને કહ્યું 'ત્હમે દેશેદેશ ફરો અને જયાં જયાં માણસોની ભીડ દેખો, ત્યાં ત્યાં આ શ્લોક બોલજો. એ શ્લોકોનો જો કોઈ ઉત્તર દે તો મ્હને ખબર આપજો.'

એ શ્લોકનો ભાવાર્થ એ હતો કે "શઠ! ત્હમે ત્હમારી પતિવ્રતા સ્ત્રીને જંગલમાં એકલી મૂકીને કયાં ગયા છો! અડધું વસ્ત્ર પહેરીને એ રાત દિવસ કેવળ ત્હમારે માટે રૂવે છે. ત્હમે ત્હેની વાતનો જવાબ આપો. સ્વામીએ સ્ત્રીનું હમેશાં રક્ષણ કરવું જોઇએ, પ્રતિપાલન કરવું જોઇએ. પછી ત્હમે ધર્મજ્ઞ થઇને સ્ત્રીને નિરાધાર અવસ્થામાં છોડીને કેવી રીતે ચાલ્યા ગયા? દયાળુ હોઇને ત્હમે કેમ નિર્દય થયા? દયા કરો, હવે દુઃખી વિરહિણીને વધારે કષ્ટ આપશો નહિ. ત્હમારા વગર એ હવે ઘણા દહાડા જીવશે નહિ.'

દમયન્તીની સૂચના પ્રમાણે બ્રાહ્મણોએ ભિન્ન ભિન્ન દેશોમાં પ્રસ્થાન કર્યું.

નળ એ વખતે અયોધ્યાના રાજા ઋતુપર્ણના ઘરમાં સાર-

થિનું કામ કરતો હતો. રથ હાંકવામાં ત્હેની અસાધારણ શક્તિ હતી, તેથીજ ત્હેણે સારથિનું કામ સ્વીકાર્યું હતું. દમયન્તીનો ત્યાગ કરીને નળ જે વખતે વનમાં થઇને જતો હતો તે વખતે એ વનમાં એક ભયંકર આગ લાગી હતી. તે વખતે નળે સાંભળ્યું કે કોઈ ચીસેચીસ પાડે છે 'ક્યાં છે પુણ્યશ્લોક નળ? આ વિપત્તિમાંથી મ્હારૂં રક્ષણ કરો!' દુઃખની ચીસ સાંભળીને નળે એ દાવાનળમાં પ્રવેશ કર્યો તો ત્યાં એણે કર્કોટક નામના એક મ્હોટા સાપને દીઠો. એ ભુજંગેજ નળની મદદ માગી હતી. નળે કર્કોટકને દાવાનળમાંથી બહાર કહાડયો. બહાર આવતાંવારજ એ સર્પ નળને કરડયો. ડંખ લાગતાંની સાથેજ નળ કદરૂપો થઇ ગયો. નળે કહ્યું 'ધિક્કાર! આ શું કર્યું? ત્હારો પ્રાણ બચાવ્યો ત્હેનો આ બદલો આપ્યો કે?' કર્કોટકે કહ્યું 'મહારાજ! મ્હેં આપનું ભલુંજ કર્યું છે; થોડો વખત આપે ગુપ્ત વેશેજ રહેવું પડશે; એથી કરીને આપનું રૂપ કદરૂપું હોવાથી આપને સગવડ પડશે. મ્હારા વિષથી આપને કોઇ પણ જાતનું દુઃખ નહિ પડે. પણ આપના દેહમાં વસેલો કલિ જ્યાં સુધી આપના શરીરમાં રહેશે ત્યાં સુધી તે આ ઝેરને લીધે બળ્યા કરશે. આ વસ્ત્ર આપને આપું છું એ પહેરીને જે વખતે મ્હારૂં સ્મરણ કરશો, તે વખતે આપને આપનું મૂળ સ્વરૂપ પાછું મળશે. આપ અયોધ્યાના રાજા ઋતુપર્ણનું સારથિપણું સ્વીકારો. એ પાસા રમવાની વિદ્યામાં પ્રવીણ છે. ત્હમારી અશ્વચાલન વિદ્યા એને શિખવીને આપ ત્હેની અક્ષવિદ્યા–જુગટું રમવાની વિદ્યા–ગ્રહણ કરો. અને એ વિદ્યાના બળથી આપનું ખોયેલું રાજ્ય પાછું મેળવો.' કર્કોટક-

ની સલાહ મુજબ કદરૂપો બનેલો નળ, બાહુક નામ ધારણ કરીને ઋતુપર્ણ રાજાના સારથિ તરીકે અયોધ્યામાં રહ્યો.

પર્ણાદ નામનો એક બ્રાહ્મણ નળની શોધમાં અયોધ્યામાં આવ્યો. ઋતુપર્ણની રાજસભામાં એક દિવસે ત્હેણે દમયંતીના કહેલા શ્લોકો ગાયા. બાહુકે એ ટેલ સાંભળી રહ્યા પછી બ્રાહ્મણને એકાન્તમાં બોલાવીને રોતે રોતે નીચેના શ્લોકો કહ્યા. 'સારા કુળની સ્ત્રીઓ વિપત્તિમાં પડ્યા છતાં પણ ધીરજ ખોતી નથી. ધર્મના બળથી તેઓ પોતાનું રક્ષણ કરે છે. સ્વામી તેમનો પરિત્યાગ કરે તોપણ તેઓ સ્વામી તરફ ગુસ્સે થતી નથી. પોતે પોતાનું રક્ષણ કરે છે. અત્યંત મનોવ્યથાથી પીડિત થઇને દમયન્તીના હિતને માટેજ નળે ત્હેનો પરિત્યાગ કર્યો હતો. માટે સુશીલ દમયન્તીએ ત્હેને ક્ષમા આપવી જોઇએ. નળ રાજ્યભ્રષ્ટ છે, લક્ષ્મીહીન છે, અને રૂપહીન થઇને પારકે ઘેર ઘણા કષ્ટપૂર્વક ગુજરાન કરે છે. એ અવસ્થા ધ્યાનમાં લેઇને દમયન્તી ત્હેને માફ કરશે.'

વધારે તપાસ કરતાં પર્ણાદને એ પણ ખબર પડી કે બાહુક રસોઇના કામમાં ઘણો નિપુણ છે અને અશ્વવિદ્યામાં ત્હેની બરોબરીઓ બીજો કોઇ નથી. પર્ણાદે ઝટ વિદર્ભ દેશમાં પાછા જઇને દમયન્તીને બધી ખબર કહી.

દમયન્તી સ્હમજી ગઈ કે બાહુક એજ નળ છે. ગમે તે કોઈ અકસ્માત બનવાથી એ આવા કદરૂપા થઈ ગયા છે. માતાની સલાહ લેઇને ત્હેણે સુદેવને પાછો અયોધ્યા મોકલ્યો. જતી વખતે સુદેવને કહ્યું કે ત્હમે અયોધ્યામાં જઈને ઋતુપર્ણ રાજાને કહો કે 'સ્હવારે પતિથી તરછોડાયલી દમયન્તીનો બીજીવાર સ્વયંવર

થશે. જો દમયન્તીને મેળવવાની ઇચ્છા હોય તો જરા પણ વિલંબ કર્યા વગર વિદર્ભ રાજ્યમાં પહોંચો.' દમયન્તી જાણુતી હતી કે નળના વગર બીજું કોઇ એક દિવસમાં અયોધ્યાથી વિદર્ભ આવી શકે તેમ નથી. જો બાહુક એક દિવસની અંદર ઋતુ-પર્ણુને વિદર્ભ દેશમાં પહોંચાડી શકે, તો એ બાહુકજ નળ છે એ ખાત્રીથી સ્હમજવું.

સુદેવે અયોધ્યા જઈને ઋતુપર્ણુ રાજાને એ સમાચાર કહ્યા. બાહુકની અશ્વવિદ્યાના કૌશલ્યથી ઋતુપર્ણુ એ દિવસે સંધ્યાકાળ પહેલાંજ વિદર્ભ દેશમાં પહોંચી ગયા. નળની અશ્વ-વિદ્યાથી ખુશ થઇને ઋતુપર્ણુ રાજાએ ત્હેને પોતાની અક્ષ-વિદ્યા શિખવી અને પોતે ત્હેની પાસેથી અશ્વવિદ્યા ગ્રહણુ કરી. નળને અક્ષવિદ્યા—જુગટું રમવાની વિદ્યા આવડી જતાં તરતજ કર્કોટક સાપના વિષથી બળીને કાયર થયેલો કલિ નળના દેહમાં વધારે વખત રહી ન શક્યો. તરત જ તે બહાર નીકળી આવ્યો.

દમયન્તીએ ઋતુપર્ણુને જે સંદેશો મોકલ્યો હતો, ત્હેની ભીમને કાંઇજ ખબર નહોતી. એકાએક ઋતુપર્ણુ રાજાને જોઇને ત્હેણે ત્હેને પોતાને ત્યાં પધારવાનું કારણુ પૂછ્યું. ઋતુપર્ણુ પણુ ત્યાં આગળ સ્વયંવરની કાંઇ તૈયારી ન જોતાં, અને રાજા ભીમનો આવો ઉલટો પ્રશ્ન સાંભળતાં, અતિશય આ-શ્ચર્ય પામ્યો. ત્હેણે કહ્યું 'મહારાજ! હું આપને મળવા માટે આવ્યો છું.'

પણુ એના કહેવા ઉપર ભીમને વિશ્વાસ આવ્યો નહિ. ગમે તેમ પણુ, એક બરોબરીઓ રાજા પોતાને ત્યાં મેમાન

થઇને આવ્યો હતો, એટલે ત્હેનો યોગ્ય આદરસત્કાર કરવોજ પડયો. બાહુકે રથશાલામાં રથ બાંધીને ત્હેની પાસેજ પોતે વિશ્રામ લીધો.

૭

રાજમહેલની અગાશીમાંથી દમયન્તીએ બાહુકને જોયો. આ બાહુકજ નળ હશે એમ તેને પહેલાં લાગ્યું હતું પણ એનું કદરૂપું મ્હોં જોઇને હવે એ વાત એકદમ ત્હેને ગળે ઉતરી નહિ; એટલે વધારે તપાસ કરવા સારૂ એણે કેશિની નામની પોતાની એક સખીને બાહુકની પાસે મોકલી. કેશિનીએ બાહુકની પાસે જઇને ઘણી વાતો છેડી; ઘણા ઘણા સવાલ પૂછ્યા. પછીથી કહ્યું કે 'દમયંતીએ અયોધ્યામાં એક બ્રાહ્મણ મોકલ્યો હતો તે બ્રાહ્મણે ગાયેલા શ્લોકના ઉત્તરમાં ત્હમે કાંઈ કહેવરાવ્યું હતું તે ફરીથી બોલો તો!'

બાહુકે અશ્રુપૂર્ણ નેત્રે ત્હેનો ઉત્તર ફરીથી આપ્યો. કેશિનીએ આવીને બધી વાત દમયન્તીને કહી. દમયન્તીએ કહ્યું 'તું ફરીથી જા, કાંઈ વાતચીત કર્યા વગર બાહુકનાં બધાં કામકાજ જોતી રહેજે. કોઇ અલૌકિક કામ દેખાય તો મ્હને તું ખબર આપજે.'

કેશિની પાછી ગઈ. બાહુકે ઋતુપર્ણને માટે રસોઈ કરી. ઋતુપર્ણના આહાર માટે ભીમરાજે જાતજાતની સામગ્રી સાથે ઘણી જાતનાં માંસ મોકલ્યાં હતાં. એ માંસ ધોવા માટે પાણીની જરૂર પડી તો બાહુકની ઈચ્છા થતાં વારજ ખાલી લોટામાં પાણી ભરાઇ ગયું. રસોઇને માટે આણેલાં લાકડાંને બાહુકનો હાથ લાગતાં વારજ ચુલો સળગી ઉઠયો. (સ્વયંવર પછી દેવ-

તાઓના વરદાનથી નળમાં એ બધી અલૌકિક શક્તિઓ આવી હતી.) કેશિનીએ આવીને દમયન્તીને એ બધા ખબર કહ્યા છતાં પણ વધારે પરીક્ષા કરવા સારૂ દમયન્તીએ નળનું રાંધેલું થોડું માંસ લાવવા કેશિનીને મોકલી. કેશિની માંસ લઈ આવી. દમયન્તીએ માંસ ચાખી જોયું તો એનો સ્વાદ આશ્ચર્યકારક હતો. એ સ્વાદ ત્હેણે પહેલાં પણ ઘણીવાર ચાખ્યો હતો. આવો સ્વાદ નળ વગર કોઈની પણ રસોઇમાં આવવો અસંભવિત હતો. આ બધાં લક્ષણો ઉપરથી દમયન્તીની ખાત્રી થઈ કે, બાહુકજ નળરાજ છે.

પણ નળનું એવું મોહક સ્વરૂપ એકાએક શેણે બદલાઈ ગયું? એ શંકાનું સમાધાન કોઈ રીતે થયું નહિ. વધારે પરીક્ષા કરવા સારૂ દમયન્તીએ કેશિનીની સાથે પુત્ર અને કન્યા ઇંદ્રસેન અને ઇંદ્રસેનાને બાહુકની પાસે મોકલ્યાં.

ઘણે દિવસે પુત્રપુત્રીને જોઇને નળ હૃદયનો આવેશ રોકી શક્યો નહિ. રોતે રોતે ત્હેણે બાળકોને પોતાના ખોળામાં લીધાં અને તેમને આલિંગન અને ચુંબન કર્યાં. પણ તરતજ ત્હેણે ચેતી જઇને કેશિનીને કહ્યું કે 'મ્હારે આવાં બે છોકરો છોકરી છે. આમને જોતાંવારજ મ્હને એમનું સ્મરણ થઈ આવ્યું. અને હૈયું ભરાઈ આવ્યું. ત્હમારે કાંઈ મનમાં લાવવું નહિ.'

કેશિનીએ આવીને બધું દમયન્તીને કહ્યું. દમયન્તીને હવે કોઇ પણ જાતનો સંદેહ રહ્યો નહિ. એની ખાત્રી થઈ કે કોઇને કોઇ દૈવઘટનાથી નળનું સ્વરૂપ આવું કદરૂપું થઇ ગયું છે. એણે જાતે એકવાર બાહુકને મળવાની ઈચ્છા દર્શાવી. માત-પિતાને બધી વાત જણાવી ને બાહુકને અંતઃપુરમાં આવવા દેવાની રજા મંગાવી.

ભીમરાજની આજ્ઞાથી બાહુક અંતઃપુરમાં ગયો. દમયન્તીના બીજીવારના સ્વયંવરની વાત સાંભળીને નળને ત્હેના ઉપરથી બિલકુલ શ્રદ્ધા ઉઠી ગઇ હતી. પોતાને છોડીને દમયન્તી બીજા સ્વામીને વરવા તૈયાર થઇ ! એ વિચારથી એને એટલું બધું દુઃખ ઉપજ્યું હતું કે એણે એકદમ પોતાનો પરિચય આપ્યો નહિ. પણ જ્યારે એણે જોયું કે દમયન્તીના વસ્ત્રાભૂષણોમાં એનું એ અડધું ફાટયું તુટયું વસ્ત્ર હતું, ત્હેના કેશ વિખરાયલા અને ધૂળમાં રગદોળાયલા હતા, શરીર બિલકુલ ફીકકું અને લેવાઇ ગયેલું હતું, ત્યારેજ નળને ખાત્રી થઇ કે સ્વયંવરની વાત તો એક છેતરવાની યુક્તિજ હતી !

નળને જોતાંવારજ દમયન્તી ત્હેના પગમાં પડી ગઇ. બન્નેએ એકબીજાને ઓળખી લીધાં.

પોતાની ઓળખાણ આપ્યા પછી નળે બીજીવારના સ્વયંવરની વાત કહાડીને દમયન્તીને ઘણો ઠપકો આપ્યો. દમયન્તીએ રોતે રોતે બીજીવારના સ્વયંવરની ખબરનું કારણ બાહુકને સ્હમજાવ્યું. નળના મનમાંથી બધો સંદેહ જતો રહ્યો. એટલે એણે પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરવાની ઇચ્છાથી કર્કોટક નાગે આપેલું વસ્ત્ર પહેરીને નાગ દેવતાનું સ્મરણ કર્યું. જોતજોતામાં કદરૂપો બાહુક પરમ સુંદર તેજઃપૂર્ણ નળરાજામાં બદલાઈ ગયો.

ઘણા દિવસના દુઃખ અને વિરહ પછી આ શુભ દિને પતિ-પત્નીનું સંમિલન થયું. આખા નગરમાં આનંદોત્સવ થઇ રહ્યો. ઋતુપર્ણ રાજાએ આનંદપૂર્વક નળને પોતાના મિત્ર તરીકે આલિંગન કર્યું. દમયન્તીની આશામાં આવેલા ઉદારચિત્ત ઋતુ-

પર્ણ રાજાના મનમાં જરી પણ ખેદ કે ઈર્ષ્યા ઉપજ્યાં નહિ.

એક માસ સાસરે રહીને, ભીમરાજે આપેલાં પુષ્કળ ધન, રત્ન અને દાસદાસીઓ સાથે નળ દમયન્તી સહિત નિષધરાજ્યમાં આવી પહોંચ્યો. ઋતુપર્ણની પાસેથી શિખેલી અક્ષવિદ્યાથી નળે જુગટામાં પુષ્કરને હરાવીને પોતાનું ગએલું રાજ્ય પાછું મેળવ્યું. પરાજીત થયેલા પુષ્કરને નળે કહ્યું ' પુષ્કર ! તું મ્હારો ન્હાનો ભાઇ છે. ત્હેં ગમે તે કર્યું હશે પણ મ્હારો સ્નેહ ત્હારા ઉપરથી ઓછો થયો નથી. મ્હેં ત્હને ક્ષમા આપી છે. ત્હારી પોતાની માલ મિલકત બધી ત્હને પાછી સોંપું છું. તું સ્વતંત્રપણે સુખપૂર્વક મ્હારા રાજ્યમાં વાસ કર."

# ૧૦—સુશોભના.

સુશોભના કંકણુ ઋષિની કન્યા હતી. એ ઘણીજ રૂપાળી, ગુણવાન તથા દયાળુ અને પતિવ્રતા હતી. મહાત્મા આકથ મુનિ સાથે ત્હેનું લગ્ન થયું હતું; આકથ મુનિ, મંકન નામના એક બ્રાહ્મણના પુત્ર હતા.

પિતાથી છૂટા પડીને આકથ મુનિ આ સાધ્વી પત્ની સાથે ઘણી દરિદ્ર અવસ્થમાં રહેતા હતા. એટલે સુધી કે પાંચ દિવસ સુધી નકોરડો ઉપવાસ કરીને છઠ્ઠે દિવસે ધાન્ય ભેગાં થતાં. પણ આટલી બધી ગરીબાઈમાં પણ એ જોડું અતિશય કરૂણામય હતું. એક દિવસ એવું બન્યું કે પાંચ દિવસના ઉપવાસ પછી છઠ્ઠે દિવસે ભોજન કરવાની તૈયારીમાં હતા, એટલામાં

કોઇ સંન્યાસીએ ત્હેમને બારણે આવીને મધુર શબ્દે કહ્યું 'હે બ્રાહ્મણ! હું એક મહિનાથી ભૂખ્યો છું, હમણાં ભોજન નિમિત્તે ત્હારે ઘેર આવ્યો છું. દાન કરવા યોગ્ય કાંઈ ભોજન હોય તો ઠીક નહિ તો હું બીજે ઘેર ભિક્ષા માંગી આવીને મ્હારી ભૂખ હોલવું.'

સંન્યાસીનાં વચન સાંભળીને આકથ મુનિએ કહ્યું 'હે દ્વિજેન્દ્ર! પાંચ દિવસથી મ્હારા ઘરમાં કાંઇ પણ ભોજન નહોતું. આજે છઠ્ઠે દિવસે બન્યું છે; માટે હમને હવે જરા પણ ચિન્તા નથી. આપ સુખે પધારો. હમો આપના પગ ધોઇને યથાવિધિ સત્કાર કરીશું."

યોગીએ આકથ મુનિની વિનંતિ અનુસાર ત્હેમનેજ ઘેર ભોજન કરવાની ઇચ્છા પ્રગટ કરી. આકથ મુનિએ ત્હેમના પગ ધોયા, પત્ની સુશોભનાએ પણ ઘણા આહ્‌લાદપૂર્વક જંગલનાં શાક કંદમૂળ વગેરે રાંધીને ભોજન તૈયાર કર્યું તથા એક કેળના પાંદડામાં એ સર્વ સામગ્રી સુંદર રીતે પીરસી દીધી. યોગીએ ઘણાજ શોખ સાથે એ બધી સ્વાદિષ્ટ સામગ્રીઓ ખાધી. કાંઇ પણ બાકી રાખ્યું નહિ. સંન્યાસીને આ ભોજનથી તૃપ્ત થયેલા જોઇને આકથ મુનિ તથા ત્હેમની સ્ત્રી ઘણાં ખુશ થયાં. ભોજન થઇ રહ્યા પછી સંન્યાસી બીજે ગામ ચાલ્યો ગયો. આકથ મુનિ અને ત્હેમનાં પત્નીએ આખો દિવસ ભૂખ્યા રહીને જપતપમાં ગાળ્યો. ત્યાર પછી એ સાધુશીલ બ્રાહ્મણ આકથે વધારે તપ સંચય કરવા માટે પત્ની સાથે કપોતવૃત્તિનું અવલંબન કર્યું.

ત્યાર પછી એક દિવસે એક કદરૂપો પણ શાસ્ત્રોમાં પારદર્શી બ્રાહ્મણ સામવેદનું ગાન કરતો કરતો ત્હેને ઘેર આવી

પહોંચ્યો. ત્હેનું દર્શન કરીને આકથ મુનિએ ભાર્યા સુશોભનાને કહ્યું 'પ્રિયે! આ કદરૂપો બ્રાહ્મણ આપણે ત્યાં આવ્યો છે, ત્હેને આજના ભોજનમાંથી અડધું ભોજન કરાવ. અને બાકીનું અડધું તું ત્હારે સારૂ રાખી મેલ. કારણ કે, મ્હને એમ લાગે છે કે, આજનો દિવસ ઉપવાસમાં જશે તો પાછા બીજા છ દિવસ ખાધા વગર ખેંચી કહાડવાથી ત્હારૂં શરીર ટકશે નહિ. તું ઘણીજ કોમળ છે અને આવા લાંબા ઉપવાસ કરવાને માટે અસમર્થ છે. કહે ત્હારો શો વિચાર છે?' સાધ્વી સુશોભનાએ કહ્યું વિધાતાએ લલાટમાં લખેલું આયુષ્ય આહારથી વધતું નથી કે ઉપવાસથી ઘટતું નથી. બ્રાહ્મણ અતિથિને આ અન્ન આપી દીધાથી મ્હને જરા પણ શારીરિક કષ્ટ પહોંચવાનું નથી, બલકે હું માનસિક આનંદ પ્રાપ્ત કરીશ.' આકથ મુનિએ કહ્યું પ્રિયે! જ્યારે ચિરાયુ યક્ષનું મસ્તક પણ વીરભદ્રને હાથે છેદાઇ શકયું હતું તો પછી આપણા જેવા પાપી ટુંકા આવરદાના મનુષ્યોની તો વાતજ શી? માટે તું ત્હારો વિચાર ફેરવી નાંખીને આ રસોઈમાંથી અડધું ભોજન કર એટલે હું બાકીનું બ્રાહ્મણને ખવરાવું. હું ત્હારી ઈચ્છા પ્રમાણેજ કાર્ય કરવા તૈયાર છું.'

સુશોભનાએ કહ્યું 'દેવ! આપ ભૂખ્યા રહો અને હું ભોજન કરૂં એ બનેજ કેવી રીતે? ત્હમારા પહેલાં ભોજન કરવું એ શું મ્હારે માટે વ્યાજબી છે? આપે પણ આજ તેર દિવસ થયાં ઉપવાસ કર્યા છે, તો પછી મ્હને ઉલટી સલાહ શા માટે આપો છો? હું એક બીજી વાત કહું તે સાંભળો. સ્થૂલ દેહધારી પ્રાણીઓને માટે અન્નજ પ્રત્યક્ષ પ્રાણ સ્વરૂપ

છે, એટલા માટે પંડિતોએ અન્નદાતાને પ્રાણદાતા ગણ્યો છે. પ્રાણીઓ અન્નદ્વારાજ ઉત્પન્ન થાય છે અને ત્હેનાથીજ વૃદ્ધિ પ્રાપ્ત કરે છે માટે ત્હેના કરતાં ઉંચી વસ્તુ બીજી કોઇ નથી. તેથી એનું દાન કરવાથી મહાપુણ્યનો સંચય છે. આ ક્ષણ-ભંગુર જીવન પ્રાપ્ત કરીને, અન્નાદિનું દાન ન કરે ત્હેનું જીવન વ્યર્થ જાય છે. ધર્મજ પરલોકમાં સહાય થાય છે. પિતા, માતા, સ્ત્રી, પુત્ર, મિત્રો તથા પૈસોટકો અને જોબન એ બધું આ દુ-નિયામાં કલ્યાણ સાધવાના કામમાં આવે છે, પણ પરલોકમાં કશા કામમાં નથી આવતાં. ધર્માચરણ કરતાં કરતાં મરણ પણ થાય તો તે ધર્મકાર્ય ગણાય છે, માટે અતિથિને અડધા ભૂખ્યા રાખીને ભોજન કરવાથી આપણને શું ફળ મળશે? કરૂણા-નિધિ, ધર્માત્મા સુશોભનાના પતિ આકથે પોતાની ભાર્યાનો આવો સારરૂપ ઉપદેશ સાંભળીને, બધું ભોજન પ્રસન્ન ચિત્તે એ બ્રાહ્મણને ખવરાવી દીધું. અને એ બ્રાહ્મણનો યથાવિધિ ઘણો સારો સત્કાર કર્યો. ત્હેમની આગતાસ્વાગતાથી પ્રસન્ન થઇ જઇને એ કદ-રૂપા બ્રાહ્મણે શિવનું રૂપ ધારણ કરીને કહ્યું કે ‘ હું આજે ત્હમને વરદાન આપવા માટે આવ્યો છું, ત્હમે બન્ને જણાં ઇચ્છાનુસાર વરદાન માંગો.’ ત્યારે એ પતિપત્નીએ ઘણાંજ પ્રસન્ન થઈને શિવજીના ચરણારવિંદમાં દંડવત્ કર્યા અને ત્હેમના પદમાં રહીને સદા ભક્તિ કરતા રહેવાની પ્રાર્થના કરી. શિવજી એ પ્રાર્થના સ્વીકારીને ત્હેમને બન્નેને શિવલોકમાં લઇ ગયા.



# ૨૧—સુનીતિ.

શરદ્ ઋતુના આગમનથી પુણ્યસલિલા યમુના નદી પ્રસન્ન થઇને ખળખળ વહી રહી હતી. ત્હેના કિનારા ઉપર એક સુંદર બગિચો હતો. જુઈ, ચંપો, મોગરો, વગેરે પુષ્પોની સુગંધથી એ સુંદર ઉપવન આમોદિત થઈ રહ્યું હતું. એ ઉપવનની વચમાં ઉત્તાનપાદ રાજાનો રમણીય મહેલ હતો. ઉત્તાનપાદ રાજા સ્વાયંભૂ મનુનો વંશજ હતો, એટલે ત્હેનાં ઐશ્વર્ય અને ગૌરવની સીમા નહોતી. ત્હેને બે પત્ની હતી. પહેલીનું નામ સુનીતિ અને નવીનું નામ સુરૂચિ. લક્ષ્મી અને સરસ્વતીથી જેમ વૈકુંઠપુરી શોભી રહે તેમ સુનીતિ અને સુરૂચિ દ્વારા ઉત્તાનપાદની નગરી શોભી રહી હતી.

રાજમહેલના એક એકાન્ત ઓરડામાં રાણી સુરૂચિ એક દિવસે એકલી ભોંય ઉપર સૂઇ રહી હતી, ત્હેના વાળ વિખરાઇ ગયેલા હતા, શરીર અલંકારશૂન્ય હતું, વસ્ત્ર મલિન અને જૂનાં હતાં, ઘણુંજ રોયાથી ત્હેનું મુખ અને નયન લાલચોળ થઈ ગયાં હતાં અને વચમાં વચમાં ત્હેના મ્હોંમાંથી દીર્ઘ નિ:શ્વાસ પણ નીકળતો હતો. દાસીઓ બારણા આગળ ઉભી રહીને ત્હેની તરફ જોઈ રહી હતી, પણ ત્હેની સાથે બોલવાનું સાહસ કોઇને થતું નહિ. આ પ્રમાણે ધીમે ધીમે સંધ્યાકાળ પડી. રાજા ઉત્તાનપાદે રાજ્યકાર્યથી પરવારીને અન્ત:પુરમાં પ્રવેશ કર્યો અને પ્રિયતમા રાણી સુરૂચિને પોતાના ઓરડામાં નહિ જોતાં, ત્હેની શોધ કરતા એ એકાન્ત ઓરડામાં જઇ

પહોંચ્યા. પત્નીને આવી દશામાં ભોંય ઉપર સૂતેલી જોઇને રાજા ઘણું વિસ્મય પામ્યા અને ત્હેના અંગને સ્પર્શ કરીને સ્નેહપૂર્વક પૂછવા લાગ્યા 'પ્રિયે! આ શું? તું અહિંયાં આ પ્રમાણે શા સારૂ સૂતી છું?'

મહિષીએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. ચૂપચાપ સાડીના પાલવવડે પોતાનું અડધું ઉઘાડું મુખ પૂરૂં ઢાંકી દીધું. રાજાએ રાણીના મ્હોં ઉપરથી વસ્ત્ર સરકાવી લીધું; લાગલાગટ રોદન કર્યાથી ત્હેના મુખના ચંપક પુષ્પના જેવા રંગે લાલાશ ધારણ કરી હતી, ત્હેનાં કમળ જેવાં એ નયનો સૂઝી ગયાં હતાં. રાજાના હૃદયમાં આથી ઘણી વ્યથા ઉત્પન્ન થઈ. ત્હેણે ફરીથી ખબર પૂછી 'પ્રિયે! બોલ તો ખરી, શું થયું છે? ત્હારા પિયેરથી કોઈ ખરાબ સમાચાર તો નથી આવ્યા ને?'

છતાં પણ રાણી સુરૂચિએ જવાબ આપ્યો નહિ, ત્યહારે રાજા જરા વધારે પાસે બેસીને, ત્હેના અંગ ઉપર હાથ ફેરવીને ત્હેને સ્હમજાવવા લાગ્યા. 'શા માટે તું આમ કરી રહી છું? કોઇએ ત્હારૂં અપમાન તો નથી કર્યું? ત્હારે શું જોઇએ છે? જે કહે તે હમણાં ને હમણાંજ આણી આપું' વગેરે અનેક વચનો રાજાએ કહ્યાં; પરન્તુ કશાથી રાણીએ પોતાનું મૌન છોડયું નહિ. જેમ જેમ રાજા પ્યાર કરતા ગયા તેમ તેમ એ વધારે ને વધારે રોદન કરવા લાગી. આખરે રાજા બોલી ઉઠયા 'પ્રિયે! આખો દહાડો કામ કરીને હું થાકી ગયો છું. અસંતોષનું કાંઇ કારણ હોય તો, પછી રીસાજે; હમણાં તો મ્હને ખાવા પીવા આપ."

સુરૂચિ તરતજ ઉઠીને બેઠી થઇ. ત્હેની સૂચના મુજબ

દાસીએ રાજાને માટે ભોજન આણી આપ્યું. સુરૂચિએ પોતાને હાથે સ્થાન સાફ કરીને આસન બિછાવી આપ્યું અને રાજા સંધ્યાવંદન કરીને ભોજન કરવા બેઠો ત્‍હારે પોતેજ ત્‍હેને પંખો નાંખવા લાગી. ભોજન બાદ આચમન કરી રહ્યા પછી રાજાએ રાણી સુરૂચિનો હાથ પકડીને પોતાની પાસે બેસાડી અને સપ્રેમદૃષ્ટિથી ત્‍હેની તરફ જોઇને બોલ્યો ‘ પ્રિયે ! મ્હારૂં કહ્યું માન ! ત્‍હને શું થયું છે તે કહી દે.’ સુરૂચિએ કહ્યું ‘મહારાજ ! હું તો આપની માત્ર દાસીજ છું. દાસી ઉપર આટલો બધો પ્રેમ શા સારૂં કરો છો?’ રાજા બોલ્યા ‘પ્રિયે! ત્‍હારા મનનો ભાવ શો છે તે હું કળી શકતો નથી; તું મ્હારી દાસી છું તો પછી મ્હારી પત્‍ની કોણ ?’

સુરૂચિ—પત્‍ની સુનીતિ. મહારાજ ! મ્હને પત્‍નીને યોગ્ય સ્થાન નહોતું આપવું તો મ્હને પરણ્યા શા માટે?

રાજાઃ—પ્રિયે ! ત્‍હારો શો ઉદ્દેશ છે, તે મ્હારા સ્હમજ્યામાં નથી આવતું. દિલ ખોલીને સઘળી વાત કહે.

સુરૂચિઃ—કહું છું. પણ મ્હારા કહ્યાથી ખોટું લગાડશો નહિ. ત્‍હમારે પુત્ર નહોતો થતો અને પુત્રની ઇચ્છાથી ત્‍હમે મ્હારા પિતાજી પાસે મ્હારી માગણી કરી હતી. આપને ધાર્મિક અને સત્યનિષ્ટ જાણીને, સપત્‍ની હોવા છતાં પણ, પિતાએ ત્‍હમારી સાથે મ્હને પરણાવી. એ જાણતા હતા કે આપ મ્હને સહધર્મિણી તરીકે રાખશો. પણ—

સુરૂચિની વાત પૂરી થતા પહેલાંજ રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા.—‘પ્રિયે ! મ્હેં ત્‍હમારા બન્નેમાં કોઇ પણ જાતની જુદાઇ ગણી છે ?’

સુરૂચિઃ—મહારાજ ! આ મહેલનો યમુના નદીના કિનારા ઉપરનો ભાગ કોને રહેવા સારૂ આપ્યો છે?

ઉત્તાનપાદઃ–રાણી! ત્હારી સાથે લગ્ન કરતાં પહેલાંથીજ સુનીતિ એ મહેલમાં વાસ કરે છે. તું કહે તો ત્હારે સારૂ એના કરતાં સો ગણો વધારે રમણીય મહેલ બંધાવી આપું.

સુરૂચિઃ–મહારાજ! ત્હમારા ભંડારમાંથી સર્વોત્તમ મુક્તાહાર કોને આપ્યો છે?

ઉત્તાનપાદઃ–પ્રિયે! વગર કારણે મ્હારા ઉપર દોષારોપણ કરીશ નહિ. એ હાર ઘણોજ દુર્લભ છે. મ્હારા પૂર્વજોને ઘણા વર્ષ સુધી દેવતાઓની આરાધના કર્યાથી એ હાર મળ્યો હતો. મ્હારો વિવાહ થયા પછી પિતાજીએ એ હાર સુનીતિને ખોળે બેસાડીને પહેરાવ્યો હતો. મ્હેં કાંઇ એ હાર ત્હેને આપ્યો નથી. મ્હેં ત્હારે માટે પણ એવો બીજો હાર વેચાતો લેવાની તજવીજ કરી હતી, પણ દક્ષિણ સમુદ્રને કિનારે વસતા વેપારીઓએ કહ્યું કે એવી જાતનાં મોતી હવે નીકળતાં નથી; તેથી હું લાચાર થઇને બેસી રહ્યો છું.

સુરૂચિ વ્યંગ કરીને બોલી ‘અહો! ધન્ય ભાગ્ય મ્હારાં! પણ મહારાજ! આ પ્રમાણે કપટ પ્રેમ બતાવ્યાથી ફાયદો નથી. વસ્ત્રાલંકારની વાત તો જવા દો, અગ્નિહોત્રમાં પણ સુનીતિજ ત્હમારી સહધર્મિણી થઇને શા સારૂ બેસે છે? હું આપની સ્ત્રી નથી? મ્હને તો આપે ઉપભોગ્ય દાસીજ ગણીને?’

રાજાઃ–પ્રિયે! તું ભરમમાં કુટાય છે. મ્હેં જે અગ્નિહોત્ર ગ્રહણ કર્યું છે, તે એક બે દિવસનું નથી. એ તો આખા જીવન સુધીનું વ્રત છે. તું હજુ કોમળ વયની છે. ઉપવાસ

અને રાત દિવસ એક આસન ઉપર બેસીને સાધન કરવાનો ત્હને અભ્યાસ નથી. એટલા માટેજ સુનીતિએ ત્હને કલેશ આપ્યો નથી. વળી–

સુરૂચિઃ–વળી શું મહારાજ?

રાજા—વળી એ કે લોકાચાર પ્રમાણે રાજાને એક કરતાં વધારે રાણીઓ હોય તો ધર્માનુષ્ઠાનમાં ત્હેની સાથે બેસવાનો અધિકાર મ્હોટી રાણીનોજ હોય છે.

સુરૂચિઃ—બસ, મહારાજ! હવે વધારે બોલવાની જરૂર નથી. હું સ્હમજી ગઇ કે આપના સંસારમાં મ્હારે માટે સ્થાન નથી. રાજનગરમાં સારામાં સારો મહેલ સુનીતિનો, ભંડારમાંથી સારામાં સારાં રત્ન સુનીતિનાં, ધર્મ સાધનમાં પણ શ્રેષ્ઠ અધિકાર સુનીતિનો; મ્હને તો કુતરીની પેઠે ત્હમારૂં અન્ન ખાઇને પેટ ભરવાનોજ અધિકાર. ત્હમે ત્હમારી ધર્મપત્નીને લઈને જીવતા રહો. હું વિદાય લઉં છું.

સુરૂચિ એટલું બોલીને ઉભી થઈ. મહારાજાએ ત્હેને બળપૂર્વક પાછી પોતાની પાસે બેસાડી અને સ્નેહપૂર્વક ત્હેની પીઠ ઉપર પોતાનો હાથ ફેરવીને કહેવા લાગ્યાઃ–'પ્રિયે! સાચું કહું છું, તું મ્હારી આંખની કીકી છું. મ્હારા ઘરની શોભા છું–' પરન્તુ ત્હેમને આગળ બોલતા અટકાવીનેજ સુરૂચિ બોલી ઉઠી 'શોભા છું' એ વાત તો સાચી કહી, મહારાજ! હું એમાં લેશ માત્ર પણ સંદેહ લાવતી નથી. કપડાં લત્તાં સજાવીને મ્હને ત્હમારા ઘરની શોભારૂપ પુતળી બનાવી મૂકી છે! ધિક્કાર છે, મ્હારા નારીજન્મને! ધિક્કાર છે પુરૂષોની રૂપલાલસાને!'

રાજાઃ—પ્રિયે ! તું નકામું ઓછું આણે છે. હું હમણાંજ સુનીતિને અહિયાં બોલાવી મંગાવું છું. હું ત્હેનું હૃદય ઓળખું છું. એનો ત્હારા ઉપર એટલો બધો સ્નેહ છે કે એના જાણવામાં આવે કે એજ ત્હારા દુઃખનું કારણ છે, તો ગમે ઉપાય કરીને પણ એ ત્હારૂં દુઃખ નિવારણ કરશે.

એટલું કહીને રાજાએ એક દાસીને હુકમ આપ્યો ‘ જા, મ્હારૂં નામ દઇને મ્હોટાં રાણીને હમણાંજ અહિયાં બોલાવી લાવ.’

દાસી વિદાય થઇ એટલે રાણી સુરૂચિ રોષમાં આવીને બોલવા લાગી ‘ મ્હોટાં રાણી ! મ્હોટાં રાણી ! મ્હોટાં રાણી ! બધાંએ કહે છે મ્હોટાં રાણી ! એ મ્હોટી રાણી અને હું ન્હાની રાણી ? એ મ્હોટી ક્ય્હાંથી ? એ રાજાની છોકરી છે અને હું નથી ? એ રાજાની સ્ત્રી છે અને હું નથી ? ત્હેને રૂપ છે અને મ્હારે નથી ? ત્ય્હારે એ મ્હોટી શેની અને હું ન્હાની શેની ? હું પણ લોકોને બતાવીશ કે હું પણ મ્હોટી રાણી છું એવું કરૂં તોજ હું મથુરાની રાજકન્યા ખરી ! ’

એટલી વારમાં રાજાનો હુકમ મળ્યાથી રાણી સુનીતિ ત્યાં આવી પહોંચી. થોડી વાર પહેલાંજ એ દેવમંદિરમાં સંધ્યાની આરતિનાં દર્શન કરીને આવી હતી; એટલે હજુ ત્હેણે વસ્ત્ર પણ બદલ્યાં નહોતાં; એ દર્શન કરવાનાં વસ્ત્ર સાથેજ આવી હતી. ત્હેનાં વસ્ત્ર ભગવા રંગનાં હતાં, લલાટમાં ચન્દનની રેખા હતી. કંઠ અને મસ્તકમાં દેવતાના પ્રસાદરૂપ પુષ્પમાળાઓ હતી. ત્હેની મુખાકૃતિ ઘણીજ શાન્ત હતી. ત્હેને જોતાં વારજ કોઈ દેવપ્રતિમા હોય તેવું ભાન થતું હતું. યૌવનનું તરલ લાવણ્ય ચાલી જવાથી પ્રૌઢ વયનું ગંભીર સૌન્દર્ય ત્હેના આખા

અંગ ઉપર છવાઇ ગયું હતું, અને ત્હેના ચહેરા ઉપર પત્નીત્વ કરતાં માતૃત્વનો ભાવ વધારે પ્રગટ થતો હતો. ઉત્તાનપાદે એકવાર સુનીતિના સ્નેહ–કરૂણાપૂર્ણ, સરળતાના ભંડાર રૂપ મુખકમળ તરફ દૃષ્ટિપાત કર્યો, ત્હેના ચક્ષુમાં આંસુ ભરાઇ આવ્યાં. ત્હેના મ્હોમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

પરન્તુ સુનીતિએ ઓરડામાં પેસતાં વારજ જોયું કે સુરૂચિના વાળ વિખરાઇ ગયેલા છે, શરીર ઉપર અલંકાર નથી, વસ્ત્ર પણ જૂનાં છે. એ ઘણુંજ વિસ્મય પામી અને જરા પણ વિલંબ કર્યા વગર ત્હેની પાસે જઇને બેઠી તથા ત્હેના વિખરાયલા વાળને પોતાના હાથમાં લઇને સ્નેહપૂર્વક બોલી.

'આજે આમ કેમ બ્હેન ? આજે ત્હારો વેશ કેવો થયો છે ? અંબોડો વાળ્યો નથી, કપાળમાં ચાંલ્લો નથી, આખા શરીરે ધૂળ ચોંટી ગઈ છે, રોઈ રોઇને આંખો સૂઝાડી દીધી છે, આજ થયું છે શું ? મથુરાથી કોઇ ખરાબ સમાચાર તો નથી આવ્યા ને ? '

સુરૂચિએ પોતાના કેશ ત્હેના હાથમાંથી ખેંચી લીધા અને ઘણા કર્કશ સ્વરથી બોલી ઉઠી 'સુનીતિ ! ત્હમે મ્હને અડકશો નહિ.'

સુનીતિ વિસ્મય પામીને બોલી 'આ શું બ્હેન ! ત્હેં તો કોઈ દહાડો મ્હને નામ દઇને બોલાવી નથી, રોજ તું મ્હને મ્હોટી બ્હેન કહીને બોલાવે છે. આજ ત્હને થયું છે શું ? ત્હને મ્હારા ઉપર કોઈ રીતે ખોટું લાગ્યું છે ? '

સુરૂચિ કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાંજ રાજા ઉત્તાનપાદ બોલી ઉઠયા 'રાણિ ! સુરૂચિ આજે ત્હારા અને મ્હારા

બન્નેના ઉપર ગુસ્સે થઈ છે. સુરૂચિના મનમાં એવું ઠસી ગયું છે કે એના કરતાં હું ત્હને વધારે ચાહું છું. એ કહે છે કે રત્નભંડારમાંનો સૌથી કિંમતી હાર મ્હેં ત્હને આપ્યો છે.'

સુનીતિઃ—અહો ! એજ વાત છેને ! લે મ્હેન ! તું જે વખતે મહારાજા સાથે પરણી નહોતી તે વખતથી સ્વર્ગસ્થ મહારાજા સાહેબે એ હાર મ્હને પહેરાવ્યો હતો. એ હાર ઉપર જેટલો મ્હારો અધિકાર છે તેટલોજ ત્હારો છે. આજથી એ હાર ત્હારો થયો.

સુનીતિએ એટલું કહીને એજ વખતે પોતાના ગળામાંથી એ અમૂલ્ય હાર કહાડીને સુરૂચિને પહેરાવી દીધો. દીવાના પ્રકાશમાં એ હાર અપૂર્વ જ્યોતિનો પ્રસાર કરવા લાગ્યો, પણ સુરૂચિ ત્હેને દૂર ફેંકી દઇને મ્હોં ચ્હડાવીને બોલી ‘સુનીતિ ! હું મથુરાની રાજકન્યા છું. ભિખારણ નથી. ત્હમારૂં આપેલું દાન હું ગ્રહણ કરવા નથી માગતી.’

રાજા અને સુનીતિ બન્ને સુરૂચિની વર્તણુંક જોઇને અવાક્ થઇ ગયાં. થોડી વાર પછી રાજા બોલ્યા ‘સુરૂચિ ! શું કર્યાથી ત્હને સંતોષ થશે તે કહે ! હમે બન્ને એ પ્રમાણે કરવા તૈયાર છીએ.’

સુરૂચિએ કહ્યું ‘ત્ય્હારે સાંભળો મહારાજ ! આ ઘરમાં હમારા બન્નેનો ખટાવ થઈ શકે એમ નથી, હું જ્ય્હાં સુધી બાળક હતી, મ્હારો ખરો અધિકાર શો છે તે જાણતી નહોતી, ત્ય્હાં સુધી તો સુનીતિએ મ્હને જે કાંઈ આપ્યું તે લઇનેજ હું તૃપ્ત થઇ, પણ હવે મ્હારો અધિકાર શો છે તે હું સ્હમજી છું. મ્હારો જે જે વસ્તુઓ ઉપર હક્ક છે તે હું લઇશજ.’

સુનીતિઃ—એ તો ઘણી સારી વાત, એટલાજ સારૂ તું માઠું શું કામ લગાડે છે? ત્હારો જ્હેના ઉપર હક્ક છે તે તો ત્હને મળશેજ પરન્તુ તે ઉપરાંત મ્હારૂં પોતાનું જે કાંઈ છે તે પણ હું ત્હનેજ આપીશ.

રાજાએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. જાણે કે ત્હેમના હૃદયનો ભાર કાંઈક હલકો થયો. ત્હેમણે કહ્યું ‘સુરૂચિ ! જો, જો, મ્હોટી રાણી ત્હને કેટલું ચાહે છે. ત્હેં નાહકનો ત્હેના ઉપર ગુસ્સો કર્યો હતો ને?’

સુરૂચિ બોલી ‘મહારાજ! આપ નારીહૃદયને ઓળખતા નથી. નારી બીજી સર્વ વસ્તુનો ભાગ આપી શકે છે, પણ સ્વેચ્છાથી પોતાના સ્વામીનો ભાગ કદી પણ કોઇને આપી શકતી નથી. વસ્ત્ર, અલંકાર, ઐશ્વર્ય એ બધું સુનીતિ ભલે રાખે. મ્હારે તો મ્હારા સ્વામી ઉપર સંપૂર્ણ અધિકાર જોઇએ છે.’

ક્ષણકાળને માટે સુનીતિના મુખ ઉપર શોક છવાઈ ગયો. પણ ચિત્તને સંયમમાં રાખીને એ પોતાના સ્વાભાવિક મધુર સ્વરે બોલી ‘બ્હેન! ત્હારા આવ્યા પહેલાં મ્હેં ઘણા દિવસ સ્વામીની એકલી સેવા કરી છે. તું પણ એમની ધર્મપત્ની છું. એટલા માટે જે સેવા હું કરી શકી છું, તે કરવાનો ત્હને પણ અધિકાર છે. હવે તુંજ એકલી એમની સેવા કર. હું ત્હમને બન્નેને સુખી જોઇનેજ સુખી થઇશ.’

સુરૂચિએ ત્હેની વાતનો ઉત્તર આપ્યા વગર કહ્યું, ‘મહારાજ, સાંભળો ! આ નગરીમાં હમો બન્નેને સ્થાન મળી શકે એમ નથી. આપ ચમકશો નહિ; હું શું કહું છું તે એકવાર સાંભળો. આપની પહેલી વારની સ્ત્રીને પુત્ર નહોતો થતો એટલા માટેજ

આપે મ્હારા પિતાજી પાસે મ્હારૂં માગું કર્યું હતું. એમનો દૌહિત્ર રાજ્યનો વારસ થશે, એ આશામાંજ એમણે મ્હને ત્હમારી સાથે પરણાવી હતી, પણ હવે જો ત્હમે હમને બન્નેને સાથે રાખીને રહો તો મ્હારે જે સંતાન થાય ત્હેને રાજ્ય મળવાની આશા ઘણી થોડી રહે. એ દિવસે મહર્ષિ ઔદ્ધાયને હમને બન્નેને જોઇને 'પુત્રવતી ભવ' એવો આશીર્વાદ આપ્યો હતો. મહર્ષિનું વચન કદાપિ મિથ્યા નીવડતું નથી, એટલા માટે મ્હારી પહેલાં કે મ્હારી પછી ગમે ત્ય્હારે પણ સુનીતિને પુત્ર થશે. ત્ય્હારે ત્હેને મ્હોટી રાણીનો પુત્ર ગણીને પ્રજામાંથી કેટલાક લોકો ત્હેનો પક્ષ લેશે અને મ્હારો પુત્ર નિષ્કંટક રાજ્ય કરી શકશે નહિ.'

સુનીતિઃ—બ્હેન ! ત્હારા ઉદ્વેગનું કારણ એજ છે તો તું નિશ્ચિન્ત રહેજે. નારાયણ કદી મ્હને પુત્ર આપશે તો તું ખાત્રી રાખજે કે મ્હારો પુત્ર રાજ્યનો લોભી નીવડશે નહિ. રાજ્યપદ કરતાં પણ જે પદ શ્રેષ્ઠ છે તે પદ મેળવવા માટે હું ત્હેને શિક્ષણ આપીશ.

સુરૂચિઃ—રાજગાદી કરતાં પણ શ્રેષ્ઠ પદ ! ત્હમે એને શું શિખવશો ?

સુનીતિઃ—બ્હેન, એ વાત તું સ્હમજી શકીશ નહિ; એ વાત રહેવા દે.

'સ્હમજી શકીશ નહિ.' એ વાત સુરૂચિને મર્મભેદી લાગી. એકદમ સર્પ કરડે ત્હેમ અંતરના ડંશથી ગર્જના કરીને સુરૂચિ બોલી ઉઠી—'સુનીતિ! ત્હમે સાંભળો! મહારાજ! ત્હમે પણ સાંભળો! પુત્રને માટેજ ભાર્યાનું પ્રયોજન છે. સુનીતિદ્વારા

આપનું એ પ્રયોજન સિદ્ધ ન થયું એટલેજ આપે મ્હારી સાથે લગ્ન કર્યું છે. હવે આપના સંસારમાં હમારાં બન્નેનું સાથે રહેવું નિષ્પ્રયોજન છે. કાંતો આપ મ્હને વિદાય કરીને સુનીતિને રાખો, અને કાંતો ત્હેમને વિદાય કરીને મ્હને મ્હારો વ્યાજબી અધિકાર આપો.'

સુનીતિની આંખોમાં પાણી ભરાઇ આવ્યું; તે ગદ્‌ગદ્ વચને બોલી 'બહેન! આવું શા સારૂ બોલે છે! ચાલ, આપણે બન્ને સાથે મળીને સ્વામીસેવા કરીને જીવનનું સાર્થક કરીશું. મ્હારે રાજ્ય, ધન, વૈભવ કાંઇ પણ જોઇતું નથી. સ્હવાર સ્હાંજ પતિદેવના પદની પૂજા કરૂં એજ મ્હારી એક માત્ર પ્રાર્થના છે.'

સુરૂચિ બોલીઃ—એમ નહિ થઈ શકે; વસન્ત ઋતુમાં નવું પાંદડું ફુટી નીકળે તે પહેલાંજ જુના પાંદડાએ પોતાનું સ્થાન છોડવું પડે છે. આ સંસારમાં હવે ત્હમારે માટે સ્થાન નથી.

સુનીતિએ રાજાની તરફ જોઇને પૂછ્યું 'કેમ મહારાજ! આપની પણ એજ આજ્ઞા છે ને?'

રાજાનું આખું અંગ જાણે વિંધાઇ જવા લાગ્યું. ત્હેણે સુરૂચિની તરફ જોયું તો ત્હેની આંખોમાંથી અગ્નિની ઝાળ નીકળી રહી હતી; ત્હેમણે કાતર સ્વરે સુનીતિને કહ્યું 'પ્રિયે! હું શું કહું! મ્હારૂં રક્ષણ કર."

સુનીતિ રાજાના મનનો ભાવ સ્હમજી ગઇ. હાથ જોડીને પતિના ચરણમાં પ્રણામ કરીને એ ઓરડામાંથી બહાર જતી રહી. પોતાના અંગ ઉપરના અલંકારો ઉતારીને એક વિશ્વાસુ દાસીને આપ્યા, અને પહેરે કપડે રાત્રીના અંધકારમાં અદૃશ્ય

થઈ ગઈ. 'મ્હોટાં રાણી ક્યહાં ગયાં? મ્હોટાં રાણી સાહેબ ક્યાં ગયાં?' એવો કોલાહલ થોડીક વારમાં આખી રાજનગરીમાં મચી રહ્યો. કોઇ કાંઇ પણ બાતમી આપી શકયું નહિ. પ્રાતઃકાળે એક પહેરેગીરે આવીને કહ્યું કે જે ગુપ્ત દ્વારમાંથી અંતઃપુરવાસિનીઓ યમુનામાં સ્નાન કરવા જાય છે, તે દ્વાર રાત્રે ઉઘાડું હતું, અને યમુનાની રેત ઉપર સ્ત્રીનાં કોમળ પગલાં હજી સુધી પડેલાં દેખાય છે. પહેરેગીરના એ સમાચાર સાંભળીને નગરવાસીઓએ અનુમાન કર્યું કે મોટાં રાણીએ યમુના નદીમાં પડીને આપઘાત કર્યો હશે. મર્મપીડિત રાજાનો દીર્ઘ નિઃશ્વાસ આકાશમાં વિલીન થયો, અશ્રુબિન્દુથી પૃથ્વી ભીંજાઇ ગઇ. એજ સમયથી મ્હોટી રાણીનું નામ પણ ધીમે ધીમે ઉત્તાનપાદ રાજાના સંસારમાંથી વિલુપ્ત થઇ ગયું.

યમુનાને કાંઠે એક ઘાડું જંગલ ઘણા ગાઉ સુધી ઉત્તર દિશામાં વિસ્તરેલું હતું. એ જંગલના એક ભાગમાં મહર્ષિ અત્રિનો પવિત્ર આશ્રમ હતો. અનેક તપોનિષ્ઠ ઋષિ અને ઋષિપત્નીઓ ત્યહાં વાસ કરતાં હતાં. ત્યહાં આગળ હિંસા કે દ્વેષ બિલકુલ નહોતાં. ઐશ્વર્ય કે વિલાસનું ત્યહાં નામ નિશાન નહોતું. પ્રકૃતિનું અપૂર્વ સૌન્દર્ય ભોગવતાં, પરસ્પરના સુખે સુખી અને દુઃખે દુઃખી થઇને તેઓ સારી વાતચીતોમાં અને સત્કાર્યો કરવામાં આયુષ્ય ગાળતાં હતાં. આશ્રમના એક નિર્જન ભાગમાં એક ન્હાની કુટીર શોભી રહી હતી: એ ઝુંપડી બીજી કુટીરો કરતાં નવી બાંધેલી હોય એવી લાગતી હતી. એ કુટીર ચારે તરફથી વાળી ઝુડીને સાફ કરેલી હતી, ત્યહાં આગળ કંટક કે કાંકરાનું પણ નામ નહોતું. અસંખ્ય તુલસી વૃક્ષ એ

ન્હાનકડી કુટીરની આસપાસ ઉગ્યાં હતાં. એક તપસ્વિની એ કુટીરમાં એકલી વસ્તી હતી. આચારમાં અને વ્યવહારમાં બીજી તપોવનવાસિનીઓ અને આ નૂતન તપસ્વિનીમાં ફરક હતો. ત્હેના શરીરનો વર્ણ તપાવેલા સુવર્ણના જેવો હતો. ત્હેનું આખું અંગ સુગઠિત અને સુલલિત હતું. ત્હેના મુખ ઉપર એક એવો સુંદર પ્રશાન્ત ભાવ છવાઈ રહ્યો હતો, કે દર્શન કરતાં વારજ ત્હેની આગળ મસ્તક નમાવવાનું મન થતું. ત્હેની સાડી ગેરૂવા રંગની હતી. કંઠમાં તુલસી માળા હતી, આખા અંગ ઉપર ચંદન તિલક કર્યાં હતાં. તે ઘણોખરો સમય સમાધિમાંજ નિમગ્ન રહેતી, કોઈ કોઇ વખત કુટીરની બહાર આવીને વૃક્ષનાં ખરી ગયેલાં પત્ર અને ફળ સંઘરી લાવતી. ત્હેનામાં દયાનો પાર નહોતો. આશ્રમમાં કોઈને કદી પીડા થતી તો એ ત્હેમની સેવા કરવા જતી અને શોકાર્ત્તને સાન્ત્વના આપતી. માળામાંથી પડી ગયેલા પક્ષીઓનું અને માતૃહીન મૃગશિશુઓનું પાલન કરવાનું કામ ઋષિઓ ત્હેના હાથમાં સોંપતા. ત્હેની કુટીરમાં સર્વદા હરિનામનો ગુંજારવ થતો. જ્યહારે ત્હેનો પોતાનો સ્વર બંધ થતો, ત્યહારે ત્હેણે ભણાવેલા પોપટ અને મેનાઓ ‘ હરિ ’ ‘ હરિ ’ શબ્દનું ઉચ્ચારણ કરીને એ સ્થાનને પવિત્ર કરતાં. ત્હેના ઉપર આશ્રમવાસીઓની ભક્તિ પાર વિનાની હતી. મહર્ષિએ સ્નેહપૂર્વક ત્હેનું નામ ‘ આશ્રમ લક્ષ્મી ’ રાખ્યું હતું, અને એ નામથીજ બીજાં આશ્રમવાસીઓ પણ ત્હેને ઓળખતાં. તપોવનમાં પૂર્વાશ્રમનો પરિચય પૂછવાનો સાધારણ રીત્યે નિષેધ હોવાથી કોઈ ત્હેને પૂર્વાશ્રમનો પરિચય પૂછતું નહિ. એક માત્ર મહર્ષિ અત્રિનેજ ત્હેનો ખરો પરિચય માલૂમ હતો.

એક દિવસ અગ્નિહોત્ર સમાપ્ત કરી રહ્યા પછી મહર્ષિ અત્રિ આશ્રમલક્ષ્મીની કુટીરમાં પધાર્યા. મહર્ષિનાં દર્શન કરતાં વારજ આશ્રમ લક્ષ્મીએ ઝટપટ ત્હેમને બેસવાને માટે આસન આપ્યું અને અર્ઘ્યપાદ્ય કરીને મહર્ષિનો સત્કાર કર્યો. મહર્ષિ આસન ઉપર બિરાજ્યા એટલે એમને દંડવત્ પ્રણામ કરીને પોતે જૂદા આસન ઉપર વિનયપૂર્વક બેસી ગઇ. પરસ્પર કુશળ સમાચાર પૂછયા પછી મહર્ષિ બોલ્યા ‘ મા, આશ્રમ લક્ષ્મી! આ આશ્રમમાં આવ્યા પછી એક વાર પણ ત્હારા મુખ ઉપર હાસ્ય દીઠું નથી. તું જ્યહાં જાય ત્યહાં ત્હારૂં મુખ મલિન હોય છે, બન્ને ચક્ષુમાં આંસુ ભરાયલાં હોય છે. તું એટલો બધો શોક શા સારૂ કરે છે ? ’

આશ્રમલક્ષ્મી મહર્ષિને ‘ પિતૃ ’ શબ્દથી સંબોધન કરતી મહર્ષિના પ્રશ્નના ઉત્તરમાં તે બોલી ‘પિતાજી ! હું નહિ રોઉં તો બીજું કોણ રોશે ? રોદન કર્યા વગર મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત થશે નહિ. ’

મહર્ષિઃ–વત્સે ! મ્હેં ત્હને કેટલી બધી વાર કહ્યું છે કે તું બિલકુલ નિષ્પાપ છે. તો પછી તું નિરર્થક પોતાને પાપી શા સારૂં ધારે છે ? જેવી રીત્યે ધર્મનું અભિમાન કરવું મનુષ્યને માટે નિંદનીય છે, ત્હેવીજ રીતે પોતાને માટે હલકો અભિપ્રાય રાખવો એ પણ એટલુંજ દોષ રૂપ છે.

આશ્રમલક્ષ્મીઃ–જો હું નિષ્પાપ હોઉં તો પછી મ્હારે આટલું બધું સંકટ શા સારૂ ભોગવવું પડે ?

મહર્ષિઃ–સંકટ એ કાંઇ હમેશાં પાપની સજા તરીકે નથી ભોગવવું પડતું. કેટલીક વખતે ત્હેમાં પરમાત્મ.નો કાંઇક વિશેષ

હેતુ સમાયેલો હોય છે. જો, સૂર્યદેવ પ્રખર તાપથી પૃથ્વીને બાળી નાંખે છે, પણ શું એ પૃથ્વીના પાપની સજા કરવા માટે કરે છે કે પૃથ્વીને ફળદ્રૂપ કરવા માટે કરે છે? ભગવાન આપણને વખતો વખત દુઃખથી દગ્ધ કરે છે, તે કેવળ આપણા પાપની સજા કરવા માટે નથી કરતા, આપણી મારફતે કોઈ મ્હોટું કાર્ય કરવા માટે પણ, તે કોઇ કોઇ વખત આપણને દુઃખી કરે છે. મ્હારી ખાત્રી છે કે ત્હારૂં આ ક્ષણિક દુઃખ પણ ત્હારા કલ્યાણનેજ સારૂ છે. સ્વામીથી ત્યજાઈને તું આજ જેવી સારી રીત્યે જગત્સ્વામીને ઓળખી શકી છું તેવી સારી રીત્યે પહેલાં કદી નહિ ઓળખી શકી હોય; અશ્રુપ્રવાહથી ત્હારી મલિનતા ધોવાઈ જઇને ત્હારૂં હૃદય હવે જગત્પતિની પધરામણી કરવા માટે યોગ્ય થયું છે. બેટા! ત્હારા કલેશથી જગત્‌નું કલ્યાણ થશે. મ્હેં દિવ્ય ચક્ષુથી જોયું છે કે ત્હારા ગર્ભમાં એક એવો મહા પુરૂષ જન્મશે કે જે આખી પૃથ્વીમાં ભક્તચૂડામણિ તરીકે પ્રખ્યાત થશે અને અધ્રુવ અને અસત્ય વસ્તુનો ત્યાગ કરીને એ ધ્રુવ અને સત્ય પદાર્થને પ્રાપ્ત કરશે.

આશ્રમલક્ષ્મીઃ—પિતાજી! આપનું વચન નિષ્ફળ નીવડશે નહિ. પણ હું ક્યહાં અને મ્હારા પ્રભુ ક્યહાં! હું શું ફરીથી એમના ચરણનાં દર્શન કરી શકીશ?

મહર્ષિઃ—કરી શકીશ, કરી શકીશ, કરી શકીશ. વત્સે! વિધાતાની લીલા કોણ સ્હમજી શકે છે? એનું કાર્ય એજ જાણે છે, હવે ઘણો વખત થઇ ગયો છે. હું વિદાય થઉં છું.

મહર્ષિ એટલું કહીને આશ્રમલક્ષ્મીને આશીર્વાદ દઇને વિદાય થયા. ધીમે ધીમે પૂર્વાકાશનો સૂર્ય મધ્ય ગગનમાં આવી

સ્હડચો અને મધ્ય ગગનમાંથી પશ્ચિમાકાશમાં અવતીર્ણ થયો. અંધકારે ધીમે ધીમે વનભૂમિને આક્રમણ કર્યું. પરન્તુ સંધ્યાકાળ થતાં વારજ ઘોર ઘનઘટાથી આકાશ છવાઈ ગયું અને વાયુ પ્રબળ વેગે વાવા લાગ્યો. મ્હોટાં મ્હોટાં વૃક્ષ તુટીને નીચે પડવા લાગ્યાં, અને વનચર પ્રાણીઓ ચીસાચીસ કરીને આમતેમ ફરવા લાગ્યાં. જોતજોતામાં વનભૂમિએ ઘણી ભયંકર મૂર્તિ ધારણ કરી. પાંદડાંના હાલવાથી અને શાખા સાથે શાખાના ઘસાવાથી ઘણો ભયંકર અવાજ થવા લાગ્યો. થોડીવાર પછી મુસળધાર વરસાદ વરસવા લાગ્યો. એવી વૃષ્ટિમાં બહાર ઉભા રહેવાનું કોનું ગજું હતું? આશ્રમવાસીઓ પોતપોતાની કુટીરમાં પેશી ગયા અને તોફાન શમી જવાની ઉત્કંઠાપૂર્વક વાટ જોવા લાગ્યાં. પણ એક પ્રહર કરતાં વધારે વખત સુધી વંટોળિયો શમ્યો નહિ. આશ્રમલક્ષ્મી કમાડ બંધ કરીને એકલી પોતાની કુટીરમાં બેસી રહી હતી. પ્રબલ વાયુથી ત્હેની કુટીર વારેઘડીએ હાલવા લાગી, અને ત્હેનું હૃદય કાંપી ઉઠયું. એવામાં કોઇએ ત્હેના કમાડને જોરથી ખખડાવીને કહ્યું 'ઘરમાં કોણ છે? મ્હારો પ્રાણ જાય છે! કમાડ ઉઘાડો! મ્હને બચાવો.'

આશ્રમલક્ષ્મીએ પહેલાં તો વિચાર્યું કે આ કદાચ ત્હેને ભણકારા વાગ્યા હશે. વાયુની ગર્જનાનેજ પોતે કોઇ વિપત્તિગ્રસ્ત મનુષ્યનો આર્તનાદ સ્હમજી હશે, એમ ત્હેને લાગ્યું. પણ બીજી વાર, ત્રીજી વાર, ચોથી વાર એમ એનાએજ સ્વરે ત્હેના કાનમાં પ્રવેશ કર્યો. ત્હેણે વ્યગ્ર ચિત્તે કમાડ ઉઘાડ્યાં. દીવાના પ્રકાશમાં ત્હેની દૃષ્ટિ આવનાર મનુષ્યના ઉપર પડી. બન્ને એકબીજાને દેખીને ચમકી ઉઠ્યાં.

આવનાર મનુષ્ય બોલ્યો 'આ કોણ? મ્હોટી રાણી!'

આશ્રમલક્ષ્મી બોલી 'કોણ? મહારાજ!'

આગળ એક પણ શબ્દ બોલતાં પહેલાં બન્ને જણાં મૂર્છિત થઇને જમીન ઉપર પડ્યાં.

વાંચક બ્હેનો! કદાચ સ્હમજી ગઈ હશે કે આ આશ્રમલક્ષ્મી તે આપણી પતિવ્રતા સતી સુનીતિજ હતી અને આ તોફાન અને વાવાઝોડામાં ત્હેની કુટીરમાં આશ્રય લેવા આવનાર ગૃહસ્થ મહારાજા ઉત્તાનપાદ હતા. ગૃહ ત્યાગ કરીને રાણી સુનીતિ યમુના નદીને કિનારે કિનારે ચાલીને મહર્ષિ અત્રિ ઋષિના આશ્રમમાં આવી પહોંચી હતી. મહર્ષિએ ત્હેનો પરિચય મેળવ્યાથી તથા ત્હેના સુશીલ સ્વભાવથી મુગ્ધ થઇને ત્હેને પુત્રી તરીકે સ્નેહ અને આદરપૂર્વક પોતાના આશ્રમમાં રાખી હતી. ત્યાં આગળ ઋષિઓ અને ઋષિપત્નીઓના સહવાસથી રાતદિવસ ત્હેમની સાથે સારા વિષયો ઉપર વાર્તાલાપ કરવાથી તથા ત્હેમની સાથે સત્કાર્યોમાં સામીલ રહેવાથી સુનીતિનો સમય પણ સારી પેઠે વ્યતીત થતો હતો. મનુષ્યોની ભીડભાડમાં ધ્યાન અને ધારણા સાધવામાં જે મુશ્કેલી પડે છે તે મુશ્કેલી આ શાન્ત એકાન્ત આશ્રમમાં સુનીતિને નડી નહિ. જેમ ખેતર પ્રથમ સૂર્યના તાપથી તપી જાય છે, પછી હળદ્વારા ત્હેને ખેડવામાં આવે છે, અને ત્યાર પછી વરસાદની શીતળ ધારા એમાં પડવાથી અનાજ ઉત્પન્ન થાય છે; તેમ સપત્નીના દુર્વ્યવહારથી બળી રહેલી સ્વામીની બેપરવાઈથી જેનું હૃદય ફાટી ગયું હતું એવી, સુનીતિએ મહર્ષિ અત્રિના સ્નેહ અને સદુપદેશથી શાન્તિ મેળવી હતી. ધ્રુવ જેવા સંતાનની માતા થવાને તે અધિકારી બની

હતી. યથાકાળે ત્હેને પતિના ચરણકમળની સેવા કરવાનો સુયોગ પણ પ્રાપ્ત થયો. મૃગયા રમીને પાછા આવતી વખતે રાજા ઉત્તાનપાદ, આ વાવાઝોડાને લીધે રસ્તો ભૂલી ગયા અને અ-જાણમાંજ રાણી સુનીતિની કુટીરમાં આવી પહોંચ્યા. મહર્ષિ અત્રિએ ત્હેને વ્યાજબી ઉપદેશ આપ્યો હતો કે વિધાતાની લીલા કોણ સ્હમજી શકે છે? એનું કામ એજ કરે છે.

વાવંટોળિયો શમી ગયા પછી આશ્રમવાસીઓને ખબર પડી કે, આશ્રમલક્ષ્મીની કુટીરમાં એક અતિથિ આવ્યો છે. સાંભળતાંવારજ સર્વ આશ્રમવાસીઓ અતિથિના યોગ્ય આદર-સત્કારને માટે તૈયારીઓ કરવા લાગ્યા. એ અતિથિ કોણ છે અને આશ્રમલક્ષ્મી સાથે ત્હેને શો સંબંધ છે તે સંવાદ પણ થોડીકજ વારમાં આખા આશ્રમમાં ફેલાઈ ગયા. એ શુભ સમાચાર સાંભળીને ઋષિપત્નીઓના આનંદનો પાર રહ્યો નહિ. પોતપોતાના ઘરમાં જે જે ઉત્તમ વસ્તુ હતી તે લઇને એ સર્વ ઋષિપત્નીઓ આશ્રમલક્ષ્મીને ઘેર જઈ પહોંચી. કોઇએ તાજું ઘી, તો કોઇએ દહીં, કોઇએ મધ તો કોઇએ દૂધપાક, એમ સુંદર સામગ્રી આણી આપી. કોઇ સુગંધીદાર પુષ્પ લાવી, તો કોઈએ ચંદન લાવી આપ્યું, અને કોઇએ સ્વાદિષ્ટ ફળફળાદિ આણી આપ્યાં. સુનીતિએ સ્વામીને પાણીથી ભીંજાઈ ગયેલા અને થાકી ગયેલા જોઇને ત્હેમને બદલવાને માટે વસ્ત્ર આપ્યાં હતાં અને તાપવા માટે શઘડી સળગાવી આપી હતી. હવે એ સ્વસ્થ થયા હતા. એટલી વારમાં ઋષિપત્નીઓને ત્યાંથી આવેલું સ્વાદિષ્ટ ભોજન ત્હેમને કરાવ્યું. રાજાને લાગ્યું કે આવી અમૃત જેવી સામગ્રીઓ મ્હેં આખી જીંદગીમાં કોઇ પણ દિવસ ખાધી નથી. આજે

ભોજન કર્યાથી ત્હેને જેટલી તૃપ્તિ થઈ હતી તેટલી પૂર્વે કદી થઇ નહોતી. સુનીતિએ કુટીરમાં એક જગ્યાએ પોતાનું કુશાસન રાજાને માટે બિછાવી દીધું. રાજાએ ત્હેના ઉપર શયન કર્યું. મનુષ્યોની વસ્તીમાં હોય કે તપોવનમાં હોય, નારીસ્વભાવ બધે એક સરખોજ હોય છે. મહર્ષિ અત્રિનાં પત્નીએ જાતે આવીને આશ્રમલક્ષ્મી–સુનીતિનો અંબોડો વાળ્યો. પોતાના વલ્કલના છેડાથી ત્હેનું મુખ લુછી નાંખ્યું અને લલાટમાં ચંદન-રેખા અને વચમાં સિંદૂરનો ચાંલ્લો કર્યો. પૂર્ણચન્દ્રના જેવું સુનીતિનું સુંદર મુખ સાદા શણગારથી અધિક સુન્દર થઈ ગયું. 'જાઓ દિકરી લક્ષ્મી! પતિરૂપી નારાયણની સેવા કરી કૃતાર્થ થાઓ!' એટલું કહીને ઋષિપત્ની વિદાય થયાં.

પહેલી વાર મળ્યા પછીથી તે પ્રભાત સુધી રાજા અને સુનીતિની વચ્ચે શી વાતચીત થઇ, રાજાએ સેંકડો અને હજારો વાર પોતાનો અપરાધ કબુલ કરીને કેવી રીતે ક્ષમા માગી, અને સુનીતિએ ખરી પતિવ્રતાને શોભે એવી પ્રેમયુક્ત વાણીથી ત્હેમનો સંકોચ દૂર કર્યો, એ બધી વાત વિસ્તારથી વર્ણવવાનું કાંઇ પ્રયોજન નથી. અનુભવ કર્યા વગર એ આનંદનું ભાન કોઇ પણ પ્રકારે થવાનો સંભવ નથી. પ્રભાત થતાં કૃતાર્થ હૃદયે સુનીતિએ પતિને પ્રણામ કર્યા, રાજાએ પણ પત્નીને યથાસંભવ ધીરજ અને દિલાસો આપીને પોતાના નગર ભણી પ્રસ્થાન કર્યું.

સુનીતિની કથાનું વર્ણન કરવામાં હમે ઘણા સમયથી સુરુચિની કથાનો ઉલ્લેખ કર્યો નથી. હવે થોડી વાર ત્હેની પણ ખબર લઇએ. સપત્નીને કહડાવી મૂક્યા પછી સુરુચિ એકેશ્વરી થઇ બેઠી હતી. ધન, જન, સંપદ, અને સ્વામી, એ સૌ ઉપર

ત્હેનો એકલીનોજ અધિકાર હતો. ત્હેણે ધાર્યું હતું કે પગમાંનો કાંટો દૂર થયો એટલે હવે નિષ્કંટક થઇને અવિચ્છેદ સુખભોગ કરીશ, પરન્તુ એવું બન્યું નહિ. ત્હેનું મન અશાન્તિથી ભરપૂર બન્યું. ત્હેની અશાન્તિનું પ્રથમ કારણ લોકનિંદા; ત્હેના ભયથી ત્હેના મ્હોં ઉપર જો કે કોઈ પણ કાંઈ કહેતું નહિ, તોપણ એની ખાત્રી હતી કે અંદરખાનેથી બધા મ્હોટી રાણીના ચાલ્યા જવાનું કારણ ત્હેનેજ સ્હમજતા હતા, અને એ કારણથી ચારે તરફ ત્હેની નિંદા થતી હતી. ત્હેની અશાન્તિનું બીજું કારણ એ હતું કે જ્હેમના સુખમાં ત્હેનું સુખ સમાયલું હતું તે પોતે સુખી નહોતા. પતિસેવા કરવામાં રાણી સુરૂચિ જરા પણ કચાશ રાખતી નહિ. પરંતુ એમ છતાં પણ એ પતિને સુખી કરી શકતી નહિ. એ જોતી કે રાજાને ભોજનથી તૃપ્તિ થતી નથી, ત્હેમને ગાઢી નિદ્રા કદી આવતી નથી, રાજ્યકાર્યમાં પણ એ પહેલાંના જેવો રસ લેતા નથી. રાજા કોઇ દિવસ ચમકીને ઉઠતા, તો કોઇ દિવસ વગર કારણે ઉંડો નિસાસો નાંખતા અને કોઈ કોઈ દિવસ તો એકાંત સ્થળમાં બેસીને આંસુ પણ પાડતા. સુનીતિના ચાલ્યા જવા પછી ત્હેનું શયનગૃહ, શય્યા, વસ્ત્રાલંકાર એ સર્વ સુરૂચિનું થયું હતું; પરન્તુ એ જોતી કે શયનગૃહમાં પ્રવેશ કરતાં વારજ રાજાનું મુખ મ્લાન થઈ જતું. એ પલંગમાં સૂવા કરતાં રાજા ભોંય ઉપર જૂદી પથારી કરીને સૂવું વધારે પસંદ કરતા. એનું કારણ શું તે સુરૂચિ સ્હમજી શકી નહોતી. જે અનુમાન થતું હતું તે ત્હેને માટે હૃદય-વિદારક હતું. વળી જે દિવસથી રાજા મૃગયા રમીને પાછા ફર્યા તે દિવસથી ત્હેમની રીતભાતમાં વધારે વિલક્ષણતા

દીઠામાં આવી. સુરૂચિ ઉપર પ્રીતિ અને આદરભાવ બતાવવામાં રાજા તરફથી કોઈ પણ જાતની ત્રુટી થઇ નહોતી; પરન્તુ તેમ છતાં પણ સુરૂચિને તૃપ્તિ થતી નહોતી. હમેશાં ત્હેને અમુક એક વસ્તુનો અભાવ ખટકયા કરતો. સુરૂચિ વિચારતી કે આના કરતાં સુનીતિ ઘરમાં હતી ત્યારેજ હું વધારે સુખી હતી. રાજા હાલ પહેલાં કરતાં પણ વધારે આદર કરે છે પરન્તુ એ મ્હારી સાથે દિલ ખોલીને વાત કેમ કરતા નથી ?

એ અરસામાં સુરૂચિને એક પુત્ર જન્મ્યો. હવે સપત્ની કરતાં પોતાનું માન જરૂર વધશે એવી આશામાં અને પુત્રનું લાલનપાલન કરવામાં સુરૂચિના મનનો ઉદ્વેગ થોડો ઘણો શાંત થયો.

પેલી તરફ, તપોવનમાં રાજા ઉત્તાનપાદની સાથે એક રાત્રી રહેવાથી, સતી સુનીતિ પણ સગર્ભા થઇ હતી; યથાકાળે ત્હેને પણ એક પરમ સુંદર કુમાર ઉત્પન્ન થયો. મહર્ષિ અત્રિએ શાસ્ત્ર અનુસાર બાળકના જાતકર્માદિ સંસ્કાર કર્યા અને ત્હેનું નામ ‘ ધ્રુવ ’ પાડયું. આ સંસ્કાર વખતે અત્રિ ઋષિએ આશીર્વાદ આપ્યો કે, ‘ આ સંસારમાં જે એકજ વસ્તુ ધ્રુવ છે ત્હેને આ બાળક પ્રાપ્ત કરશે. ’ ધ્રુવ શુકલપક્ષના ચન્દ્રમાની પેઠે દિવસે દિવસે વધતો જઇને માતાનાં નયન અને મનને તૃપ્ત કરવા લાગ્યો. ત્હેના સુંદર વાળ, ચિત્તાકર્ષક નયન, અર્ધસ્ફુટ દાંત એ બધું જોઈને સુનીતિ પોતાનું સઘળું દુઃખ વિસરી ગઈ. ધ્રુવ ધીમે ધીમે બેસતાં, ભાખોડિયે ચાલતાં, ઉભો થતાં, કુદતાં અને દોડતાં શિખ્યો. ધ્રુવ જ્યારે સ્હાંજે રમીને ધૂળથી ખરડાયલા શરીરે માતા પાસે આવતો ત્યારે માતા સુનીતિ પોતાની

સાડીના પાલવથી ત્હેની ધૂળ લુછી નાંખતી અને ત્હેને છાતી સરસો ચાંપતી. આથી ત્હેનું હૃદય શીતળ થતું. આશ્રમલક્ષ્મીનો ચ્હેરો હસતો જોવાનો મહર્ષિ અત્રિને મ્હોટો અભિલાષ હતો તે આજે પૂર્ણ થયો. ધ્રુવને જોતાં વારજ સુનીતિનું મ્હોં મલકાઇ જતું. મહર્ષિ વારંવાર જોતા કે સુનીતિ ધ્રુવની તરફ અને ધ્રુવ સુનીતિની તરફ એકી ટશે જોઈ રહ્યાં છે અને બન્નેનાં મુખ ઉપર મધુરૂં હાસ્ય પ્રકાશી રહ્યું છે. સુનીતિ તાળીઓ પાડીને ધ્રુવને નચાવી રહી છે; સાથે સાથે પોતે પણ હાથમાં તાળી લેતી લેતી નૃત્ય કરી રહી છે. મહર્ષિ પોતે પણ ગૃહસ્થાશ્રમી હતા એટલે પિતા પોતાની પુત્રવતી દિકરીને સંતાનપાલનમાં ગુંથાયેલી જોઇને સુખી થાય તેમ ધ્રુવમાતા સુનીતિને જોઇ એ પણ આનંદાશ્રુ વિસર્જન કરતા.

ધીમે ધીમે ધ્રુવ કિશોરવયનો થયો. વયની સાથે તેનું અંગ પણ વધતું ગયું. ત્હેનો તપાવેલા કાંચનના જેવો રંગ, ઘાટદાર અંગ, મધુર મુખાકૃતિ, એ બધું જોઇને સૌ કોઈ મોહિત થઇ જતાં. એ ઉપરાંત ધ્રુવનો સ્વભાવ એવો મમતાળુ હતો કે એનો સંગાથ છોડવાનું પશુપંખીઓને પણ મન થતું નહિ. ધ્રુવ માતાના ખોળામાં બેસીને માતાની પાસે હરિભજન કરતાં શિખ્યો હતો. સંધ્યાકાળે આશ્રમમાં બાળકોને સાથે લઇને ધ્રુવ માતાની કુટીરના આંગણામાં બેસતો અને ભજન ગાતો. નાચતા અને તાળીઓ પાડતા બીજા બાળકો પણ ધ્રુવની સાથે હરિકીર્તન કરવામાં સામિલ થતા. એ સંગીત બાળકનું સંગીત હતું. તાન, સૂર વગેરેનું એમાં કાંઇ ઠેકાણું નહોતું, છતાં પણ જે કોઇ ત્હેને સાંભળતું, તે મોહિત થઇ જતું. ધોળા વાળવાળા

વૃદ્ધ ઋષિએ પણ પોતાની નિત્યની પૂજા અને હોમ ભૂલી જઇને, એ સંગીત સાંભળતા અને સાંભળીને ગળગળા થઇ જતા. કંઠમાં તુલસીની માળા, આખા શરીર ઉપર હરિચંદનમાં છાપેલાં શ્રીવિષ્ણુ ભગવાનનાં પગલાં, મુખમાં હરિનું નામ; એ ધ્રુવને જોતાં વારજ પ્રેમ ભક્તિનો કોઇ અવતાર પૃથ્વી ઉપર આવ્યો હોય એવું લાગતું. ધ્રુવનો ભક્તિભાવ જોઈને ઋષિઓ કહેતા કે સુનીતિ જેવી માતાને પેટે આવો પુત્ર જન્મે ત્હેમાં આશ્ચર્યજ શું છે?

ઋષિબાળકો, ઘણી વખત, કોઇક પ્રસંગ નીકળતાં, પોત-પોતાના પિતાની વાત કહેતા, પણ ધ્રુવે કોઈ દિવસ પોતાના પિતાને જોયા નહોતા; એટલે એ પોતાના પિતા વિષે કાંઇ પણ કહી શકતો નહિ. એક દિવસે બાળકોએ ધ્રુવને પૂછ્યું 'ભાઇ! હમારે બધાને તો બાપ છે, પણ ત્હારા બાપ ક્યાં છે? હમે કોઈએ એમને કદી દેખ્યા નથી.' ધ્રુવે દિલગીર ચ્હેરે જઇને માતાને પૂછ્યું 'મા! મ્હારા પિતા કયાં છે?' આ પ્રશ્ન સાંભળતાં વારજ સુનીતિ ચમકી ઉઠી ને બોલી 'ધ્રુવ! ત્હેં આજ એ વાત શા સારૂ પૂછી?'

ધ્રુવ બોલ્યો:–મા! ઋષિકુમારો આજ મ્હને કહેતા હતા કે હમારે બધાને બાપ છે, કેવળ ત્હારે એકલાને પિતા નથી. મા, ખરેખર, મ્હારે પિતા નથી?

સુનીતિ:–એવી ખરાબ વાણી ન કહાડ. કોણે કહ્યું ત્હારે પિતા નથી? ત્હારા પિતા રાજરાજેશ્વર છે.

ધ્રુવ:–મા, ત્યારે એ આપણી પાસે આવતા કેમ નથી?

સુનીતિ:–આપણાં નસિબ! એ સદા પોતાની રાજધાનીમાં રહે છે.

ધ્રુવઃ—રાજધાની ક્યાં છે ?

સુનીતિઃ—યમુનાના કિનારેથી જે રસ્તો પૂર્વદિશા ભણી જાય છે, તે રસ્તે થઇને રાજધાનીમાં જવાય છે.

ધ્રુવઃ—મા ! હું રાજધાનીમાં જઇને એક વાર પિતાજીને મળી આવીશ.

સુનીતિએ દીર્ઘનિશ્વાસ નાંખીને કહ્યું 'રાજધાની ઘણે છેટે છે. તું હજુ બાળક છું. ત્હારાથી એટલું બધું ચાલી શકાય નહિ. નારાયણની કૃપા હશે તો ત્હારા પિતાજીજ અહિંયાં ત્હને જોવા આવશે.

ધ્રુવે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. એણે સરખી ઉમરના બાળકો આગળ પોતાના પિતાનો પરિચય આપ્યો, એટલે બાળકો સલાહ કરીને બોલ્યા 'ભાઇ ! ચાલો આપણે બધા ત્હારા પિતાને જઇને જોઈ આવીએ.' ધ્રુવ બોલ્યો 'હા, ચાલો, મ્હારી પણ એજ મરજી છે.'

બીજે દિવસે સ્હવારે ઋષિબાળકો, ધ્રુવને સાથે લઇને રાજધાની તરફ ચાલ્યા. એક તો અજાણ્યો રસ્તો, બીજું એ કે બાળકોને ઝાઝું ચાલવાની ટેવ નહિ; એટલે ભૂખતરસથી ઘણા હેરાન થતા થતા તેઓ બપોરને વખતે ઉત્તાનપાદ રાજાની રાજધાનીમાં જઇ પહોંચ્યા. અત્યાર સુધી ત્હેમના મનમાં એમ હતું કે, રાજધાની પણ આશ્રમના જેવુંજ કાંઈ હશે; પણ ત્યાં ગયા પછી મ્હોટા મ્હોટા ભવ્ય મહેલ, પહોળા રસ્તા, સુંદર બાગબાગિચા, લોકોની ભીડવાળાં ચૌટાં એ બધું જોઇને બધા ભયભીત અને વિસ્મિત થઇ ગયા. ત્હેમનો વેશ જોઇને નગરવાસીઓ ત્હેમને ઋષિબાળક તરીકે ઓળખી શક્યા હતા, એટલે

એમાંના કોઇએ સ્નેહપૂર્વક ત્હેમને રાજમહેલનો રસ્તો બતાવી દીધો. એ ઉચ્ચ પ્રકારના શિલ્પકામથી ભરપૂર, વિશાળ, સુંદર મહેલની ભવ્યતા જોયા પછી તો, એ બાળકોના વિસ્મયનો પારજ રહ્યો નહિ. હથિયારબંધ સિપાહીઓ સુંદર ઝગઝગાટ કરતો પોશાક પહેરીને, મહેલનું રક્ષણ કરવા બારણા આગળ ઉભા હતા. ત્હેમનો ઠાઠ જોઇને બીજા બધા ઋષિકુમારો બ્હીને પાછા હઠી ગયા, પણ ધ્રુવે આગળ જઇને પૂછ્યું 'રાજા ક્યાં છે? મ્હારે ત્હેમને મળવું છે.'

પહેરેગીર બોલ્યો:–બાળક ! તું મહારાજાની સાથે મળવા માંગે છે? તું એવો તે કોણ છે? ક્યાંથી આવ્યો છે?

ધ્રુવ:–હું ત્હેમનો પુત્ર છું; મહર્ષિ અત્રિના આશ્રમમાંથી આવ્યો છું.

પહેરેગીર:–રાજકુમાર તો ઘરમાં છે, રૈયત બધી એમજ કહે છે કે હમે રાજાના બેટાબેટી છીએ, રાજાની સાથે મેળાપ કરીશું. હું એમ ગમે ત્હેની ખબર આપવા નથી જતો.

એટલામાં એ બાળકોમાંથી એક જરાક મ્હોટો ઋષિકુમાર આગળ આવીને બોલ્યો:–હમે ઋષિકુમાર છીએ; તપોવનમાંથી આવ્યા છીએ. ત્હારા મહારાજાને આશીર્વાદ આપીશું. સહમજ્યો, જઇને મહારાજાને ખબર આપ.

સાંભળતાં વારજ પહેરેગીર અંદર ગયો અને રાજાની પાસે હાથ જોડીને બોલ્યો 'મહારાજ! તપોવનમાંથી કેટલાક ઋષિકુમાર શ્રીમાન્‌ને આશીર્વાદ આપવા સારૂ આવ્યા છે. હુકમ હોય તો ત્હેમને સભાસ્થળમાં બોલાવી લાવું.'

રાજા:–ત્હેમને વગર વિલંબે અંદર બોલાવી લાવ.

એટલે ધ્રુવે બીજા બાળકોની સાથે સભાગૃહમાં પ્રવેશ કર્યો આટલા દિવસ સુધી કાવ્ય અને ઇતિહાસના ગ્રન્થોમાં સભાગૃહનું જે વર્ણન ત્હેમણે વાંચ્યું હતું, તે આજે પ્રત્યક્ષ જોવાનો લાભ મળ્યો; ત્હેમણે જોયું કે ચિત્રવિચિત્ર સ્તમ્ભોથી શોભી રહેલું એ એક વિશાળ દીવાનખાનું હતું. ત્હેની વચમાં એક વેદી હતી; વેદીના ઉપર સુવર્ણના સિંહાસન ઉપર રાજા ઉત્તાનપાદ બિરાજ્યા હતા. ત્હેમની જમણી, તથા ડાબી બાજુએ સામન્તો, સ્હામે મંત્રી અને સભાસદો બેઠા હતા, તથા દૂર અરજદારો ઉભા હતા. હથિયારબંધ સિપાહીઓ સભાગૃહથી થોડે દૂર ફર્યા કરતા હતા, અને આંગળીના ઈશારાથી લોકોની ગડબડને શાંત કરી દેતા હતા. સભાગૃહમાં સંપૂર્ણ ગંભીરતા વ્યાપી રહી હતી. ઋષિકુમારોએ રાજાને આશીર્વાદ આપ્યો એટલે રાજાએ પ્રણામ કરીને બધાને બેસવાનાં આસન આપ્યાં. ઋષિકુમારોની કુમળી વય, પ્રશાન્ત મુખ અને સરલ ભાવ જોઈને સભાસદો મુગ્ધ થઈ ગયા. એ ઋષિકુમારોમાંથી એકની તરફ બધાંનાં નેત્ર આકર્ષિત થયાં. ત્હેનો પહેરવેશ ઋષિકુમારોના જેવો હોવા છતાં પણ ત્હેના આકારમાં ક્ષત્રિપણાનાં લક્ષણ દેખા દેતાં હતાં. એટલી સુકુમાર વયમાં પણ ત્હેનું દેહ સુગઠિત અને બલિષ્ઠ હતું, ત્હેની છાતી વિશાળ હતી, પગ દૃઢ હતા, અને બાહુ મજબુત હથિયાર પકડવાને માટે યોગ્ય હતા; ત્હેના મુખ ઉપર કોમળતાની સાથે તેજસ્વિતા પણ જણાઇ આવતી હતી; એ બાળક આપણો ધ્રુવ હતો.

બીજા બધા બાળકો આસન ઉપર બેસી ગયા પણ ધ્રુવ રાજાના સિંહાસનની સમીપ પહોંચ્યો અને મસ્તક નમાવીને

હાથ જોડીને રાજાને પ્રણામ કર્યા. રાજા બોલ્યા 'તું ઋષિકુમાર છે. હું ક્ષત્રીય છું, તું મ્હને પ્રણામ શા સારૂ કરે છે ?'

ધ્રુવે કહ્યું:–આપ મ્હારા પિતાજી છો, હું આપનો પુત્ર છું.

રાજા:–ત્હારૂં નામ શું ? તું કયાંથી આવ્યો છે ?

ધ્રુવ:–મ્હારૂં નામ ધ્રુવ છે. હું મહર્ષિ અત્રિના આશ્રમમાંથી આવ્યો છું.

રાજાના શરીરમાં જાણે એક વિજળીનો ચમકારો થયો. ધ્રુવને ખોળામાં લેવા માટે ત્હેમણે એક વાર તો હાથ જરા લંબાવ્યા, પણ પછીથી એમને શરમ આવી. ત્હેમણે કહ્યું 'વત્સ ! મ્હેં તો ત્હને કદી દીઠો નથી, તું મ્હને ત્હારો પિતા કહે છે, તો ત્હારી માતા કોણ છે ? એ તો કહે.'

ધ્રુવ:–તપોવનમાં મ્હારી માને બધાં આશ્રમલક્ષ્મી નામથી બોલાવે છે, પણ મ્હેં સાંભળ્યું છે કે એમનું ખરૂં નામ સુનીતિ છે.

'સુનીતિ !' એ એક શબ્દે મહામંત્રની ગરજ સારી. રાજાએ લજ્જા અને સંકોચ દૂર કરીને કહ્યું 'બેટા' આવ મ્હારા ખોળામાં બેસ. એટલું કહીને ત્હેમણે ધ્રુવને ખોળામાં બેસાડયો અને સ્નેહ-પૂર્વક ત્હેને દૃઢ આલિંગન આપ્યું. સભામાં બિરાજેલા મનુષ્યો પુતળાંની પેઠે આ દૃશ્ય જોવા લાગ્યા. થોડી વારમાંજ આખા રાજનગરમાં ખબર ફેલાઈ ગયા કે, મ્હોટી રાણી જીવતાં છે, અને ત્હેનો પુત્ર રાજસભામાં આવ્યો છે. આ સમાચાર મીઠા મરચા સાથે અંતઃપુરમાં પણ પહોંચ્યા. બેએક દાસીઓ બોલી 'હમે મ્હોટી રાણીને સભામાં જોઇ આવી છીએ–હાય ! સુકાઇને હાડપિંજર થઇ ગઈ છે. ચ્હેરો કાળો મેશ થઇ ગયો છે.' મ્હોટાં રાણીના પાછાં આવ્યાની આ ખોટી ગપ સાંભળીને પણ પ્રજા-

જનો ઘણા ખુશ થયા. વળી કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે એ લક્ષ્મી જેવી રાણી પાછી તો આવી છે પણ પેલી કર્કશા એને સુખે રહેવા દેશે ત્યારેને !

સુરૂચિને કાને પણ એ સમાચાર પંહોચતાં વધારે વાર લાગી નહિ; સદ્‌ભાગ્યે ત્હેની આગળ માત્ર ખરી વાતજ પંહોચી હતી. છતાં પણ મનુષ્યને માટે એક ક્ષણભરને માટે—પણ ઉન્માદગ્રસ્ત થવું સંભવિત હોય તો રાણી સુરૂચિ આ સમાચાર સાંભળતાં વાર ઉન્માદિની થઇ ગઇ એમ કહેવું ગેરવ્યાજબી નહિ ગણાય. જે દિવસે રાજા ઉત્તાનપાદ મૃગયા રમવા જતાં એક રાત બીજે કંઈ રહ્યા હતા, તેજ દિવસથી સુરૂચિના મનમાં એક સંદેહ પેઠો હતો. હવે ત્હેની ખાત્રી થઇ કે એનો એ સંદેહ મિથ્યા નહોતો. ત્હેનાં ધૈર્ય અને લજ્જા એકદમ જતાં રહ્યાં. મસ્તકના કેશ વિખેરી નાંખીને, કાંચળી વગેરે કાંઇ પહેર્યા વગર, ધૂળમાં રગદોળાયલી સાડી સાથે, ક્રોધથી લાલચોળ આંખ કરીને તપી ગયેલા મ્હોં સાથે સુરૂચિ રાજસભામાં જઇ પંહોચી. ત્હેનો આવો વેશ જોઇને રાજા અને દરબારીઓ ચમકી ગયા; પહેરેગીરોએ ભયના માર્યા રસ્તો છોડી દીધો. સુરૂચિએ એકદમ સિંહાસનની પાસે જઇને ઘણા કર્કશ સ્વરે ધ્રુવને કહ્યું 'તું કોણ?'

ધ્રુવ બોલ્યો:—' હું ધ્રુવ છું. '

સુરૂચિ:—ધ્રુવ ! ત્હારો પિતા કોણ ? ત્હારી માતા કોણ ?

ધ્રુવે રાજાની તરફ આંગળીનો ઇશારો કરીને કહ્યું ' આ રહ્યા મ્હારા પિતાજી, અને મ્હારાં માતુશ્રીનું નામ છે સુનીતિ.'

સુરૂચિ બોલી ઉઠી ' ભિખારણના પુત્ર! સિંહાસન ઉપર બેસવાને ત્હારી હિંમત કેમ ચાલી. '

'ભિખારણના પુત્ર' એ શબ્દોથી બાળક ધ્રુવને ઘણું માઠું લાગ્યું. ત્હેણે કહ્યું 'મ્હારા પિતાજીએ મ્હને સિંહાસન ઉપર બેસાડયો છે. આપ કોણ છો?' સુરૂચિ ગર્વપૂર્વક બોલી 'હું રાણી છું, આ ઘરનો ધનવૈભવ બધો મ્હારો છે.' ધ્રુવે સુરૂચિના ગર્વયુક્ત ચ્હેરા તરફ જોઇને કહ્યું 'ત્હમે રાણી અને મ્હારાં માતુશ્રી ભિખારણ?!' ધ્રુવના આ સરલ પ્રશ્ને સુરૂચિના મર્મસ્થાનને સ્પર્શ કર્યો, એ પ્રશ્નનો કાંઈ ઉત્તર આપ્યા વગર એણે કહ્યું 'ધ્રુવ! આ સિંહાસન મ્હારા પુત્રનું છે. તું એના ઉપર કેવી રીતે બેસી ગયો?' ધ્રુવ બોલ્યો 'આ સિંહાસન તો મ્હારા પિતાજીનું છે, ત્હેમણેજ મ્હને અહિંયાં બેસાડયો છે.'

સુરૂચિ રાજાની તરફ રોષપૂર્વક કટાક્ષ કરીને બોલી 'મહારાજ આપને ધિક્કાર છે! હજુ પણ ત્હમે એ છળપ્રપંચ કરવું ભૂલી ગયા નથી. મ્હારા અને મ્હારા પુત્ર ઉપરનો ત્હમારો પ્રેમ મ્હોંએ બતાવવાનોજ છે, નહિતર જે સ્ત્રીને કહાડી મૂકી છે ત્હેના છોકરાને સિંહાસન ઉપર શા સારૂ બેસાડો?' રાજાને આ પ્રમાણે કહ્યા પછી ધ્રુવની તરફ ફરીને સુરૂચિ બોલી 'મૂઢ બાળક! જો અપમાનથી બ્હીતો હોય તો હવે આ સિંહાસન ઉપર બેસીશ નહિ. તું રાજાનો પુત્ર છે એ વાત ખરી, પણ તું મ્હારો પુત્ર નથી. તું એક અભાગી નારીનો પુત્ર છે. મ્હારા ગર્ભમાં જન્મ્યા વગર આ સિંહાસન ઉપર બેસવાનો કોઈ બાળકને અધિકાર નથી. તું એ સિંહાસન ઉપર બેસવા યોગ્ય નથી.'

સુરૂચિએ એટલું કહીને ધ્રુવને સિંહાસન ઉપરથી બળપૂર્વક ઉતારવા માટે હાથ લંબાવ્યો; પરન્તુ ચતુર ધ્રુવ પોતાની મેળેજ સિંહાસન ઉપરથી ઉતરી પડયો. સુરૂચિની વર્તણુકથી

ત્હેના હૃદયમાં અત્યંત ખેદ થયો. મહામહેનતે આંખમાંનાં અશ્રુ રોકી રાખીને એ રાજાના સ્હામું જોઇને બોલ્યો. 'પિતાજી! આપ રાજાધિરાજ છો. પરન્તુ મ્હને આશીર્વાદ આપો કે હું આપના પદ કરતાં પણ વધારે ઉંચી પદવીને પામી શકું. આપના આશીર્વાદથી આ સિંહાસન મ્હારે બેસવા યોગ્ય ન રહે.'

આટલું બોલ્યા પછી ધ્રુવ એક ઘડી પણ રાજસભામાં ઉભો રહ્યો નહિ. તરતજ એ ત્ય્હાંથી ચાલ્યો ગયો. ઋષિકુમારો પણ રાણી સુરૂચિ તરફ ગુસ્સે થતા થતા ધ્રુવની પછાડી ચાલ્યા; સુરૂચિની આવી વર્તણુકથી રાજા પણ મૂઢ જેવો બની ગયો હતો. શું કરવું ત્હેની ત્હેને કાંઇ પણ સૂઝ પડતી નહિ. એ વખતે તો એણે એકદમ સભા બરખાસ્ત કરી દીધી.

વાંચક બ્હેનો! તપોવનમાંથી ધ્રુવ એકદમ અદૃશ્ય થઇ જવાથી ત્હેની માતા પણ ઘણી આકુળવ્યાકુળ થઇ ગઇ હતી. ત્હેણે ચારે તરફ તપાસ કરી તો માલૂમ પડયું કે બીજા ઋષિકુમારોની સાથે ધ્રુવ યમુનાતટની પૂર્વ દિશામાં ગયો છે. સુનીતિને ખાત્રી થઈ કે, ધ્રુવ જરૂર રાજધાનીમાં જશે. બાળક એટલો લાંબો પંથ કેવી રીતે કાપશે, રાજા ત્હેને જોઇને શું કહેશે, નિર્દય સુરૂચિ ત્હેની સાથે કેવો વ્યવહાર કરશે; એવી એવી ચિન્તાઓ સુનીતિના મનને અસ્થિર કરવા લાગી. પરંતુ સદ્ભાગ્યે એટલામાં ધ્રુવજ આશ્રમમાં આવી પહોંચ્યો. ત્હેનો ઉતરી ગયેલો ચ્હેરો જોઇને માતા સ્હમજી ગઈ કે એના મનમાં દારૂણ વેદના થઈ રહી છે. સુનીતિએ ત્હેને ઘણુંજ આશ્વાસન આપ્યું; પણ ધ્રુવનું મન કશાથી પણ શાંત થયું નહિ. રાજસભામાં લોકલજ્જાના ભયથી તે પોતાનાં આંસુ ખાળી શકયો

હતો, પણ માતા આગળ આવ્યા પછી ત્હેની ધીરજ રહી નહિ. એ હૃદય ખોલીને રોવા લાગ્યો, ત્હેના રોદનથી સુનીતિનું મન અસ્થિર થઇ ગયું. સુનીતિએ પૂછ્યું 'ધ્રુવ! તું આટલો બધો દીલગીર કેમ થઈ ગયો છે? ત્હારા પિતાજીએ ત્હને કાંઈ કડવાં વચન તો નથી કહ્યાં?'

ધ્રુવે કહ્યું:–'ના મા ! ત્હેમણે તો મ્હને પ્રેમપૂર્વક પોતાના ખોળામાં લઇને સિંહાસન ઉપર બેસાડયો હતો, પણ એટલામાં એક સ્ત્રી કોણ જાણે કયાંથી આવી પહોંચી. ત્હેના વાળ વિખરાયેલા હતા, કપડાં મલિન હતાં, આંખમાંથી આગ વરસતી હતી; ત્હેણે મ્હને કર્કશ સ્વરે કહ્યું–' ભિખારણના પુત્ર! તું સિંહાસન ઉપર બેસનાર કોણ?' મ્હેં કહ્યું:–' મ્હારા પિતાજીએ મ્હને સિંહાસન ઉપર બેસાડયો.' એટલી વાત સાંભળ્યા પછી તો એ કોણ જાણે કેટલો બધો ગુસ્સો કરવા લાગી, ત્હેણે પિતાજીને ધમકાવી નાંખ્યા. ત્હમને અભાગણ કહ્યાં, અને છેવટે મ્હને હાથ પકડીને સિંહાસન ઉપરથી ઉતારવા આવી, પણ હું તો અપમાનની બ્હીકથી પહેલેથીજ ઉતરી ગયો હતો. એ સ્ત્રી કોણ હશે મા?' સુનીતિ બધું સ્હમજી જઇને બોલી 'એ ત્હારી વિમાતા.'

ધ્રુવ:–વિમાતા એટલે કેવી માતા?

સુનીતિ:–ત્હારા પિતાજીની બીજી સ્ત્રી, ત્હારા પિતાજીએ જેમ મ્હારી સાથે વિવાહ કર્યો છે તેમજ ત્હેની સાથે પણ કર્યો છે.

ધ્રુવ:–તો પછી એ રાણી, અને ત્હમે ભિખારણ કેમ? મા!

સુનીતિ:–એ મ્હારાં અદૃષ્ટનાં ફળ. બેટા! ત્હેં ત્હારી વિમાતાને કાંઈ કહ્યું હતું?

ધ્રુવઃ—ના મા ! હું તો એક અક્ષરે બોલ્યો નહોતો. મ્હેં ફક્ત પિતાજીને આવતી વખતે એટલું કહ્યું હતું કે 'પિતાજી! આપ રાજાધિરાજ છો; પણ મ્હને આશીર્વાદ આપો કે આપની પદવી કરતાં પણ કોઈ વધારે ઉંચી પદવી હું મેળવી શકું.'

સુનીતિ ધ્રુવને ખોળામાં બેસાડીને તથા ત્હેના મુખને ચુંબન કરીને બોલી 'ધ્રુવ! નારાયણ ત્હારી મનોકામના જરૂર સિદ્ધ કરશે ! તું એમને બોલાવ.'

ધ્રુવઃ—મા ! હું નારાયણને શું કહીને બોલાવું?

સુનીતિઃ—તું કહ્યા કરજે કે કયાં છે પદ્મલોચન હરિ!

ધ્રુવઃ—મ્હારા બોલવાથી એ સાંભળશે?

સુનીતિઃ—તું જો પ્રેમપૂર્વક બોલાવીશ તો એ અવશ્ય સાંભળશે.

ધ્રુવઃ—એ કયાં છે?

સુનીતિઃ એ આકાશમાં છે, આ હવામાં છે, આ જળમાં છે, મ્હારા હૃદયમાં છે, ત્હારા હૃદયમાં છે, ફળમાં છે, ફુલમાં છે, ટુંકામાં એ હરિ સર્વત્ર છે. ત્હારા બોલાવતાં વારજ તે દેખા દેશે.

ધ્રુવઃ—મા ! ત્યારે હું જાઉં છું. ત્હમે મ્હારે માટે શોક કરશો નહિ. જ્યાં સૂધી હરિનાં દર્શન નહિ કરી શકું ત્યાં સુધી પાછો નહિ આવું.

સુનીતિઃ—તું કયાં જઇશ? મ્હારી પાસે ઘરમાં બેસી રહીનેજ એ પદ્મલોચન હરિને બોલાવજે ! તું હજુ બાળક છે. ગાઢા જંગલમાં હું ત્હને એકલો જવા દઇશ નહિ.

ધ્રુવઃ—ના મા ! એવું ન કરશો. જે જગ્યાએ મ્હને કોઇ દેખી શકે નહિ, મ્હારી બૂમને કોઈ સાંભળી શકે નહિ, એવી

જગ્યાએ જઇને હું હરિને બોલાવીશ. ત્હમે તો કહ્યું છે ને કે એ હમેશાં આપણી પાસેજ રહે છે તો પછી ભય શો છે?

સુનીતિએ ધ્રુવને ઘણુંએ સમજાવ્યો, પણ કશાથી ધ્રુવનો નિશ્ચય બદલાયો નહિ. આખરે સુનીતિએ ધ્રુવને પોતાને હાથે સંન્યાસીનો વેશ પહેરાવ્યો. ત્હેના માથાના લાંબા કેશની જટા બાંધી; વસ્ત્ર ઉતારીને વલ્કલ પહેરાવ્યાં; ગળામાં તુળસીની માળા પહેરાવી; કાનમાં પણ તુલસીની માંજરો ખોસી; ત્હેની છાતી ઉપર અને લલાટમાં ચંદનવડે હરિનાં પગલાં આંકયાં. ત્યાર પછી ધ્રુવના મુખને ચુમ્બન કરીને હાથ જોડીને રોતી રોતી બોલી 'હે પદ્મલોચન હરિ! ધ્રુવ આટલા દિવસ મ્હારો હતો, આજથી એ ત્હમારો થયો. ત્હમે ત્હેનું રક્ષણ કરજો.'

માતાના ચરણમાં પ્રણામ કરીને ધ્રુવ વિદાય થયો.

મહર્ષિ અત્રિના તપોવનથી ઘણે દૂર ગાઢા જંગલમાં ધ્રુવે પોતાનો આશ્રમ કર્યો. ધ્રુવનો આશ્રમ એટલે શું? રીતસર બાંધેલું ઝુંપડું પણ નહિ; એક પ્રાચીન વડ, શાખાઓ ફેલાવીને ત્યાં ઉગ્યો હતો, ત્હેની નીચે એક મ્હોટો પત્થર પડયો હતો; એ મ્હોટી શિલા ઉપરજ ધ્રુવ સૂઈ રહેતો, બેસતો, ધ્યાન ધરતો અને તપસ્યા કરતો. એજ ધ્રુવનો આશ્રમ હતો. તપસ્યા કેમ કરવી તે પણ બાળક ધ્રુવને બિલકુલ નહોતું આવડતું. આસન, પ્રાણાયામ, મનન, નિદિધ્યાસન એમાંનું કશું ધ્રુવ જાણતો નહોતો. માતાએ જે મહામંત્રની દીક્ષા આપી હતી તે મહામંત્રનોજ એ રાત દિવસ જપ કર્યા કરતો હતો. એ મંત્રથીજ ધ્રુવ આરાધના કરતો. એજ ધ્રુવની તપસ્યા હતી. માએ કહ્યું હતું કે હરિ સર્વત્ર બિરાજમાન હોય છે. એટલે ધ્રુવ ઝાડપાન,

પશુપક્ષી, જે કાંઇ જોતો ત્હેને પૂછતો કે, ત્હમે મ્હારા પદ્મલોચન હરિ છો? પ્રેમનો આવો મહિમા જોઇને ચેતન અચેતન સૌ કોઇ મુગ્ધ થઇ જતું–સૌ કોઇ બાળક ધ્રુવને વશ થઇ જતું. ધ્રુવના પ્રેમને લીધે વાઘ, વરૂ આદિ, હિંસક પ્રાણીઓ પોતાની હિંસાવૃત્તિનો ત્યાગ કરતાં. અચેતન વૃક્ષ, લતાઓ ફળફૂલથી સુશોભિત થતાં, કઠણ પત્થરોને ભેદ કરીને નિર્મળ જળનાં ઝરણાંઓ વહેતાં. ધ્રવ રાત દિવસ ફક્ત એકજ વાત પૂછ્યા કરતો ‘ કયાં છે પદ્મલોચન હરિ ! કયાં છે? જયાં હોય ત્યાંથી આવી જાઓ.’ ધ્રવ વિચારવા લાગ્યો ‘ માએ તો કહ્યું હતું કે સારી રીતે બોલાવ્યાથી તે આવશે. પણ હું આટલી બધી વાર એમને બોલાવું છું તો એ કેમ નથી આવતા?’

આ પ્રમાણે તપસ્યા કરતાં ધ્રુવને ઘણા દહાડા થયા. એક દિવસ ધ્રુવે જોયું કે એક સૌમ્યમૂર્તિ પુરૂષ ત્હેની પાસે આવે છે. ત્હેમના માથાના વાળ શ્વેત છે, મૂછો પણ શ્વેત છે, પહેરેલાં વસ્ત્ર પણ શ્વેત છે, અને ગળામાં ધારણ કરેલી પુષ્પમાળા પણ શ્વેત છે. ત્હેમનું મુખ હાસ્યથી ઉજવળ છે. જીભ રાતદિવસ હરિના નામનું ઉચ્ચારણ કરી રહી છે. ધ્રુવે વિચાર્યું કે, આજ મ્હારા પદ્મલોચન હરિ છે. ધ્રુવ દોડી જઇને પોતાના બે નાજુક હાથથી એમને બાઝી પડયો અને પૂછવા લાગ્યો ‘ ત્હમેજ મ્હારા પદ્મલોચન હરિ છોને ? ’

આવનાર પુરૂષે ધ્રુવને ખોળામાં લઈને કહ્યું ‘ધ્રુવ ! હું તો ત્હારા પદ્મલોચનનો દાસાનુદાસ છું. મ્હારૂં નામ નારદ છે. ત્હેમણે મ્હને ત્હારા સમાચાર લેવા મોકલ્યો છે.’

ધ્રુવઃ—ત્હેમણે મ્હારો પોકાર સાંભળ્યો છે?

નારદઃ—જે દિવસથી ત્હેં પહેલી વાર એમનું નામ ઉચ્ચારવું શરૂ કર્યું તેજ દિવસથી ત્હેમણે સાંભળ્યું છે.

ધ્રુવઃ—તો પછી એ આવતા શા સારૂ નથી ?

નારદઃ–હું પાછો જઈને ત્હેમને કહીશ એટલે એ આવશે.

આ શુભ સમાચાર સાંભળીને ધ્રુવના નયનમાંથી અશ્રુધાર વહેવા લાગી. નારદ બોલ્યા ' તું કેવી રીતે એમને બોલાવે છે ? એક વાર મ્હને સંભળાવ તો. '

ધ્રુવ બોલ્યોઃ–' પદ્મલોચનહરિ ! ક્યાં છો ? આવો ! આવો !

નારદઃ–તું બીજું કાંઇ કહેતો નથી ?

ધ્રુવઃ–ના, માએ શિખવ્યું છે એટલુંજ બોલું છું.

નારદઃ–ત્યારે હું જે પ્રમાણે કહું છું તે પ્રમાણે બોલ. પદ્મલોચન હરિ ! ત્હમે ક્યાં છો ? આવો, મ્હારા ઉપર દયા લાવો.

ધ્રુવ બોલ્યોઃ–' પદ્મલોચન હરિ ત્હમે ક્યાં છો ? આવો, મ્હારા ઉપર દયા લાવો. '

નારદે કહ્યુંઃ–' બોલ ! પદ્મલોચન હરિ ! ક્યાં છો ? મ્હારી માતાના ઉપર દયા આણો. '

ધ્રુવ બોલ્યોઃ–પદ્મલોચન હરિ ! ક્યાં છો ? મ્હારી માતાના ઉપર દયા આણો.

નારદ બોલ્યા–'કહે કે પદ્મલોચન હરિ ! ક્યાં છો ? આવો મ્હારા પિતાના ઉપર દયા લાવો. '

ધ્રુવ બોલ્યોઃ–પદ્મલોચન હરિ ! ક્યાં છો ? આવો મ્હારા પિતાના ઉપર દયા લાવો !

નારદ બોલ્યાઃ–કહે કે, હે પદ્મલોચન હરિ ! ત્હમે ક્યાં છો ? આવો અને મ્હારી વિમાતા ઉપર દયા કરો.

ધ્રુવ ચૂપ રહ્યો. નારદ બોલ્યા–‘ ધ્રુવ ! કહે કે મ્હારી વિમાતા ઉપર દયા કરો. ’

ધ્રુવ બોલ્યોઃ–વિમાતાએ મ્હને ઘણું દુઃખ દીધું છે.

નારદ બોલ્યાઃ–એટલાજ સારૂ ત્હારે હરિની આગળ એમને માટે કહેવું પડશે.

છતાં પણ ધ્રુવ ચૂપ રહ્યો. એટલે નારદ બોલ્યા ‘ ધ્રુવ ! ત્યારે હું આ ચાલ્યો, તું જાણતો નથી કે ભક્તના ક્લેશથી ભગવાન પોતે ક્લેશ પામે છે ? ત્હારી વિમાતાનાં વચનોથી ત્હને જે ક્લેશ થયો છે, ત્હેના કરતાં પણ વધારે ક્લેશ પદ્મલોચન હરિને થયો છે; છતાં પણ એ ત્હારી વિમાતાને ચાહે છે અને તું ચાહી શકતો નથી ?

ધ્રુવ ક્ષણકાળ સુધી ચૂપચાપ બેસી રહીને નારદના મ્હોં સામું જોઇ રહ્યો. ત્યાર પછી એણે નારદને પૂછ્યું ‘ આપે શું કહ્યું ? મારા પદ્મલોચન હરિ મારી માતાને ચાહે છે ? તો હું પણ એમને ચાહીશ. ’ એટલું કહીને ધ્રુવ બોલ્યો હે પદ્મલોચન હરિ ! ત્હમે ક્યાં છો ? આવો મ્હારી વિમાતા ઉપર દયા આણો.’

બીજીજ ક્ષણે ધ્રુવે જોયું કે નારદજી અન્તર્ધ્યાન થઇ ગયા છે. એકદમ અપૂર્વ પ્રકાશથી એ વનભૂમિ પ્રકાશિત થઇ, અપૂર્વ સુગંધી ચારે તરફથી આવવા લાગી અને પહેલાં કોઇ પણ દિવસ નહિ સાંભળેલું એવું મધુર સંગીત ધ્રુવના સાંભળવામાં આવ્યું. જે મૂર્તિ ધ્રુવે આટલા દિવસ પોતાના હૃદયપટ ઉપર અંકિત રાખી હતી, તે આજે પ્રત્યક્ષ જોઇ. ભક્તની સાથે ભગ-

વાનનું મિલન કેવું મધુર હોય છે, તે ભાષામાં વ્યક્ત કરી શકાય ? જેણે જીંદગીમાં કોઇ પણ વખત એ મધુર રસનો સ્વાદ ચાખ્યો હશે તેજ તેનું અનુમાન કરી શકશે. ધ્રુવ કૃતાર્થ થયો. અન્તરમાં અને બહાર તેણે પદ્મલોચન હરિનાં દર્શન કર્યાં. એ હરિદર્શનથી કૃતાર્થ થઇને ધ્રુવ પાછો પોતાના આશ્રમમાં ગયો.

આંખની કીકી જેવા પ્યારા પુત્રને પાછો આવેલો જોઇને સુનીતિના હર્ષનો પાર રહ્યો નહિ. આજ એ કૃતાર્થ થઈ. મહર્ષિ અત્રિ તેમનાં પત્ની અને બીજા ઋષિઓ તથા ઋષિપત્નીઓ સુનીતિની કુટીરમાં આવીને ધ્રુવને ખોળામાં લઇને આશીર્વાદ આપવા લાગ્યાં. મહર્ષિ અત્રિ બોલ્યા ‘આટલા દિવસ પછી આજે મ્હારો આશ્રમ ખરેખરૂં પુણ્યક્ષેત્ર બન્યો. ભક્તચૂડામણિ ધ્રુવને છાતી સરસો ચાંપીને આજે મેં મારો જન્મારો સફળ કર્યો.’

બીજી તરફ, જે ક્ષણે ધ્રુવે તેની વિમાતા ઉપર દયા આણવાને ભગવાનને પ્રાર્થના કરી હતી તેજ ક્ષણથી સુરૂચિનું મન બદલાવા માંડયું હતું. ધ્રુવને ખોળામાં બેસાડવા અને સુનીતિ પાસે ક્ષમા માગવાને માટે તે આકુળવ્યાકુળ થઇ ગઈ. થોડાકજ દિવસમાં તે રાજા ઉત્તાનપાદની સાથે મહર્ષિ અત્રિના આશ્રમમાં ગઈ. પ્રથમ સુનીતિની કુટીરમાં જઇને એ તેના પગમાં ઢળી પડી અને તેના બન્ને પગ પકડીને બોલી ‘મ્હોટી બ્હેન ! હું અત્યાર સુધી મૂર્ખ હતી. મૂર્ખના અપરાધ માફ કરવા જોઇએ. તમે મારા બધા દોષ માફ કરો, નહિ તો અહિંયાજ પ્રાણ ત્યજીશ.’

સુનીતિ બોલી ‘બ્હેન ! તારે લીધેજ મારો ધ્રુવ પદ્મલોચન હરિનાં દર્શન કરવાને ભાગ્યશાળી નીવડયો છે. હું તારા અપ-

રાધને કોઈ દહાડો મનમાં આણવાની નથી. ચાલ બ્હેન, આપણે બન્ને જણીઓ મળીને, જીવીએ ત્યાં સુધી હળીમળીને પતિદેવની સેવા કરીએ.'

સુનીતિના બાકીના જીવનની કથાનું લાંબું વર્ણન કરવું હવે નિષ્પ્રયોજન છે. મહર્ષિ અત્રિ અને તેમનાં પત્ની તથા બીજા આશ્રમવાસી ઋષિ અને ઋષિપત્નીઓ પાસે વિદાય માગીને સુનીતિ, પુત્ર ધ્રુવની સાથે પતિની રાજધાનીમાં પાછી ગઇ. ત્યાં આગળ રાજાએ તથા રાણી સુરૂચિએ તેમનો ઘણાજ આદરપૂર્વક સત્કાર કર્યો. ઘણી ધામધુમ સાથે તેઓ ધ્રુવને અને ધ્રુવજનનીને નગરમાં લઇ ગયા. લોકોએ પણ ધ્રુવને આવું ઉચ્ચ શિક્ષણ આપવા માટે રાણી સુનીતિને ઘણો ધન્યવાદ આપ્યો.

રાણી સુનીતિ અને સુરૂચિએ બાકીનું જીવન ઘણા સુખમાં ગાળ્યું.

રાણી સુનીતિ જેવી માતાઓ દેશમાં ઘણી અવતરો એજ પ્રાર્થના સાથે હમે પણ આ ટુંકું ચરિત્ર સમાપ્ત કરીએ છીએ.

## ૧૨—શૈબ્યા.

સ્વામીનું સત્ય નિભાવવા ખાતર પતિવ્રતા આર્ય નારીઓ કેટલું બધું કષ્ટ ખમવા તૈયાર થઇ જતી હતી, ત્હેનું શ્રેષ્ઠ દૃષ્ટાન્ત શૈબ્યા છે.

શૈબ્યા, રામચન્દ્રના પૂર્વજ, સૂર્યવંશી અયોધ્યારાજ હરિશ્ચન્દ્રની રાણી હતી. કોઇ કારણસર મહર્ષિ વિશ્વામિત્ર રાજા હરિશ્ચન્દ્ર

ઉપર ઘણા ગુસ્સે થયા. વિશ્વામિત્રનો કોપ શમાવવા માટે રાજા હરિશ્ચન્દ્રે પ્રતિજ્ઞા કરી કે, 'વિશ્વામિત્ર જે માગશે તે આપીને હું એમનો ક્રોધ શમાવીશ.'

વિશ્વામિત્રે એની પાસે એના રાજ્યપાટ સમેત સઘળું ધન માગ્યું. માગતાવારજ હરિશ્ચન્દ્રે બધું આપી દીધું. પણ દક્ષિણા વગર દાન ફળે નહિ, માટે વિશ્વામિત્રે આવા મ્હોટા રાજ્યપાટના દાન ઉપર એક હજાર સોના મહોરની દક્ષિણા માગી.

પોતાનું સર્વસ્વ દાન કરી ચૂકયા પછી હરિશ્ચન્દ્ર પાસે ફૂટી બદામ પણ નહોતી, તો હજાર સોના મહોર કયાંથી લાવે ? વિશ્વામિત્ર પાસે એક મહિનાની મુદ્દત માગીને એ કાશીએ ગયો.

સ્વામીના સુખ દુઃખ, સદ્ભાગ્ય દુર્ભાગ્ય, મંગળ અમંગળની સદાની સાથી મહારાણી શૈવ્યા, બાળક પુત્ર રોહિતાશ્વને લેઇને સ્વામીની અનુગામિની થઇ. હરિશ્ચન્દ્ર ક્ષત્રી રાજા હતો, તેણે લોકોને હજારોવાર દાન કર્યાં હતાં; પણ કદી કોઇની આગળ ભીખ માગી નહોતી. એટલે આ દક્ષિણાને માટે ભીખ માગતાં ત્હેનો જીવ ચાલ્યો નહિ, બીજા કોઈ પણ ઉપાયથી માગેલી મુદ્દતમાં દક્ષિણાને માટે હજાર મહોર એકઠી થઇ નહિ. મહિનો પૂરો થયો. વિશ્વામિત્ર દક્ષિણા માગવા કાશી પહોંચ્યા.

હરિશ્ચન્દ્ર ચિન્તાના સાગરમાં ડૂબી ગયો. જે પ્રતિજ્ઞા પાળવા સારૂ એ આજ આખા રાજ્યનું દાન કરીને ભિખારી બન્યો હતો, તેજ પ્રતિજ્ઞા આખરે ભંગ થવાનો વખત આવ્યો. એ ચિન્તામાં હરિશ્ચન્દ્ર ગાંડા જેવો થઇ ગયો. સ્વામીનો આ ઉદ્વેગ જોઇને શૈવ્યાએ ત્હેને કહ્યું "સ્વામીનાથ ! ગમે તેમ કરીને પણ ત્હમારે પ્રતિજ્ઞાપાલન તો કરવુંજ પડશે. એને માટે ગમે તેટલું

દુઃખ વેઠવું પડશે તો તે વેઠવા આપણે તૈયાર થવું પડશે. હું તમારી સ્ત્રી છું, ત્હમારી દાસી છું. મ્હારા ઉપર ત્હમારો બધો અધિકાર છે. ત્હમે દાસી તરીકે મ્હને કોઇને ત્યાં વેચો. જો તેથી પણ રકમ પૂરી ન થાય તો જાતે વેચાઓ. અને એ વેચાણના ધનમાંથી વિશ્વામિત્રની દક્ષિણાનું ઋણ ચૂકવી આપો."

સ્ત્રીપુત્રને વેચવાના વિચારથી જાણે હરિશ્ચન્દ્રના માથા ઉપર આકાશ તુટી પડયું. આજ શૈબ્યા જેવી સ્ત્રી અને રોહિત જેવો પુત્ર વેચતાં એની છાતી કેવી રીતે ચાલે? રાજરાણી શૈબ્યા, હરિશ્ચન્દ્રના પ્રાણસ્વરૂપ શૈબ્યા આજ કોઈ નિષ્ઠુર દાનવના તાબામાં રહેશે? એ શું શૈબ્યાની સંભાળ રાખશે? એ શું એનું મન સાચવશે? આ બધી ચિન્તાથી હરિશ્ચન્દ્રની છાતી ફાટી જવા લાગી.

શૈબ્યાએ એને ફરીથી સ્હમજાવીને કહ્યું 'પુરૂષ થઇને, વીર થઇને, ઉદાર થઇને, શા માટે ત્હમે આજ આટલા બધા ગભરાઈ જાઓ છો? ગમે તેટલું મ્હોટું દુઃખ આવી પડયું હોય, પણ ધર્મના રક્ષણ ખાતર એ સહન કરતાં ત્હમારા જેવા પુરૂષે ગભરાવું જોઇએ? સૂર્યવંશી થઇને આજ પ્રતિજ્ઞાભંગનું પાપ પોતાને માથે વ્હોરશો? મ્હારે માટે જરા પણ ફીકર કરશો નહિ. ત્હમારો ધર્મ અને ત્હમારૂં માન સાચવવા કરતાં હું કાંઈ મ્હોટી નથી. ત્હમારો ધર્મ સચવાયો એ વિચારથીજ હું બધું દુઃખ જરા પણ અકળાયા વગર સહન કરી લેઇશ. ત્હમારા જેવા મહાત્મા મ્હારા સ્વામી છે, એ અભિમાનને લીધે ગમે તેટલા દુઃખ અને અપમાનમાં પણ હું પોતાને ગૌરવિણી ગણીશ. સ્વામીનાથ! ત્હમે કશું મનમાં આણુશો નહિ. રોશો નહિ; દુઃખનો મ્હને બિલકુલ ભય નથી. આ દુનિયામાં કોઇની એટલી

હિંમત નથી કે મહારાજા હરિશ્ચન્દ્રની રાણીની આબરૂ ઉપર હાથ નાખે.”

હરિશ્ચન્દ્ર, સ્ત્રીપુત્ર અને પોતાની જાતને વેચીને પણ દક્ષિણા જેટલું ધન એકઠું કરવા તૈયાર થયો. એને એવી ઇચ્છા હતી કે કોઇ ધનવાન મનુષ્ય એમને ત્રણેને એક સાથે ખરીદી લે તો ત્રણે જણાં દાસદાસી તરીકે રહીને ત્હેની સેવા કરીશું. પણ એવો ખરીદનાર મળ્યો નહિ. એક વૃદ્ધ બ્રાહ્મણે પાંચસો સોના મહોર આપીને શૈવ્યાને ખરીદ કરી. બાળક પુત્ર, માતા વગર એકલો કયાં રહેશે એમ ધારીને શૈવ્યાએ રોહિતાશ્વને પણ સાથે સાથે ખરીદી લેવાનો બ્રાહ્મણને આગ્રહ કર્યો. બાળક નોકરનું પોતાને ત્યાં કામ નથી એમ કહી, એ વૃદ્ધ બ્રાહ્મણે રોહિતાશ્વને ખરીદવાની ના કહી. શૈવ્યાએ કહ્યું ‘મહારાજ! એને ત્હમે ખરીદી ન લો તો એમને એમજ મ્હારી સાથે રહેવાની રજા આપો. એ બાળક મ્હારા વગર એક દહાડો પણ જીવશે નહિ.’

બ્રાહ્મણે કહ્યું ‘એને ત્હારી સાથે રહેવા દેવામાં મ્હારે કંઈ વાંધો નથી, પણ હું નકામું એ જણને ખવરાવીશ નહિ.’

શૈવ્યાએ કહ્યું “મહારાજ! આપે એ બાબતની ચિન્તા કરવી નહિ. મ્હને જે ખાવાનું આપશો તે હમે બે જણાં વ્હેંચી ખાઇશું.”

બ્રાહ્મણે વધારે વાંધો ન લેતાં પાંચસે સોના મહોરમાં રોહિતાશ્વ સાથે શૈવ્યાને ખરીદી લીધી. હરિશ્ચન્દ્ર કાશીના સ્મશાનના ચંડાળને ત્યાં નોકર તરીકે પાંચસો સોના મહોરમાં વેચાયો, અને એ હજાર સોના મહોર એકઠી કરીને વિશ્વામિત્રને દક્ષિણા આપી.

આત્મવિક્રય, સ્ત્રીપુત્રવિક્રય કરતાં વધારે ત્યાગ બીજો હોઈ શકે નહિ. આવો અસાધારણ ત્યાગ કરીને આર્યવીર હરિશ્ચન્દ્રે પ્રતિજ્ઞાનું પાલન કર્યું.

શૈવ્યા એ બ્રાહ્મણના ઘરમાં મહા દુઃખે દિવસ કહાડવા લાગી. બ્રાહ્મણ શૈવ્યાને ફક્ત એના પોતાના પેટ જેટલું ભોજન આપતો. શૈવ્યા એમાંથી રોહિતાશ્વને પેટભરીને ખવરાવતી અને પછી જે બાકી રહે તે પોતે ખાતી. આ પ્રમાણે પેટ ભરીને ખાવાનું પણ નહિ મળવાથી તથા સખ્ત મજુરી કરવાથી શૈવ્યા ઘણી દુબળી પડી ગઇ. પણ સ્વામીની પ્રતિજ્ઞા સાચવવા સારૂ પતિવ્રતા રાણી એ કષ્ટ સંતુષ્ટ ચિત્તે સહન કરવા લાગી.

રોહિતાશ્વ બ્રાહ્મણની પૂજા માટે ફૂલ વીણી લાવતો. એક દિવસ બગીચામાં ફૂલ તોડવા જતાં એને ઝેરી સાપ કરડયો. બાળક દોડતો દોડતો આવીને માતાના ખોળામાં બેસી ગયો, અને ત્યાંજ ત્હેનું મૃત્યુ થયું.

આખો દિવસ શૈવ્યા પુત્રને ખોળામાં લેઇને રોતી રોતી બેસી રહી. દાસીપુત્રની અન્ત્યેષ્ટિ ક્રિયા કોણ કરે ? સ્મશાનમાં જઇને બાળકને બાળી આવવાનો બ્રાહ્મણે શૈવ્યાને હુકમ આપ્યો.

રાત અંધારી હતી. મુસળધાર વરસાદ પડતો હતો. એવે વખતે પુત્રના શબને ખોળામાં લેઇને શૈવ્યા સ્મશાન તરફ ચાલી. કેટલું બધું કરૂણાજનક દ્રશ્ય ! આ દ્રશ્યનું વર્ણન કરવાની હમારામાં શક્તિ નથી.

પણ હવે દુઃખની પરિસીમા આવી ચૂકી. શૈવ્યાનું અદૃષ્ટ ફર્યું. સ્મશાનમાં હરિશ્ચન્દ્ર સાથે શૈવ્યાનો મેળાપ થયો. સ્મશાનનો મસાણી ચંડાળ હરિશ્ચન્દ્ર અને પરાઈ દાસી મહારાણી

શૈવ્યા, આ ભયંકર રાત્રીએ કાશીના ઘોર સ્મશાનમાં, મૃત પુત્રને લેઇને મળ્યાં. બન્નેના હૃદયમાંથી શોકાગ્નિ વરસવા લાગ્યો. બન્નેનાં હૃદય દ્રવિત થઇ ગયાં. આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં. દિલાસાનો વરસાદ વરસવા લાગ્યો. અહા ! આવાં પુણ્ય અશ્રુ જગત્‌માં કેટલી થોડી વાર પડયાં છે ? એ અશ્રુથી કાશીનું સ્મશાન પવિત્ર થયું. ત્હેમનો શોક સમાઇ ગયો. અદૃષ્ટ ફરી ગયું.

ધર્મ પાળવા ખાતર રાજા હરિશ્ચન્દ્ર અને રાણી શૈવ્યાએ ભોગવેલાં બેહદ દુઃખનો આ હૃદયવિદારક દેખાવ જોઇને ઋષિ વિશ્વામિત્ર પણ સ્તંભિત થઈ ગયા. હરિશ્ચન્દ્રનું સત્ય પારખવા સારૂજ એમણે એમના તરફ આટલી બધી નિર્દયતા વાપરી હતી. આજ ધર્મવીર હરિશ્ચન્દ્રનું ધર્મબળ જોઇ મુગ્ધ થઇ ગયા.

સાક્ષાત્ ધર્મરાજ સાથે સ્મશાનમાં પહોંચીને વિશ્વામિત્રે રોહિતાશ્વને જીવતો કરાવ્યો અને હરિશ્ચન્દ્રને ત્હેનું રાજ્ય પાછું આપ્યું. મહારાજા હરિશ્ચન્દ્ર તથા મહારાણી શૈવ્યાને આજે બધાં દુઃખનો બદલો મળી ગયો.



## ૧૩—સુકન્યા.

### ૧.

પિતૃકુળ અને પિતૃરાજ્યના રક્ષણ માટે આત્મત્યાગ કરનાર સ્ત્રીનું એક અતુલનીય દૃષ્ટાંત શર્યાતિ રાજાની પુત્રી સુકન્યા છે. મહર્ષિ ચ્યવન ઘણા દિવસથી એક

વનમાં તપસ્યા કરતા હતા. ધીમે ધીમે કીડીઓએ ત્હેમના શરીર ઉપર દરો કર્યાં અને એ દરોથી એમનું આખું શરીર ઢંકાઇ ગયું. એક વખત રાજા શર્યાતિ, ત્હેમની મહારાણી અને એકની એક કન્યા સુકન્યા તથા નોકર ચાકરો સહિત એ વનમાં જઈ પહોંચ્યો.

સખીઓની સાથે એ વનમાં રમતી રમતી બાલિકા સુકન્યા કીડીઓનાં દર તથા ન્હાની ન્હાની લતાઓથી વીંટળાઇ ગયેલા તપોનિમગ્ન ચ્યવન ઋષિ પાસે આવી પહોંચી. એ દરોનાં કોઇ બાકોરામાંથી ચળકતા મણિ જેવા ચ્યવન ઋષિના નેત્રમાંથી પ્રકાશ નીકળતો હતો. કૌતુહલવશ સુકન્યાએ એને મણિ ધારીને એ દરમાં એક કાંટો ખોસ્યો જેથી ચ્યવન ઋષિનાં બન્ને ચક્ષુ ફૂટી ગયાં.

અંધ થયાથી ચ્યવનમુનિ ઘણા કોપ્યા. મુનિના કોપથી રાજાનું રાજ્યપાટ ધનદોલત બધું નાશ થવાની તૈયારી થઈ. તેથી બ્હી જઇને રાજાએ ચ્યવન ઋષિની ઘણી સ્તુતિ કરી.

ચ્યવન ઘણાજ વૃદ્ધ પુરૂષ હતા, ત્હેમનું બધું શરીર ખવાઈ ગયું હતું; અધૂરામાં પૂરૂં વળી એ આંધળા થયા. ત્હેમની સાથે વિવાહ કર્યાથી સુંદર યુવતી રાજકન્યાને ઘટતી સજા થશે એમ ધારીને, ચ્યવન ઋષિએ એની સાથે વિવાહ કરવાની ઇચ્છા દર્શાવી.

રાજા ઘણો દિલગીર થયો. પણ રાજ્ય અને પ્રજાના કલ્યાણને સારૂ છંછેડાયલા ઋષિને મનાવવા જરૂરના હતા; નહિ તો એ શાપ દેઇને સત્યાનાશ વાળી દે. એટલે રાજાએ આંધળા

અને જીર્ણ થઈ ગયેલા વૃદ્ધ ચ્યવન ઋષિની સાથે સુંદર પુત્રી સુકન્યાનો વિવાહ કરી આપ્યો.

સ્વામી ગમે તેવો હોય તોપણ તે સ્ત્રીનો દેવતા છે. ત્હેની સેવા કરવી એજ સ્ત્રીનો એક માત્ર ધર્મ છે. સુકન્યા રાજમહેલના ભોગવિલાસ ભૂલી જઇને તપસ્વિનીને વેશે મન, વચન અને કર્મથી વૃદ્ધ સ્વામીની સેવા કરવા લાગી. એકાગ્ર ચિત્તથી સ્વામીની સેવા, તપસ્વી સ્વામીની સાથે તપશ્ચર્યા, વગેરે કરવાથી વનવાસી સુકન્યાનું હૃદય તપોમહિમાથી પૂર્ણ થઈ ગયું. પોતે રાજકન્યા છે એ, એ બિલકુલ વિસરી ગઇ. રૂપયૌવનની ભોગલાલસાઓ ત્હેના મનમાંથી એકદમ દૂર થઇ ગઇ. વૃદ્ધ તપસ્વિની સહધર્મિણી રૂપે આખી જીંદગી તપસ્વિનીની પેઠે ગાળીને, વનના શાન્તિમય જીવનમાં સુકન્યાએ શાન્તિ અનુભવી.

૨

એક દિવસ સૂર્યના પુત્ર, દેવોના વૈદ્ય, અશ્વિનીકુમારો એ વનમાં આવી પહોંચ્યા. આ નવી તપસ્વિનીના અપૂર્વ રૂપથી મુગ્ધ થઇને ત્હેમણે સુકન્યાને પરણવાની ઇચ્છા કરી. અન્ધ વૃદ્ધ પતિની સેવામાં એ પોતાનું દેવદુર્લભ યૌવન નકામું ગુમાવે છે, એવું એવું સ્હમજાવીને સુકન્યાને લલચાવવાની ત્હેમણે ઘણીએ યુક્તિ કરી, પણ સુકન્યાએ જવાબ આપ્યો ‘ હે દેવતાઓ ! શા માટે બીજી સ્ત્રીઓ જેવી મ્હને સ્હમજીને આવી દુષ્ટ વાત કરો છો? આ જરાજીર્ણ અન્ધ વૃદ્ધ સ્વામી મ્હારા દેવતા છે એમની સેવા કરવાથીજ મ્હારૂં જીવન સફળ થશે. ધર્મનું પાલન કરવાથી હું સુખશાન્તિપૂર્વક આ વનમાં વાસ કરૂં છું. આ સુખ આગળ ઇન્દ્રિયભોગ શા હિસાબમાં? આપ કોઈ દિવસ

એવો વિચાર આણશો નહિ કે, ઇન્દ્રિયભોગની લાલચમાં આવીને હું કદી પતિવ્રતાધર્મનો ભંગ કરીશ."

સુકન્યાની ધર્મશીલતાથી સંતુષ્ટ થઇને દેવચિકિત્સક અશ્વિનીકુમારોએ અન્ધ ચ્યવન ઋષિની આંખો સારી કરી દીધી, તથા વૃદ્ધાવસ્થાથી જીર્ણ થયેલા એમના દેહમાં દિવ્યરૂપ અને નવયૌવનનો સંચાર કર્યો.

સુકન્યાને એના આત્મત્યાગ ધર્મશીલતાનો પૂરતો બદલો મળ્યો.



## ૧૪—પદ્મા.

એ અનરણ્ય રાજાની કન્યા હતી. એ ઘણી સુશીલ, સુંદર, પ્રિયવાદી, કોમળ, શુદ્ધ અને સદ્‌ગુણી યુવાન અને વિદ્વાન હતી. એને સો ભાઈ હતા. એક દિવસ એ પુષ્પભદ્રા નદીમાં સ્નાન કરવા ગઈ હતી, ત્યાં તપસ્વી પિપ્પલાદ ત્હેને જોઇને મોહાન્ધ થઈ ગયા. પિપ્પલાદ એક વૃદ્ધવયના ઋષિ હતા. ત્હેમની ચામડીએ કરચલી પડી હતી, વાળ ધોળા થઈ ગયા હતા, જટા લાંબી વધી ગઈ હતી. પણ કામવશ થઇને એમણે કન્યા પદ્માની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાજા અનરણ્ય આગળ પ્રકટ કરી. મહારાજા અનરણ્ય પિપ્પલાદ મુનિની આવી ગેરવ્યાજબી પ્રાર્થના સાંભળીને મનમાં ને મનમાં ઘણા દુઃખી થયા. ત્હેમનાથી કાંઇ પણ જવાબ દઈ શકાયો નહિ. મુનિએ ફરીથી રાજાને કહ્યું, 'હે રાજન્! તું ત્હારી કન્યા મ્હને આપ. જો નહિ આપે તો શાપ દઇને

ઘડીભરમાં બધું રાજપાટ ભસ્મીભૂત કરી દઇશ.’ મુનિના તેજથી સભામાં બિરાજેલા બધા સભાસદો અંજાઇ ગયા. મુનિની વૃદ્ધાવસ્થા જોઇને રાજા પોતાના મિત્રો સાથે રોવા લાગ્યો, કારણ કે પુત્ર કરતાં પણ પુત્રી ઉપર યોગ્ય પિતાનો વિશેષ સ્નેહ હોય છે. પુત્રીને માટે સુયોગ્ય પતિ મેળવવાની ઇચ્છા પિતાને વધારે રહે છે. અધૂરામાં પૂરૂં આ રાજાને તો સો પુત્રોમાં એકજ છોકરી જન્મી હતી, એટલે એ વધારે લાડવાઇ હોય એમાં સંદેહજ શો ? રાજાની રાણીઓ પણ આ ખબર સાંભળીને ગભરાઈ ગઈ. શું કરવું તે ત્હેમને સૂઝયું નહિ. તેઓ પણ વ્યાકુળ થઇને રોકકળ કરવા લાગી. એ વખતે સભાના સભાસદોએ વિચાર કરીને સલાહ આપી કે ‘પ્રાર્થના કરનાર મનુષ્યને આપે, કે આપના પૂર્વજોએ, આજ દિન સુધી કદી નિરાશ કરીને પાછો કહાડયો નથી. વળી આજ તો બ્રાહ્મણે પ્રાર્થના કરી છે, એટલે ત્હેને પૂર્ણ કર્યા વગર બીજો આરોજ નથી. માટે ત્હેમને કન્યાદાન કરવું એજ કર્તવ્ય છે; છતાં પણ આપની કન્યા સોળ વર્ષની છે. ત્હેને પૂછી જુઓ અને ત્હેનો મત જાણ્યા પછી કન્યાદાન કરવું એ વ્યાજબી છે.’ મહારાજા અનરણ્યને એ સલાહ વ્યાજબી લાગી. તરતજ ત્હેમણે સુલોચના નામની દાસીને કન્યાનો અભિપ્રાય જાણવા માટે મોકલી. ત્હેના ઉત્તરમાં કન્યાએ હર્ષપૂર્વક જણાવ્યું કે, બધાની ખાતર અને ત્હેમાંએ ખાસ કરીને પવિત્ર પિતા માતાની ખાતર મ્હારે વૃદ્ધ પતિની સાથે પરણવું પડે તો તેમ કરવા અથવા પ્રાણ ત્યાગવો પડે તો તેમ કરતાં પણ હું ડરતી નથી. પણ એથીજ મ્હારૂં જીવન સફળ થયું એમ માનીશ. ઉલટું એ તો ઘણી

ખુશીની વાત છે કે મ્હને જ્ઞાન–વૃદ્ધ તપસ્વી પતિની સેવા કરીને એકાન્ત અરણ્યમાં રહીને તપશ્ચર્યા કરવાનો પ્રસંગ મળશે. હું આજેજ એ વૃદ્ધ પતિને પરણવા તૈયાર છું. સભાસદો આ કન્યાની અપૂર્વ પિતૃ–ભક્તિ તથા ઉદારતા અને ધીરજ જોઇને વિસ્મય પામી ગયા. ત્યાર પછી મહારાજાએ પોતાની પ્રાણપ્રિય પુત્રીને એ વૃદ્ધ તપસ્વીની સાથે પરણાવી દીધી. પરણ્યા પછી મુનિએ પદ્માને સુંદર સાડીઓ અને રત્નાલંકાર કહાડી નાંખીને વલ્કલ પહેરવાનું કહ્યું. પદ્માએ જરા પણ સંકોચ વગર હર્ષપૂર્વક પોતાનાં વસ્ત્રાભૂષણો તથા રત્નાલંકારો ગરીબ લોકોને વ્હેંચી આપ્યાં. અને પોતે વલ્કલ વસ્ત્ર પહેરીને નવું રૂપ ધારણ કર્યું. નગરવાસી લોકો રાજકન્યાને આવા વેશમાં જોઇને મ્હોટા મનનાં ત્હેનાં વખાણ કરવા લાગ્યાં. સખીઓ રોવા લાગી. મુનિવર એ મનોરમ કાન્તાને લઇને આનન્દપૂર્વક પોતાના આશ્રમમાં ગયા. ત્યાર પછી રાજા અનરણ્ય પણ બધો ભોગવિલાસ તજી દઇને તપસ્યા કરવા માટે વનમાં ગયા. પેલી તરફ રાજરાણીએ પુત્રીના શોકથી પ્રાણત્યાગ કર્યો.

અનરણ્ય રાજાની કન્યા પદ્મા તપોવનમાં જઇને મન, વચન અને કર્મ દ્વારા પતિની ભક્તિ અને સેવા કરવા લાગી. એક દિવસ પદ્મા સ્નાન કરવા માટે મન્દાકિનીમાં ગઈ હતી. ત્યાં આગળ માયાના બળવડે રાજાનો વેશ લઇને ધર્મરાજ, ત્હેને જોવા આવ્યા. એ ગુપ્તવેશધારી ધર્મ, ઘણાજ જુવાન અને કામદેવ સમાન પ્રભાવશાળી લાગતા હતા. રત્નાલંકારથી વિભૂષિત થયેલા એ ધર્મરાજે રત્નમય રથમાં બેઠે બેઠે મુનિપત્નીની અંતઃકરણની ઇચ્છા જાણવા માટે ત્હેને પૂછ્યું 'હે સુંદરી!

તું લક્ષ્મી જેવી સુંદર અને યુવાન દેખાય છે. તું તો કોઈ રાજાને લાયકની રમણી છે, એમાં કાંઇ પણ સંદેહ નથી. આ મરણકાંઠે આવેલા વૃદ્ધ પતિની પાસે રહેવું ત્હારા જેવી સુંદરીને માટે શોભાજનક નથી. ચન્દનના લેપ સાથે રાજાના વક્ષઃસ્થળ ઉપર તું શોભા પામવા યોગ્ય છે, માટે હે સુંદરી! તું આ તપમાં નિમગ્ન થયેલા, દુબળાપાતળા, મરવા પડેલા બ્રાહ્મણનો પરિત્યાગ કરીને આ સુંદર, કામાતુર રાજેન્દ્રના તરફ દૃષ્ટિ કર! સુંદરી! પૂર્વજન્મના પુણ્યને લીધે આવું રૂપ લાવણ્ય મળે છે. રસિક પુરૂષને આલિંગન આપીને ત્હારા સૌન્દર્યને સફળ કર. હું હજારો સ્ત્રીઓનો કાન્ત છું, અને કામશાસ્ત્રમાં પ્રવીણ છું, માટે હે કાન્તા! મ્હને ત્હારા દાસ તરીકે ગ્રહણ કર! ત્હને પ્રાપ્ત કરીને હું બીજી બધી રમણીઓનો ત્યાગ કરીશ. મનોહારિણિ! ત્હારા જેવી કામિની સાથે હું સુંદર એકાન્ત સ્થાનમાં, પર્વતેપર્વતમાં, નદીએનદીમાં, પુષ્પોની સુગંધિથી મઘમઘાટ થઇ રહેલા બગીચાઓમાં વિહાર કરીશ. સુન્દરિ! કામજ્વરથી પીડાતી રમણીની કામપીડા નિવારણ કરવાને હુંજ શક્તિમાન્ છું. એટલા માટે મ્હારી સાથે વિહાર કરીને જન્મનું સાર્થક કર.' આ વાત કહીને નૃપવેશધારી ધર્મ રથમાંથી ઉતરીને ત્હેને પકડવા તૈયાર થયા, ત્યારે સતી પદ્માએ એ તોફાની રાજાને કહ્યું 'પાપી! નૃપકુલાધમ! અહિંથી દૂર ચાલ્યો જા! જો ફરીથી તું મ્હારી સાથે કામ સંબંધી કાંઇ પણ વાતચીત કરીશ તો હું ત્હને નિશ્ચય બાળીને ભસ્મ કરી નાખીશ. તપોવનના ભૂષણરૂપ, મુનિવર, પતિદેવ પિપ્પલાદને છોડીને હું ત્હારા જેવા સ્ત્રીલંપટની સાથે જઇશ? હે નરા-

ધર્મ ! સ્ત્રીલંપટ મનુષ્ય જેવું કોઇ પાતકી નથી. હું ત્હારી મા બરોબર છું, છતાં ત્હેં મ્હને સ્ત્રી તરીકે સંબોધન કર્યું છે, એટલા માટે મ્હારો શાપ છે કે 'કામદ્વારાજ ત્હારો ક્ષય થશે.' સતીનો આ શાપ સાંભળીને ધર્મ રાજાએ રાજાનો કપટી વેશ બદલી નાખ્યો અને પોતાનું અસલ રૂપ ધારણ કર્યું, અને સતીને પગે પડીને કહ્યું 'હે માતા ! હું ધર્મજ્ઞ પુરૂષોનો રાજા, ગુરૂનો ગુરૂ ધર્મરાજ છું. સતી ! હું પારકી સ્ત્રીને માતા તરીકે ગણું છું. હું કેવળ ત્હારા મનનો વિચાર જાણવા માટે ત્હારી સમીપ આવ્યો હતો. ત્હારા મનનો ભાવ તો જાણી શક્યો, પણ દૈવદોષે ત્હારો આ શાપ પામીને દુઃખી થયો. હે સાધ્વી ! હવે મ્હને ક્ષમા કર !' સાધ્વી પદ્માએ ધર્મને ઓળખ્યા પછી શરમાઇ જઇને કહ્યું 'હે ભગવાન ! આપ તો સર્વ કર્મના સાક્ષી સર્વાન્તર્યામી, સર્વજ્ઞ અને સર્વ તત્ત્વને જાણનારા છો. તો પછી શા માટે મનનો વિચાર જાણવા માટે આ દાસીને વિડંબનામાં મૂકી ? મહારાજ ! મ્હેં ક્રોધને વશ થઈ આપને શાપ દીધો છે, તેથી આપની શી વલે થશે ? ત્હેનો મ્હને વિચાર આવે છે. કારણકે ગમે તે થાય તોપણ સાધ્વી સ્ત્રીનો શાપ કદી મિથ્યા થતો નથી; પણ જો આપનો નાશ થાય તો આખી સૃષ્ટિનો નાશ થાય, માટે હું એક ઉપાય બતાવું છું. સત્યયુગમાં ત્હમે પૂર્ણાંશે રહેશો, ત્રેતામાં તમારો એક પગ ઓછો થશે, દ્વાપરમાં બે પગ ઓછા થશે, કળિમાં ત્રણ પગ ઓછા થશે, અને કળિની છેવટમાં બાકીનો એક પગ પણ ઓછો થઇ જશે. પાછો સત્યયુગ આવતાં ચારે પગ પૂર્ણ થઇ જશે. વળી ક્યાં ક્યાં આપનું અવસ્થાન થશે તે પણ સાંભળો. વૈષ્ણવ, બ્રાહ્મણ, યતિ,

બ્રહ્મચારી, પતિવ્રતા નારી, સાધુપુરૂષ, સત્યવાદી, નિર્મળ જ્ઞાનવાન પુરૂષ, ધર્મશીલ રાજા, સ્થિરચિત્ત, સદ્‌વિવેચક, યજ્ઞ કરનાર મનુષ્ય આદિ, પુણ્યવાન પુરૂષોમાં અને બીલી, વડ, તુલસી, દેવની પૂજામાં ચ્હડનારાં પુષ્પ, વેદવેદાંગની કથા થતી હોય એવું સ્થાન, તપસ્વીઓના તપ, પૂજા, યજ્ઞ, દીક્ષા, પરીક્ષા, ગૌશાળા આદિ સ્થાનોમાં પણ આપ પૂર્ણ અંશે રહેશો.

હે ભગવાન ! વેશ્યા, ખૂની, જૂઠું બોલનાર, નીચ, મૂર્ખ, પ્રપંચી મનુષ્યોમાં, ચોર અને જુગારીના જુગારખાનામાં, લૂંટારાઓના દેશમાં, અભિમાની પુરૂષમાં, પતિની નિંદા કરનારી સ્ત્રીમાં, દીક્ષા અને સંધ્યાહીન બ્રાહ્મણમાં, કન્યાવિક્રયી પિતામાં, મિત્રદ્રોહીમાં, ગ્રન્થ, શાળિગ્રામ અને ભૂમિ વેચનાર વ્યક્તિમાં, કૃતઘ્ની અને આશ્રિતનો વિનાશ કરનારમાં, સીમા પચાવી પડનારમાં, ક્રોધી, લોભી, કામી અને મિથ્યાભાષી મનુષ્યોમાં ત્હમારો વાસ નહિ રહે. હે પ્રભુ ! આથી કરીને મ્હારો શાપ સત્ય થશે અને આપનું રક્ષણ પણ થશે. હવે હું પતિની સેવા કરવા જાઉં છું. આપ પણ આપને સ્થાને પધારો.' સાધ્વી પદ્માની આ વાત સાંભળીને ધર્મદેવ વિનયપૂર્વક બોલ્યા 'સતી ! તું પતિભક્તિપરાયણ રમણી છે. ત્હારા જીવનને ધન્ય છે. ત્હારૂં સદા કલ્યાણ થજો ! ત્હેં મ્હારો બચાવ કર્યો છે. તો હું પણ ત્હને એક વરદાન આપીશ. 'બેટા ! મ્હારા વરદાનથી ત્હારો વૃદ્ધપતિ જુવાન, રસિક, બળવાન, રૂપવાન, ગુણવાન અને સદા ઉત્સાહી બની જશે. તું પણ પરમ ઐશ્વર્યશાળી બનીને સદા જુવાન રહીશ. ત્હારો પતિ માર્કંડેય કરતાં પણ વધારે દીર્ઘાયુષી, કુબેર કરતાં પણ ધનવાન, ઈન્દ્ર કરતાં પણ ઐશ્વર્ય-

શાળી, અને કપિલ કરતાં પણ વધારે સિદ્ધપુરૂષ થશે. તું યાવજ્જીવન સૌભાગ્યવતી, અને રૂપગુણસંપન્ન, તથા ઘણા પુત્રોની જનેતા થઇશ, અને આજથી ત્હારા જેવી સઘળી સાધ્વી સ્ત્રીઓ અખંડ સૌભાગ્ય પ્રાપ્ત કરશે.' આ આશીર્વાદ આપીને ધર્મદેવ અન્તર્હિત થઇ ગયા. પદ્મા પણ પોતાને ઘેર ગઇ અને ધર્મદેવના વરદાનને લીધે યૌવનને પ્રાપ્ત થયેલા પતિ પિપ્પલાદ સહિત એકાન્તમાં હમેશાં વિલાસ કરીને રૂપગુણસંપન્ન ઘણા પુત્રરત્નોને જન્મ આપ્યો, તથા સર્વ પ્રકારે સૌભાગ્યવતી થઇ.

## ૧૫—પદ્માવતી.

સ્વામીનું સત્ય નિભાવવા ખાતર પ્રાચીન સમયની આર્ય રમણીઓ કેટલો બધો આત્મત્યાગ કરી શકતી તે આપણે મહારાણી શૈબ્યાના દૃષ્ટાન્તથી જાણ્યું છે. હવે વાંચક બ્હેનોને એવું એક બીજું ઉદાહરણ બતાવીશું.

સ્ત્રીના સ્વભાવમાં સૌથી મુખ્ય ગુણ—માતૃત્વનો છે. એ માતૃત્વ ધર્મના ઉપર સૃષ્ટિના રક્ષણનો મ્હોટો આધાર છે. એટલા માટે પરમેશ્વરે સ્ત્રીના હૃદયમાં એ માતૃધર્મનો વેગ ઘણો પ્રબળ કરી દીધો છે.

એ માતૃભાવ ધર્મનો ત્યાગ કરીને પુત્રનું અમંગળ કરવું એ નારી જીવનને માટે અસંભવિત છે. જે સ્ત્રીઓ અસંભવિતને સંભવિત કરી બતાવે છે, તે સ્ત્રી કાંતો દેવી હોવી જોઇએ

કે કાંતો રાક્ષસી. જે નારી ઉચ્ચ કર્તવ્ય પાળવા માટે નારીજીવનના એ કુદરતી ધર્મ, માતૃસ્નેહના પ્રબળ વેગને દબાવી દેઇને પોતાના હાથે પુત્રનું ગળું કાપી શકે, પોતાના હાથે પુત્રના માંસ દ્વારા અતિથિની સેવા કરી શકે, તે નારીના જેવી આત્મત્યાગી સ્ત્રી જગત્માં દુર્લભ છે. પદ્માવતી, આ પુણ્ય ભારતભૂમિમાં, ઉત્પન્ન થયેલું જગત્–દુર્લભ સ્ત્રીરત્ન હતું.

જે જગ્યાએ હાલ છોટા નાગપુરનો ઈલાકો છે. ત્યાં પહેલાં અંગ રાજ્ય હતું. કુરૂક્ષેત્રના યુદ્ધ વખતે મહાવીર કર્ણ એ અંગ–દેશનો રાજા હતો. છોટાનાગપુરનો પ્રદેશ એક રીતે બંગાળામાં ગણાય છે. એટલા માટે કર્ણને બંગાળી રાજા અને પદ્માવતીને બંગાળી રાણી ગણવામાં બંગાળીઓ મ્હોટું ગૌરવ સ્હમજે છે. કુરૂક્ષેત્રના યુદ્ધ સમયે કર્ણ રાજા દુર્યોધનનો પ્રધાન સેનાપતિ હતો. વીરતામાં અર્જુન સિવાય બીજું કોઈ એની બરાબરી કરી શકે એમ નહોતું. એ અર્જુનની સાથે જંગી યુદ્ધ કરીને અર્જુનનેજ હાથે કર્ણે પ્રાણત્યાગ કર્યો.

કર્ણ જેટલો મહાપરાક્રમી હતો, તેટલોજ દાની અને સત્યપરાયણ હતો. માગવા આવનારને કોઈ દિવસ ખાલી હાથે પાછો કહાડતો નહિ. એકવાર એના મ્હોંમાંથી ‘ આપીશ ’ કે ‘ કરીશ ’ શબ્દ નીકળ્યો તે કોઇ દિવસ મિથ્યા થતો નહિ.

એક દિવસ બારશને દિવસે એક વૃદ્ધ બ્રાહ્મણે કર્ણની પાસે જઇને કહ્યું ‘ મહારાજ, હું ઉપવાસી વૃદ્ધ બ્રાહ્મણ છું, બારશના પારણા કરવા આપને ત્યાં આવ્યો છું. મ્હારી મરજી માફક ભોજન કરાવીને મ્હને તૃપ્ત કરો. સાંભળ્યું છે કે આપ પ્રસિદ્ધ દાતા છો; માગવા આવનારને કોઈ દિવસ પાછો કહાડતા નથી.

એટલા સારૂજ ઇચ્છાનુસાર ભોજન મળવાની આશાએ ત્હમારી પાસે આવ્યો છું.'

કર્ણે કહ્યું 'બોલો મહારાજ! શું ખાધાથી ત્હમે તૃપ્ત થશો? ત્હમારે માટે એજ બનાવું.'

બ્રાહ્મણે કહ્યું 'મ્હારાજ! મ્હેં સાંભળ્યું છે કે મહારાજા કર્ણ એક વખત 'આપીશ' કહ્યા પછી કદી ફરી જતા નથી. એ ભરોંસે મ્હેં આપને મ્હારી ઇચ્છા જણાવી છે. પણ જે ભોજન ખાવાની મ્હને અત્યારે રૂચિ થઇ છે તે ભોજન ખવરાવતાં આપને કષ્ટ પડશે.'

કર્ણે હસીને કહ્યું 'આપે એ બાબત કાંઈ પણ ચિન્તા રાખવી નહિ. આપે માગેલું ભોજન ખવરાવીને આપને તૃપ્ત કરવાને માટે હું પ્રાણ સુદ્ધાન્ત આપવા તૈયાર છું.'

બ્રાહ્મણે કહ્યું 'પ્રાણ આપવા કરતાં પણ વધારે અઘરૂં કામ છે.'

કર્ણે કહ્યું 'હું ત્હેને માટે પણ તૈયાર છું.'

હવે વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું 'આપ પોતે તથા આપનાં મહારાણી પદ્માવતી બે જણાં પોતાને હાથે આપના પુત્ર વૃષકેતુને કાપીને ત્હેનું માંસ મ્હને ખાવા આપો. રાણીએ પોતે એ માંસ રાંધવું પડશે.'

કર્ણ વજ્રનો ઘા લાગ્યો હોય એમ સ્તબ્ધ થઇ ગયો. થોડી વાર પછી એણે બ્રાહ્મણને કહ્યું 'બ્રાહ્મણ! આપ કોણ છો તે હું જાણતો નથી. પણ આપની આ પ્રાર્થના અમાનુષિક છે. ભલે, નરમાંસ ખાવાનીજ આપને રૂચિ થઈ હોય તો હું મ્હારો પોતાનો દેહ આપું છું. એનું માંસ ખાઇને તૃપ્ત થાઓ.'

બ્રાહ્મણે કહ્યું 'આપના જેવાં વીરપુરૂષના દેહનું માંસ કઠણ

હોય છે. એથી મ્હારી તૃપ્તિ થશે નહિ. બાળકનું કોમળ માંસ ખાવાનીજ મ્હને રૂચિ થઈ છે. માગ્યા પ્રમાણે આપવાની શક્તિ ન હોય તો કહી દો, હું પાછો જાઉં.'

કર્ણને આજ કઠણ પરીક્ષાનો દિવસ ઉભો થયો. આખી જીંદગી સુધી જે સાધના કરી હતી, જે વ્રત કર્યાં હતાં, તે બધાં આજ વચનભંગ કરે તો નિષ્ફળ જાય. એક ક્ષણ પૂર્વે એ પોતે કહી ચૂકયો હતો કે બ્રાહ્મણને તૃપ્ત કરવા સારૂ હું પ્રાણદાન કરતાં પણ અઘરૂં કામ કરવા તૈયાર છું; હવે શું એ વચનો મિથ્યા થશે? પુત્રશોક તો ઘણા લોકો સહન કરી શકે છે; ત્હેમાં ભય શો? કર્ણ તો વીર પુરૂષ હતો, એ પ્રતિજ્ઞા-ભંગ કરી શકે?

પણ પોતાને હાથે પુત્રને મારવાની વાત!!

પુત્રને મારવો? જ્યારે એણે રાજદંડ ધારણ કર્યો છે ત્યારે પુત્ર તો ત્હેની પ્રજા સમાન છે. પુત્ર ઘોર અપરાધ કરે તો સાધારણ પ્રજાની પેઠે, એણે પુત્રને પણ પ્રાણદંડ કરવો પડે, તો પછી અતિથિનું સન્માન રાખવા ખાતર, શરણાગતનું પાલન કરવા ખાતર, શા માટે એ પુત્રનો શિરચ્છેદ ન કરી શકે? આવા આવા વિચાર કર્ણ રાજાના મનમાં આવતા હતા. પણ બીજી તરફ એને રાણી પદ્માવતીની મ્હોટી ચિન્તા હતી. બ્રાહ્મણ પદ્માવતીને આ મર્મભેદી કઠોર કર્તવ્યમાંથી માફી નહિ આપે? થોડી વાર એવો વિચાર કરીને કર્ણે બ્રાહ્મણને કહ્યું 'બ્રાહ્મણ! ત્હમારી મરજી પ્રમાણે થશે. એક વખત કબુલ કરી ચૂકયો છું તો મ્હારે પોતાને હાથે વૃષકેતુનું માંસ કાપીને ત્હમને ખવ-રાવીશ પણ મ્હારી એક પ્રાર્થના છે. પદ્માવતી રમણી છે. સ્વભા-

વળીજ નાજુક છે. રમણી બધું કષ્ટ સહન કરી શકે પણ પુત્રસ્નેહનો ત્યાગ કરી શકે નહિ; વૃષકેતુના મૃત્યુનો શોક તો એ ના છુટકે સહન કરશે; પણ પોતાને હાથે ત્હેને કાપીને ત્હેનું માંસ પોતાને હાથે રાંધવું એ બધું શું માતાને માટે સંભવિત છે? એટલા માટે મ્હારી નમ્ર પ્રાર્થના છે કે પદ્માવતીને માફ કરો.'

બ્રાહ્મણે જરા તપી જઇને કહ્યું 'ધર્મનું અનુષ્ઠાન સ્ત્રીની સાથે થાય છે. એટલા માટે ત્હમે બન્નેએ મળીને વૃષકેતુનું બલિદાન આપવું પડશે. અતિથિસેવા ગૃહિણીએ પોતાને હાથે કરવી જોઇએ, એટલા માટે પદ્માવતીએ જાતે માંસ રાંધી આપવું પડશે. ત્હેનાથી જો એ સેવા ન થઇ શકતી હોય તો ત્હમારા ઘરનું આતિથ્ય મ્હારે જોઇતું નથી.'

એમ કહીને બ્રાહ્મણ ઉઠી ગયો. કર્ણે લાચાર થઇને બ્રાહ્મણને બેસવા માટે વિનંતિ કરી. બ્રાહ્મણ બેઠો, કર્ણ અંતઃપુરમાં ગયો.

અંતઃપુરમાં એક સુસજ્જીત મકાનમાં સુંદર પલંગ ઉપર રાણી પદ્માવતી બેઠી હતી. વૃષકેતુ તેની પાસે ઉભો રહીને માતાએ શિખવેલાં સ્તોત્ર ભણતો હતો. મુગ્ધ નેત્રે પદ્માવતી બાળકના એ ભક્તિરસથી ઝળહળી રહેલા નિર્મળ પ્રફુલ્લ કાન્તિવાળા મુખ તરફ એકાગ્ર ચિત્તે જોતી જોતી સ્તોત્ર સાંભળતી હતી.

એવામાં કર્ણે ધીમે પગલે એ મહેલમાં પ્રવેશ કર્યો. આ સુંદર દૃશ્ય જોઇને થોડી વાર સુધી માતા પુત્રની તરફ જોઇને કર્ણ નિસ્તબ્ધ થઇ ગયો. ત્હેના પગ ધ્રુજવા લાગ્યા અને હૃદયમાંથી ઉંડો નિઃશ્વાસ નીકળી ગયો. પદ્માવતીએ ચમકીને પાછું જોયું તો સ્વામી ઉભા છે.

પિતાને જોઇને વૃષકેતુ હસતો હસતો પિતાને ગળે બાઝી પડયો અને કહેવા લાગ્યો. 'પિતાજી, હું સ્તોત્ર ભણતો હતો. ત્હમે સાંભળ્યાં? કેમ હું ખૂબ સરસ રીતે ભણું છું ને?

આત્મસંવરણ કરીને કર્ણે કહ્યું 'હા બેટા! તું ઘણાં સારાં સ્તોત્ર ગાય છે. મ્હેં સાંભળ્યાં છે. આ દાસીની સાથે જઇને તું જમી આવ્યા પછી હું તારાં સ્તોત્ર સાંભળીશ.'

દાસી આવી, અને વૃષકેતુ તેની સાથે જમવા ગયો. પદ્માવતીએ કહ્યું 'આજ શું છે? એકાએક આવો ઉંડો નિઃશ્વાસ કેમ નાખ્યો? આજ આપનું મ્હોં ઝાંખું કેમ થઈ ગયું છે?' કર્ણે પલંગ ઉપર બેસીને, ધીમે ધીમે બ્રાહ્મણ સાથે થયેલી બધી વાત પદ્માવતીને વિસ્તારથી કહી સંભળાવી. સાંભળતાં સાંભળતાં રાણી પદ્માવતી શોકગ્રસ્ત થઇને પતિના ખોળામાં ઢળી પડી. એક ક્ષણભરને માટે ત્હેના ચક્ષુઓની દૃષ્ટિ, કાનની શ્રુતિ, દેહનું બળ, મનની ચિન્તા, પ્રાણની સજીવતા બધું જાણે જતું રહ્યું.

કર્ણે કહ્યું પદ્માવતી!

પદ્મામાં ઉત્તર આપવાની શક્તિ નહોતી.

કર્ણે ફરી કહ્યું 'પદ્માવતી! તું રાજાની રાણી છું, વીરની સહધર્મિણી છું, હીન મનુષ્યોના જેવી આ દુર્બળતા ત્હને શોભે? ઉઠ, હિંમત ધર; મ્હને ધર્મનું રક્ષણ કરવામાં સહાય કર; સહધર્મિણી નામનું સાર્થક કર!'

પદ્માવતી ધીમે ધીમે ઉઠી, ધીમેથી સ્વામીના ચરણ આગળ ઘુંટણીએ બેસીને કહ્યું 'સ્વામી! પ્રભુ! દેવતા! ત્હમે મ્હને બળ આપો. હું ત્હમારા સિવાય બીજા કોઈ દેવને જાણતી

નથી. ત્હમારી સેવા વગર બીજો ધર્મ જાણતી નથી. આજ આ ભીષણ પરીક્ષાને સમયે હું ત્હમારા ચરણનો આશ્રય માગું છું, દુર્બલ રમણીના હૃદયને બળ આપો.'

'ત્હમારા ધર્મની રક્ષા કરવા કરતાં બીજો કોઈ ધર્મ મ્હારે માટે મ્હોટો નથી. પણ હૃદય તુટી પડે છે, દેહ અવસાન પામવાની તૈયારી કરે છે. આશીર્વાદ આપો ! પ્રભુ ! નહિ તો આ અધમ નારીથી ત્હમારા ધર્મનું રક્ષણ નહિ થાય.'

કર્ણે કહ્યું 'હું એવો કોણ છું' કે પદ્માવતી, આ કઠોર વ્રત પાળવામાં ત્હને બળ આપું ? આ પરીક્ષા આજ આપણ બન્નેને માટે સરખી છે. વૃષકેતુ આપણ બન્નેને પ્રાણસમાન વ્હાલો છે. આજ અતિથિ બ્રાહ્મણની રાક્ષસી ઈચ્છા પૂર્ણ કરવા માટે ત્હેનો પ્રાણ લેવો એ આપણ બન્નેને માટે એક સરખી મર્મભેદી વેદના છે. વૈકુંઠનાથ નારાયણની કૃપાથી હું થોડી ઘણી ધીરજ પકડી શકયો છું. દુર્બળોના બળરૂપ, અસહાયની સહાયરૂપ, સકલ ધર્મના આશ્રયરૂપ, સઘળા કર્મની મૂળ શક્તિરૂપ એ ભગવાનનેજ સહાય માટે બોલાવ ! એજ ત્હને બળ આપશે.'

પદ્માવતીએ હાથ જોડીને ઉંચી આંખે ગદ્‌ગદ્‌સ્વરે પ્રાર્થના કરી 'હે નારાયણ ! હે વૈકુંઠનાથ ! વિશ્વેશ્વર ! આ ત્હમારી શી લીલા છે ? તે હે પ્રભુ કાંઈ સ્હમજાતું નથી. જીવનમરણમાં ત્હમેજ હમારા આશ્રય રૂપ છો. ત્હમે શું આ બ્રાહ્મણના હૃદયમાં ઉતરીને મ્હારા વૃષકેતુને માગો છો ? જો એમજ હોય તો, હે દેવ ! આ મ્હારા અધમ ચિત્તને મોહમુક્ત કરો, સર્વ જીવોના આશ્રયરૂપ ત્હમારૂં સ્વરૂપ મ્હને દેખાડો, નિર્મળ

દર્પણમાં સાફ છાયા દેખાય છે તેમ ત્હમે ત્હમારી ઇચ્છા આ મોહમુક્ત પ્રાણમાં પ્રગટ કરો. ત્હમારી ઇચ્છાનું પાલન કર્યાથી દુર્બળ મન સબળ થશે.

નારીનું નારીત્વ, માતાનું માતૃત્વ, બધો ભાવ હૃદયમાંથી ક્હાડી નાખીને મ્હારા જીવને એવો બનાવો કે કેવળ ત્હમારીજ ઇચ્છાનુસાર ચાલું, બીજી બધી વાત વિસરી જાઉં અને ત્હમારૂં કાર્ય સાધવામાં નિમિત્તરૂપ બનું; એમ નહિ કરો તો પ્રભુ આ અધમ નારી આજની કઠણ પરીક્ષામાં, સ્ત્રીજીવનના એક માત્ર દેવતા સ્વામીના ધર્મમાં સહાય નહિ કરી શકે.'

આંખ મીંચીને પદ્માવતી ભગવાન્ વિશ્વદેવતાના ધ્યાનમાં નિમગ્ન થઈ ગઈ. કેટલીક વાર સુધી એકાગ્ર ચિત્તે ધ્યાન ધર્યા પછી, શાન્ત ચિત્તે ઉઠીને કર્ણને કહ્યું 'જાઓ સ્વામી, બ્રાહ્મણને સ્નાનસંધ્યા કરીને અત્રે આવવાનું કહો, યથાસમયે ત્હેમની ઇચ્છા પૂર્ણ કરીશ.'

ત્યાર પછી કર્ણ અને પદ્માવતીએ પોતાને હાથે કરવતવડે વૃષકેતુનું મસ્તક કાપી નાખ્યું. પદ્માવતીએ એ માંસ પોતાને હાથે રાંધીને બ્રાહ્મણને જમવા બોલાવ્યો. બ્રાહ્મણે કર્ણને કહ્યું 'આથી હું સંતુષ્ટ થયો. પણ હું એકલો આહાર કરીશ નહિ. ત્હમે એક બાળકને બોલાવી લાવો. એ મ્હારી સાથે આહાર કરશે.'

કર્ણ બાળકની શોધમાં બહાર આવ્યો. રાજમહેલની બહાર જઇને કર્ણ જુએ છે તો વૃષકેતુ પોતાના દોસ્તો સાથે રમી રહ્યો છે ! કર્ણ સ્તંભિત થઇને ઉભો રહ્યો. પોતાનાં ચક્ષુ ઉપર એને વિશ્વાસ આવ્યો નહિ.

વૃષકેતુ પિતાને જોઇને દોડતો દોડતો આવીને ત્હેમને બાઝી પડયો. એ સ્પર્શથી કર્ણના જીવમાં જીવ આવ્યો.

ગળગળો થઇને કર્ણે કહ્યું ' આ શું ! આ બ્રાહ્મણ ત્હમેજ!'

વાંચકો ! આ બ્રાહ્મણ બીજો કોઇ નહિ, પણ સ્વયં વૈકુંઠનાથ નારાયણ હતા !

બ્રાહ્મણનો વેશ ધારણ કરીને નારાયણ કર્ણ રાજાની પરીક્ષા કરવા આવ્યા હતા. એ પરીક્ષામાં કર્ણનો જય થયો. 'દાતા કર્ણ' તરીકે ત્હેનું નામ જગત્માં હમેશાંને માટે યશસ્વી થયું. રાણી પદ્માવતી પણ અતુલ મહત્વને લીધે જગત્માં સહધર્મિણીના આત્મત્યાગનું ઉત્તમ આદર્શ બતાવી ગઇ.

---

# ૧૬—એકપત્ની.

એ પતિભક્તિ, જ્ઞાન, અને ભવિષ્યદર્શન માટે પ્રસિદ્ધ થઈ છે. એક દિવસે કૌશિક નામના બ્રાહ્મણે ત્હેને ઘેર આવીને ભિક્ષા માગી. ગૃહિણી એકપત્નીએ ત્હેને કહ્યું 'ઉભા રહો'. ત્યાર પછી એણે એ ભિક્ષુક બ્રાહ્મણનું કમંડળ માંજી નાખ્યું, એટલામાં ત્હેના સ્વામી ભૂખ્યા ઘેર આવ્યા. પતિને જોતાં વારજ એ પતિવ્રતાએ બ્રાહ્મણને ભિક્ષા આપવાનું પડતું મૂકી પતિના પગ ધોઇને મીઠા શબ્દોથી ત્હેમનો આદરસત્કાર કર્યો; અને પછી એમને ભોજન કરાવીને પોતાના મધુર વાર્તાલાપથી ત્હેનો પરિશ્રમ ઉતાર્યો. એ સ્ત્રી હમેશાં પતિનું ઉચ્છિષ્ટ ખાતી. એ પતિનેજ પરમ દેવતા સ્હમજતી, પતિ ઉપર મન, વચન, અને કર્મદ્વારા તે અત્યંત ભક્તિ રાખતી. ત્હેના ચિત્તનો પ્રવાહ સદા પતિ તરફજ વહેતો એટલે

તે હમેશાં પતિસેવામાંજ તલ્લીન રહેતી. હમેશાં સદાચારથી ચાલતી, શુદ્ધ અને સ્વચ્છ રહેતી અને પતિનું હિત થાય એવાં કામો કરતી. ઇન્દ્રિઓને સંયમમાં રાખીને સાસુસસરા, પતિ તથા અતિથિ વગેરેની સેવા ચાકરી કરતી. એણે પતિભક્તિમાં લીન થઇ જઇને પેલા ભિક્ષુક બ્રાહ્મણને આટલી બધી વાર ખોટી કર્યો તેથી હેને ઘણીજ શરમ આવી. આખરે જ્યારે એ ભિક્ષા-પાત્ર પીરસીને એ બ્રાહ્મણ પાસે આવી ત્યારે એ બ્રાહ્મણે ગુસ્સે થઇને કહ્યું 'હે સ્ત્રી! ત્હારૂં આ આચરણ કેવું કહેવાય? તું મ્હને ઉભા રહેવાનું કહીને ગઈ અને પછી મ્હારી ખબરજ ન લીધી.' સાધ્વી એકપત્નીએ આ કૌશિક બ્રાહ્મણને ક્રોધમાં આવેલો જોઇને, ત્હેની સાથે ઘણીજ મીઠાશથી વાતચીત કરીને કહ્યું કે 'હે વિદ્વાન્! મ્હને ક્ષમા આપજો. આપે આખા વેદનો અભ્યાસ કર્યો છે તથા કઠણ તપશ્ચર્યા કરી છે; આપ પરમ જ્ઞાની છો. આપ જેવા ધર્માત્મા પુરૂષે ક્રોધ ન કરવો જોઇએ. આપ જાણો છો કે પતિ, એ મ્હારા પરમ દેવતા છે. એ પણ આપની પેઠે ભૂખ્યા અને થાકયા પાકયા આવ્યા હતા એટલે હું ત્હેમની સેવા કરવામાં રોકાઇ હતી.'

બ્રાહ્મણે કહ્યું 'ત્હારી નજરમાં બ્રાહ્મણ તો કાંઈ વિસાતમાંજ નથી? પતિનેજ મ્હોટો ગણ્યો? તું ગૃહસ્થાશ્રમી થઇને બ્રાહ્મ-ણોની અવગણના કરે છે? મર્ત્યલોકના મનુષ્યો તો શું પણ દેવતાઓ પણ બ્રાહ્મણને પ્રણામ કરે છે. હે દાંભિક સ્ત્રી! ત્હને શું ખબર નથી? ત્હેં શું મુરબ્બીઓને મ્હોંએ સાંભળ્યું નથી? કે બ્રાહ્મણો અગ્નિ જેવા છે. ક્રોધે ભરાય તો પૃથ્વીને પણ બાળી નાખે.'

ત્હેનાં વચનો સાંભળીને સતીએ કહ્યું 'હે મહાત્મા! મ્હેં અપરાધ નથી કર્યો, માટે આપ ક્રોધને શમાવો. આપ ક્રોધે ભરાઇને પણ મ્હને શું કરી શકવાના હતા? આપની કોપદૃષ્ટિથી માણસ બળી જાય છે એ વાત ખરી, પણ મ્હને એ વાતનો ભય નથી. મ્હેં દેવતુલ્ય બ્રાહ્મણની અવગણના કદી કરીજ નથી. વિદ્વાન બ્રાહ્મણનું તેજ કેવું હોય છે તે હું સારી પેઠે જાણું છું. પણ આ ભૂલ માટે આપ ઉદાર દિલથી મ્હને ક્ષમા કરો. પતિસેવામાં મ્હારી ખાસ રૂચિ છે. પતિ એજ મ્હારૂં મ્હોટામાં મ્હોટું દૈવત છે. અને હું ત્હેમનેજ પરમદેવતા ગણીને રાતદિવસ ત્હેમનીજ સેવાચાકરીમાં મગ્ન રહેવાનું પસંદ કરૂં છું; અને એનું ફળ કેવું મ્હોટું છે તે તરફ, હે ઋષિ! ત્હમે ધ્યાન આપો. આપ ક્રોધથી બળી રહ્યા છો એ વગર કહ્યેજ હું સ્હમજી ગઇ હતી. પણ હે દ્વિજોત્તમ! ક્રોધ એ મનુષ્યોના શરીરમાં રહેલો મ્હોટો શત્રુ છે, જે મનુષ્ય ક્રોધ અને મોહનો ત્યાગ કરી શકે છે, ત્હેનેજ દેવતાઓ ખરો બ્રાહ્મણ કહે છે. સંસારમાં જે સાચું બોલે છે, ગુરૂને સંતુષ્ટ રાખે છે, અને દુઃખ અને અપમાન વેઠયા છતાં પણ સ્હામા ધણીને ઇજા કરતો નથી, ત્હેનેજ દેવતાઓ બ્રાહ્મણ કહે છે. સર્વ ધર્મને સમાન સ્હમજીને જે પુરૂષ બધા પ્રાણીઓને પોતાના જેવાં ગણે છે, ત્હેનેજ દેવતાઓ બ્રાહ્મણ ગણે છે. જે અધ્યયન, અધ્યાપન, યજન યાજન અને યથાશક્તિ દાન કરે છે ત્હેને દેવતાઓ બ્રાહ્મણ માને છે. જે દ્વિજો બ્રહ્મચર્ય પાળીને વેદનું અધ્યયન કરે છે અને સ્વાધ્યાયમાં મગ્ન રહે છે ત્હેમને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. બ્રાહ્મણોએ હમેશાં કલ્યાણની વાત કહેવી જોઇએ. સત્યપ્રિય લોકો કદી અસત્યાચરણ કરતા

નથી. ધર્મજ્ઞ મનુષ્યો સત્ય અને સરળતાને પરમ ધર્મ ગણે છે. શાશ્વત ધર્મનો પાયોજ સત્ય ઉપર છે. હે મુનિ ! ત્હમે આટલું બધું ધ્યાન ધર્યું છે તોપણ ખરો ધર્મ ત્હમે સમજ્યા નથી. ખરો ધર્મ સ્હમજવો હોય તો મિથિલા નગરીમાં ધર્મવ્યાધની પાસે જઇને પૂછો. એ પારધિ મિથિલા નગરીમાં વસે છે અને માતપિતાની સેવાચાકરી કરે છે. એ ઘણો સત્યવાદી અને જીતેન્દ્રિય છે. એ આપને ધર્મ સ્હમજાવશે. હે મહારાજ ! આપનું કલ્યાણ થાઓ ! આપ ઈચ્છા હોય ત્યાં ગમન કરો. મ્હારાથી કાંઇ વધારે પડતું બોલાયું હોય તો ક્ષમા કરશો. કારણ કે ધર્મની આશા રાખનારા માટે તો સ્ત્રીજાતિ અવધ્ય છે.' બ્રાહ્મણે કહ્યું 'હે પતિવ્રતા સ્ત્રી ! ત્હારૂં કલ્યાણ થજો ! હું ત્હારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. અને મ્હારો ક્રોધ હવે શમી ગયો છે. ત્હેં ઠપકારૂપે મ્હને જે કડવાં વચનો સંભળાવ્યાં છે તેથી મ્હારૂં પરમ શ્રેય થયું છે. હે સાધ્વી ! ત્હારૂં ભલું થજો ! હું મિથિલા શહેરમાં જઇને પોતાનું કામકાજ કરવામાં ગુંથાઈશ.

સાધ્વી એકપત્ની કૌશિક બ્રાહ્મણને વિદાય કરીને સ્વામીની સેવા-શુશ્રૂષામાં નિમગ્ન થઇ ગઈ અને મૃત્યુ પછી દેવલોકમાં સિધાવી. પેલી તરફ કૌશિક બ્રાહ્મણ ધર્માત્મા પારધિ પાસે મિથિલા નગરમાં ગયો તો એણે કહ્યું કે મ્હને ખબર પડી ગઇ છે કે ત્હમને સાધ્વી એકપત્નીએ મોકલ્યા છે. એ પારધિનાં વચનો સાંભળીને કૌશિક મનમાં ને મનમાં એકપત્નીના સતીત્વની પ્રશંસા કરવા લાગ્યો. ધર્માત્મા પારધિએ પણ ત્હેને ઘણો ઉપદેશ આપીને પાતિવ્રત્યનું શ્રેષ્ઠત્વ સાબિત કરી આપ્યું.



# ૧૭–ભોગવતી.

એ પૂર્વદેશના રાજા વિજયરાજની પુત્રી હતી. એ ઘણી સુંદર અને સદ્‌ગુણી હતી. ત્હેણે વેદ, પુરાણ, ન્યાય અને કાવ્ય આદિ શાસ્ત્રોનો સારો અભ્યાસ કર્યો હતો. એ પરોપકાર, નીતિ, આચારવિચાર અને સ્ત્રીધર્મમાં નિપુણ હતી. શૂરસેન રાજાના પુત્ર નાગરાજ સાથે ત્હેનો વિવાહ થયો હતો. નાગરાજ ઘણોજ કદરૂપો અને ભયંકર સુરતનો હતો, તથા ઉમરમાં પણ ભોગવતી કરતાં ન્હાનો હતો. વિજયરાજે દેખ્યા કર્યા વગરજ લોકોને ભરોંસે પોતાની ભણીગણી પુત્રીનું લગ્ન નાગરાજ સાથે કરી દીધું હતું.

ભોગવતી સાસરે ગઇ ત્યારે, આવી સુંદર વહુનો કદરૂપા નાગરાજ સાથે મેળાપ કરાવવાને ત્હેના સાસુ સસરાની હિંમત ન ચાલી. નાગરાજ બહાર ગામ ગયો છે એમ કહીને ત્હેમણે વરવહુનો મેળાપ ન થવા દીધો. ભોગવતી સંતોષ ધારણ કરીને સાસરે રહેવા લાગી અને રાત દિવસ પતિવ્રત ધર્મનું પાલન કરીને સાસુસસરાની સેવામાં સમય ગાળવા લાગી. આ પ્રમાણે ઘણા મહિના વીતી ગયા, પણ પતિ નાગરાજનાં દર્શન ન થયાં ત્યારે ત્હેના મનમાં શંકા ઉપંજી કે આમાં કાંઇ ભેદ તો નથી? ધીમે ધીમે એ આ બાબતની તપાસ કરવા લાગી. આખરે એને ખરૂં કારણ જણાઇ આવ્યું એટલે એક દિવસ ત્હેણે દાસી સાથે પતિને કહેવરાવ્યું કે 'હું આપનાં દર્શન કરવાની ઇચ્છા રાખું છું.'

પતિએ ઘણા દિવસ સુધી આનાકાની કરી એટલે આખરે એક દિવસ દાસીને લઇને ભોગવતી રાત્રીને સમયે નાગરાજના શયનગૃહમાં પહોંચી. પત્નીને જોતાં વારજ નાગરાજ ગભરાયો, પણ ભોગવતીએ ત્હેમના પગ પકડીને કહ્યું 'પ્રાણનાથ! આપ આઘા શું કામ ન્હાસો છો? આ દાસીથી આપનો એવો તે શો અપરાધ થયો છે કે, આપે મ્હારો ત્યાગ કર્યો છે?'

નાગરાજે કાંઇ પણ ઉત્તર ન આપ્યો. ભોગવતી એ રાતે પાછી આવી, પણ ત્યારથી એ રોજ રાતને વખતે પતિના શયનગૃહમાં જતી અને ત્હેમના પગ દબાવીને પાછી આવતી. પતિ ત્હેનો અનાદર કરતો, કઠોર વચન બોલતો, ધમકાવતો તો પણ એ બ્હીતી નહિ અને રોજ ત્હેની સેવા કરીને પાછી ચાલી આવતી. આ પ્રમાણે ઘણા દિવસ ચાલ્યું. આખરે નાગરાજ ઠેકાણે આવ્યો અને પતિપત્નીનું મન એક થઇ ગયું. હવે તો બન્નેમાં એટલો બધો પ્રેમ બંધાયો કે એમને એક બીજા વગર એક ઘડી પણ ચાલતું નહિ.

એક દિવસ મશ્કરીમાં નાગરાજે ભોગવતીને પૂછ્યું 'પ્રિયે! તું મ્હારી આવી કદરૂપી સુરત જોઇને બ્હીતી તો નથી ને?'

ભોગવતીએ ઉત્તર આપ્યો 'પ્રાણનાથ! સ્ત્રીને માટે તો પતિ એજ પરમેશ્વર છે, તો પછી ભય શેનો? પતિ ગમે તેવા હોય તોપણ ત્હેમની સેવા કરવી એજ પત્નીનો ધર્મ છે.'

કેટલાક વખત પછી નાગરાજની ઇચ્છા ગોદાવરીમાં સ્નાન કરવાની થઇ. આ યાત્રામાં ભોગવતી પણ ત્હેની સાથે ગઇ. બન્ને જણાંએ આનંદ અને શ્રદ્ધા તથા ભક્તિપૂર્વક ગોદાવરીમાં સ્નાન કર્યું, તથા ગરીબોને પુષ્કળ દાન આપ્યું. હવાફેર થવાથી

તથા ગોદાવરીમાં સ્નાન કરવાથી નાગરાજનું સ્વરૂપ બિલકુલ બદલાઈ ગયું. ત્હેનું કદરૂપાપણું એકદમ ચાલ્યું ગયું, અને તે એવો સુંદર દેખાવા લાગ્યો કે ત્હેને જે લોકોએ પહેલાં દીઠો હતો તેઓ તો ઓળખી પણ ન શક્યા.

યાત્રા સમાપ્ત કરીને ભોગવતી અને નાગરાજ સ્વદેશમાં પાછા આવ્યા ત્યારે નાગરાજના ન્હાના ભાઇઓની દાનત બગડી. ત્હેમણે રાજ્ય પચાવી પાડવાના ઇરાદાથી નાગરાજને ગામમાં પેસવા ન દીધો. આ ઉપરથી નાગરાજે ભાઇઓ સાથે લ્હડવાનો વિચાર કર્યો, પણ ભોગવતીએ ત્હેને એમ કરતાં રોકયો, અને શિખામણ આપી કે 'પ્રાણેશ! મ્હારી અલ્પ બુદ્ધિમાં તો એવું આવે છે કે ભાઇઓ સાથે લ્હડવું એ વ્યાજબી નથી. ભાઇઓથી તો બળ મળે છે અને વખત ઉપર ભાઇઓજ કામ આવે છે. ભાઇઓ સાથે બગાડ કરવાથી સારૂં ફળ મળતું નથી. જુઓ, રાવણે પોતાના ભાઇ વિભીષણ સાથે બગાડ કર્યો તો ત્હેનું પરિણામ એ આવ્યું કે બધા રાક્ષસો માર્યા ગયા અને લંકા નષ્ટભ્રષ્ટ થઈ ગઈ. વાલીએ પોતાના ભાઈ સુગ્રીવ સાથે લ્હડાઇ કરી તો ત્હેમાં ત્હેના પ્રાણ ગયા. એટલા માટે ભાઇઓ સાથે સંપ રાખવો એ સારૂં છે. આપણે એકલાં હઇશું તો કોઇ પણ આપણો સંહાર કરી શકશે, પણ ભાઈભાંડુ સાથે સંપ હશે તો તેઓ આપત્તિને સમયે આપણી વ્હારે ધાશે, અને બીજા કોઇ આપણો નાશ નહિ કરી શકે.'

આ પ્રમાણે ભોગવતીએ સ્હમજાવીને દાખલાદલિલો સાથે શિખામણ આપી એટલે નાગરાજ સ્હમજી ગયો. ભોગવતીની સલાહથી નાગરાજ અને ત્હેના ન્હાના ભાઇઓએ ત્રણ દિવસ

સુધી વામનચરિત્ર, ધ્રુવચરિત્ર અને ભરતચરિત્ર વગેરેની કથા વાંચી તેથી બધાના વિચાર બદલાઇ ગયા, દ્વેષબુદ્ધિ ચાલી ગઈ અને સર્વે ભાઈઓમાં સંપ થઇ ગયો. લ્હડાઇનો વિચાર સર્વેએ માંડી વાળ્યો અને ન્હાના ભાઇઓએ ખુશીથી નાગરાજને રાજ્ય સોંપી દીધું. આ પ્રમાણે વિદુષી ભોગવતીએ ક્રૂર અને અજ્ઞાની પતિને સરલ અને વિદ્વાન્ બનાવી દીધો, તથા પતિ સાથે સુખ અને આનંદપૂર્વક જીવન ગાળ્યું.

# ૧૮–કલાવતી.

એ કમળાના અંશરૂપ પિતૃઓની માનસી કન્યા અને મહારાજા સુચન્દ્રની સાધ્વી પત્ની હતી. સુંદરતા અને પાતિવ્રત્યમાં એ સ્ત્રીઓમાં મુખ્ય હતી. સતીત્વના બળે એણે મૃત પતિને સજીવન કર્યો હતો. રાજા સુચન્દ્ર કલાવતી જેવી સ્ત્રી મળવાથી પોતાને ભાગ્યશાળી ગણતો હતો અને મનમાં ને મનમાં આનંદ પામતો કે ‘કેવું આશ્ચર્યકારક રૂપ છે, કેવો મનોહર વેશ છે, કેવા સારા ગુણ છે!’ એનું અંગ ઘણુંજ સુકોમળ અને એનું મુખ શરત્ પુનમના ચંદ્રમા જેવું મનોહર હતું. એ કલાવતીના કટાક્ષનો ભ્રમ મુનીન્દ્રોના મનને પણ વિમોહિત કરી નાખવાને સમર્થ હતો. આવા આવા અનેક વિચાર કરીને, કામબાણથી પીડિત થઇને રાજા સુચન્દ્ર કલાવતીને દિવ્ય રથમાં બેસાડીને એકાંત સ્થળમાં ક્રીડા કરવા લાગ્યો. ચન્દન અને અગરૂના વાયુથી મહેકી રહેતા મલયપર્વતમાં, મનોહર

ચંપાના પુષ્પોની સુખકારક શય્યામાં, પુષ્પોથી ખીલેલી માલતીના બગીચામાં અને પુષ્પભદ્રા નદીને તીરે ઘણા નિર્જન પ્રદેશમાં રાજા રતિક્રીડા કરવા લાગ્યો. રાજારાણી એ આનંદમાં મસ્ત થઇને રાતદિવસનું ભાન પણ ભૂલી ગયાં. એમને એક હજાર વર્ષ ઘડી જેટલાં ભાસવા લાગ્યાં. ત્યારપછી ઘણા સમય સુધી વિહાર કરી ચૂક્યા પછી, સંસાર ઉપરથી અત્યંત વિરક્ત થઇને સુચન્દ્ર રાજા કલાવતી સાથે તપસ્યા કરવા માટે વિંધ્યાચળ ઉપર ગયો. ત્યાં આગળ એક ઋષિના પવિત્ર અને પ્રશંસનીય આશ્રમમાં હજાર વર્ષ સુધી એણે કઠોર તપસ્યા કરી. ત્યારબાદ નૃપશ્રેષ્ઠ સુચન્દ્ર મોક્ષપદની ઇચ્છાથી નિઃસ્પૃહ અને નિરાહાર બનીને શ્રીકૃષ્ણના ચરણકમળનું ધ્યાન ધરતાં ધરતાં મૂર્છિત થયો. એ વખતે સાધ્વી તપસ્વિની કલાવતીએ તપસ્વી પતિના આખા શરીર ઉપર ચોંટી ગયેલી માટી ખસેડી દઇને પતિનું બેહોશ શરીર જોયું તો એમાંથી પ્રાણ જતો રહ્યો છે; માંસ અને લોહી સુકાઈ ગયાં છે; કેવળ હાડકાં ચામડાંનું કલેવર છે. એણે એ સ્થિતિમાં પતિને છાતી ઉપર લીધા અને 'હે નાથ! હે પ્રાણવલ્લભ!' કહી કહીને શોકાર્ત્ત કલાવતી ઉંચે સાદે રોવા લાગી. પતિપરાયણ દુઃખી કલાવતી આ પ્રમાણે બેશુમાર રોદન કરતી હતી એવામાં સતીનું રોદન સાંભળીને કૃપાનિધિ જગદ્‌વિધાતા ભગવાને પધારીને સતીનો શોક જોઇને સુચન્દ્રરાજાના મૃતદેહને પોતાના ખોળામાં લીધો તથા ભગવાન પોતે પણ રોવા લાગ્યા. બ્રહ્મવિદ્ બ્રહ્માએ રોદન કર્યા પછી, પોતાના કમંડળમાંથી થોડું પાણી લઇને એ રાજાના શબ ઉપર છાંટયું અને તેથી રાજા સુચન્દ્રના શરીરમાં જીવ આવ્યો.

તે વખતે રાજાએ સજીવન થતાં વાર સ્હામે સાક્ષાત્ તેજસ્વી પ્રજાપતિને જોઇને ત્હેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. બ્રહ્માએ સંતુષ્ટ થઇને કહ્યું 'હે સુચન્દ્ર! તું મરજીમાં આવે તે વરદાન માગ!' ત્યારે રાજાએ નિર્વાણમુક્તિનું વરદાન માગ્યું. બ્રહ્મા પ્રસન્ન વદને એ વરદાન આપવા તૈયાર થયા, પણ સતી કલાવતી બ્રહ્માને ગળગળે કંઠે કહ્યું 'હે બ્રહ્મન્! હે દયાનિધિ! આપ જો નૃપેન્દ્રને યોગ્ય સ્હમજીને એ વરદાન આપશો તો આ અભાગી અબળાની ગતિ શી થશે, ત્હેનો આગળથી વિચાર કરી રાખજો. કાન્ત વગર કાન્તાની શોભા શી? મ્હેં શ્રુતિમાં સાંભળ્યું છે કે પતિ-સેવા એજ પતિવ્રતાનું એક માત્ર વ્રત છે. પતિજ ત્હેનો ગુરૂ, ઇષ્ટદેવ અને ધર્મબંધુ છે. આખી દુનિયામાં સ્વામી જેવું પ્રિય કોઇ નથી. હે બ્રહ્મન્! સ્વામીસેવા એ બધા ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે. સ્વામીસેવા ન થાય તો સ્ત્રીનાં બધાં ધર્મકાર્ય નિષ્ફળ જાય છે. વ્રત, દાન, તપસ્યા, જપ, હોમ, તીર્થસ્નાન, પૃથ્વીપ્રદક્ષિણા, દીક્ષા, યજ્ઞ, મહાદાન, વેદપાઠ, વેદજ્ઞાન, બ્રાહ્મણ-ભોજન અને દેવસેવા એ બધાં ધર્મકાર્યો પતિસેવાના સોળમા ભાગની બરોબર પણ નથી. જે સ્ત્રીઓ સ્વામીની સેવા નથી કરતી અને સ્વામી સાથે કડવાં વચન બોલે છે, તે અભાગણીઓ સદા નરકમાં વાસ કરે છે, અને ત્હેમને સાપ જેવાં ઝેરી જાનવરો રાત દિવસ ડંખ્યા કરે છે, એની વેદનાથી તેઓ અત્યંત ત્રાસદાયક શબ્દોમાં રોકકળ કરે છે, અને એ કડવાં વચન બોલનારી સ્ત્રીને ત્યાં મલિન પદાર્થો ખાવા પડે છે. આખરે તેઓ કીડાઓની યોનિમાં જન્મે છે, અને ત્યાં સો જન્મ સુધી રહે છે. હું અબળા છું, પણ પંડિતોને મ્હોંએ આવી વાત સાંભળી છે. આપ આખી સૃષ્ટિના પિતા છો, વિષ્ણુ

છો, ગુરૂ છો, વિદ્વાન્ છો, યોગી છો અને જ્ઞાનીઓના પણ પરમ ગુરૂ છો. આપ સર્વજ્ઞ છો. આપને હું વધારે શું કહું ? હે બ્રહ્મન્! મ્હારા સર્વસ્વમય પ્રાણાધિક કાન્ત જો મુક્તિ પામશે તો પછી મ્હારા ધર્મ અને યૌવનનું રક્ષણ કોણ કરશે ? કુમારી હોય છે ત્યાં સુધી પિતા કન્યાનું રક્ષણ કરે અને પછી સત્પાત્રને ત્હેનું દાન કરે છે; પછીથી હમેશાં કાન્ત ત્હેનું રક્ષણ કરે છે, પણ એ ન હોય ત્યારે પુત્ર રક્ષણ કરે છે. ત્રણ અવસ્થામાં ત્રણ જણાઓ સ્ત્રીઓની રક્ષા કરે છે. કોઈનું પણ રક્ષણ નહિ રહેવાથી સ્ત્રીનું ચરિત્ર અને ધર્મ નષ્ટ થવાનો સંભવ રહે છે. એવી કુળનું નામ ડૂબાવનારી સ્ત્રીઓ કુલટા અને દુષ્ટાચારી થઇને સો જન્મોના પુણ્યનો નાશ કરે છે. જેવી રીતે બાલ્યાવસ્થામાં પુત્રમાં સ્નેહ હોય છે, તેવી રીતે ઘડપણમાં કે જુવાનીમાં પતિવ્રતાએ પતિ ઉપર એક સમાન સ્નેહ રાખવો જોઇએ. પોતાના સ્તનનું દૂધ પીનારા પુત્ર ઉપર માતાનો જે સ્નેહ હોય છે તે સ્નેહ સાધ્વી સ્ત્રીના પતિ ઉપરના સ્નેહ આગળ કાંઈ પણ લેખામાં નથી. પેટના છોકરાને તો ધવરાવતી વખતેજ કે મીઠું મીઠું ખવરાવતી વખતેજ ખાસ આનંદ થાય છે, પણ સ્વામીથી તો જાગતાં કે સ્વપ્નમાં રાતદિવસ પતિવ્રતા સ્ત્રીને હૃદયમાં અપૂર્વ આનંદ થાય છે. બધાં દુઃખોમાં અને બધા વિયોગોમાં પુત્રવિરહનું દુઃખ ઘણું દુઃખકારક છે, પણ પતિવિરહનું દુઃખ ત્હેના કરતાં પણ ઘણું વધારે સંતાપજનક છે. એના કરતાં વધારે દુઃખનું કારણ સ્ત્રીને માટે બીજું કાંઈ નથી. એ રમણી વિરહાગ્નિમાં બળીને રાખ થઈ જાય છે. સાધ્વી સ્ત્રીને પતિ વગર ખાવામાં, પીવામાં કશામાં મઝા પડતી નથી. એ તો સુકા

ઘાસની પેઠે વિરહાગ્નિમાં બળ્યાજ કરે છે. રમણીને પતિ કરતાં વધારે પ્યારૂં કોઇ નથી. પતિ ત્હેને મનથી દેવતા કરતાં પણ પૂજ્ય છે, અને ગુરૂ પણ ત્હેને મનથી પતિ કરતાં મ્હોટો નથી. ધન, વૈભવ કશું પતિ કરતાં વધારે નથી. એ તો શું પણ પ્રાણ સુદ્ધાંત પતિ કરતાં અધિક નથી, તો પછી સ્ત્રીઓને માટે પ્રાણેશ્વર પતિ કરતાં વધારે શ્રેષ્ઠ કોણ હોય? જેવી રીતે વૈષ્ણવોનું ચિત્ત એકાગ્રભાવે શ્રીકૃષ્ણના ચરણારવિંદમાં મગ્ન હોય છે, માતાનું મન જે પ્રમાણે પુત્રમાં હોય છે, કામી પુરૂષનું મન જેમ ક્રીડામાં હોય છે, કંજુસનું ચિત્ત જેમ ધનના ભંડારમાં હોય છે, ધાવતા બાળકનું ચિત્ત જેમ માતા તરફ હોય છે, શિલ્પીનું મન જેમ શિલ્પમાં ચોંટેલું હોય છે, વેશ્યાનું મન જેમ યારમાં હોય છે, તેમ સાધ્વી સ્ત્રીઓનું મન રાતદિવસ એકાગ્રતાથી પતિમાં લાગેલું રહે છે. ઉત્તમ સ્વામીનો વિરહ સહન કરીને શોકસંતપ્ત હૃદયે જીવતાં રહેવું ત્હેના કરતાં મરણ વધારે સુખદાયક છે. એ અવસ્થામાં જીવતાં રહેવું એ મરણ કરતાં પણ દુઃખદાયક છે. બીજા બધા શોકને તો વખત વિસારે પાડે છે, પણ પતિના વિરહનો શોક કદી વિસારે પડતો નથી. એ તો સદા વધતોજ જાય છે. કર્મ, છાયા, અને સ્ત્રી એ પુરૂષોની સાથે જનારી વસ્તુઓ છે. ત્હેમાં પણ સ્ત્રી મુખ્ય છે. કર્મ ભોગવ્યાથી નાશ પામે છે, છાયા મૃત્યુ પછી બંધ થઇ જાય છે, પણ સાધ્વી સ્ત્રી તો દરેક જન્મમાં સ્વામીની સહધર્મિણી તરીકે સાથેને સાથેજ રહે છે. હે જગત્પિતા! મ્હારા વગર ત્હમે એમને મુક્તિ આપશો તો આપ પાપગ્રસ્ત થશો અને આપને હું સ્ત્રીહત્યાનું પાપ લગાડીશ.' કલાવતીનું આ પ્રમાણેનું

કથન સાંભળીને બ્રહ્મા વિસ્મય પામ્યા અને પતિવ્રતાના શાપના ભયથી આકુળવ્યાકુળ થઈને અમૃત જેવા મીઠા શબ્દો બોલવા લાગ્યા 'હે બેટી! ત્હારા વગર ત્હારા સ્વામીને એકલાને હું મુક્તિ નહિ આપું. પણ આ ઘડીએ ત્હારી સાથે એને મુક્ત કરવાને હું અશક્ત છું. માતા! ભોગ ભોગવ્યા વગર મુક્તિ મળવી મુશ્કેલ છે, એ વાત સર્વસંમત છે. ભોગી મનુષ્ય ભોગ પૂરા ભોગવી રહ્યા પછી નિર્વાણને પામે છે. એટલા માટે હે સતિ! તું કેટલોક વખત સ્વામીની સાથે સ્વર્ગીય સુખ ભોગવ. ત્યારબાદ ત્હારો ભારતમાં જન્મ થશે, એ વખતે રાધિકા પોતે ત્હારી કન્યારૂપે જન્મ લેશે, એ વખતે ત્હમે બન્ને જીવન્મુક્ત થઈને ગોલોક ધામમાં જશો. હે રાજા! તું પણ કેટલોક વખત ત્હારી સતી સ્ત્રી સાથે ભોગવિલાસ કર!' આ પ્રમાણે કહીને તથા એ વરવહુને વરદાન આપીને બ્રહ્મા અંતર્ધ્યાન થઈ ગયા. ત્યાર પછી કેટલોક વખત આ સંસારના સઘળા ભોગવિલાસો ભોગવી રહ્યા પછી રાજા સુચન્દ્ર ગોકુળ ધામમાં પદ્માવતીના ગર્ભમાં સુરભાનુના ઔરસથી વૃષભાનુ નામથી અને કલાવતીએ કાન્યકુબ્જ દેશમાં કમળાના અંશ તરીકે જન્મ ધારણ કર્યો. પૂર્વના સતીત્વના બળને લીધે એ જન્મમાં પણ એ પરમસુંદરી અને સાધ્વી ગણાઇ. ત્યાર પછી વૃષભાનુ સાથે ત્હેનાં લગ્ન થયાં અને લગ્નના પરિણામે ત્હેના ગર્ભમાં રાધિકાનો જન્મ થયો. લક્ષ્મીસ્વરૂપ કન્યા રાધિકાને જોઇને તેઓએ પૂર્વજન્મનું સ્મરણ કરીને આ સંસારનો પરિત્યાગ કરીને જીવન્મુક્તિ મેળવી.



# ૧૯—ગોપા.





આપણા દેશમાં ઘણી વાંચક બ્હેનોને બૌદ્ધધર્મ સંબંધી હકીકત બરોબર ખબર નહિ હોય.

અઢી હજાર વર્ષ પૂર્વે બુદ્ધદેવ નામના એક મહાપુરૂષે ભારતવર્ષમાં એ ધર્મનો પ્રચાર કર્યો હતો. બુદ્ધદેવના મૃત્યુ પછી ઘણા સૈકાઓ સુધી બૌદ્ધ ધર્મ ભારતવર્ષમાં મુખ્ય ધર્મ હતો. બુદ્ધદેવનો ઉપદેશ એવો હતો કે કેવળ વૈદિક યજ્ઞયાગ કર્યાથી ધર્મ સધાતો નથી, પવિત્ર જીવન ગાળવું, સારા વિચારો રાખવા એજ ખરો ધર્મ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા સમાન ભાવે એ ઉચ્ચ ધર્મના અધિકારી છે. યજ્ઞમાં પશુનું બલિદાન આપવું અથવા અન્ય કોઈ પણ રીતે જીવની હત્યા કરવી એ મહા પાપ છે. બ્રાહ્મણ શૂદ્રનો ભેદ ભૂલી જઇને સર્વ પ્રકારની જીવહિંસાનો ત્યાગ કરીને, બધાએ ભોગવિલાસહીન પવિત્ર સાધુ-જીવન ગાળવું અને જગતનું કલ્યાણ કરવું. આ પ્રમાણે જીવન ગાળવાથી ધીમે ધીમે મનુષ્યનો આત્મા બધા પ્રકારના મોહ અને પાપવાસનાથી છૂટી જઇને મુક્તિ—નિર્વાણ મેળવશે. એજ બુદ્ધધર્મનો સાર છે.

બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરનાર કેટલાક મનુષ્યો એકદમ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને સંન્યાસી થઈ જઇને મઠમાં રહેતા. નિર્વાણને માટે, ધર્મનું ચિંત્વન, ધર્મની સાધના, લોકસેવા અને ધર્મપ્રચાર, એ સંન્યાસીનાં મુખ્ય કર્તવ્ય હતાં. એ લોકો ભિક્ષા-

દ્વારાજ ગુજરાન ચલાવતા એટલે 'ભિક્ષુ' 'ભિખ્ખુ' કહેવાતા. બીજા કેટલાક ગૃહસ્થાશ્રમમાંજ રહીને બૌદ્ધધર્મનાં નિયમાનુસાર ચાલતા એમને 'ગૃહી' બૌદ્ધ કહેતા. બુદ્ધદેવ પોતે જ્યારે ધર્મનો પ્રચાર કરતા હતા ત્યારે ગૃહી કરતાં ભિક્ષુ બૌદ્ધોની સંખ્યા ઘણી વધારે હતી.

બિહાર પ્રદેશમાં વાયવ્ય પ્રાન્તમાં હિમાલયની પાસે પ્રાચીન સમયમાં કપિલવસ્તુ નામનું એક નગર હતું. શાક્યવંશનો ક્ષત્રી શુદ્ધોદન એ નગરનો રાજા હતો. એનો પુત્ર સિદ્ધાર્થ તપસ્યામાં સિદ્ધિ અને ઉંચી ધર્મબુદ્ધિ મેળવીને બુદ્ધદેવના નામથી પ્રસિદ્ધ થયો.

સિદ્ધાર્થના જન્મ પછી કોઇ સિદ્ધપુરૂષે રાજપુત્રને જોઇને કહ્યું હતું કે 'આ બાળક, કોઈ વખતે સંન્યાસ ધારણ કરીને એક પ્રસિદ્ધ મહાત્મા થશે. શુદ્ધોદન ઘણા વખતથી વાંઝીઓ હતો. વૃદ્ધાવસ્થામાં રાજકુટુંબના એક માત્ર આધારરૂપ આ પુત્ર જન્મ્યો હતો, તે પણ રાજ્યનો ત્યાગ કરીને સંન્યાસી થઇ જશે એ ચિન્તાથી રાજા શુદ્ધોદન ઘણો દુ:ખી થયો. પુત્રની મતિ વૈરાગ્ય તરફ ન જાય એટલા સારૂ સિદ્ધાર્થ મ્હોટો થયો ત્યારથી ત્હેને નાના પ્રકારના ભોગવિલાસમાં ઉછેર્યો.

પણ બચપણથીજ બુદ્ધદેવ તો ભાવિક અને વિચારશીલ હતા, એટલે એમને એ બધા ભોગવિલાસ રૂચ્યા નહિ. ઘણી વખત પોતે એવા આમોદ પ્રમોદમાંથી દૂર જતા રહીને એકાન્ત સ્થળમાં ચિંત્વન કરતા.

કપિલવસ્તુની પાસે કલિદેશ નામે એક ન્હાનું રાજ્ય હતું. કલિદેશના રાજા દણ્ડપાણિને ગોપા નામની એક પરમસુંદર, વિદ્યાવતી અને બુદ્ધિશાળી કન્યા હતી. ગોપા અનેક સદ્ગુણોથી

વિભૂષિત હતી. સિદ્ધાર્થનું વય ઓગણીસ વર્ષનું હતું ત્યારે ગોપા સાથે ત્હેનો વિવાહ થયો.

વિવાહ પૂર્વે 'સિદ્ધાર્થ લ્હાણી વ્હેંચશે' એમ કહીને શુદ્ધોદને અનેક રાજકન્યાઓને નિમંત્રણ કર્યું હતું. ઘણી કન્યાઓ આવીને લ્હાણી લેઇને ચાલી ગઈ.

ગોપા પણ આવી, પણ એ વખતે લ્હાણી ખુટી પડી હતી. ગોપાએ કહ્યું 'કુમાર! હું નિમંત્રણથી આવી છું. મ્હને લ્હાણી નહિ મળે?'

સિદ્ધાર્થે શરમાઇ જઇને પોતાની આંગળીએથી ઉતારીને એક કિંમતી વીંટી ત્હેને આપી. ગોપાનું રૂપ જોઇને, વાતચીતમાં ત્હેની વિદ્યા તથા ગુણનો પરિચય પામીને, સિદ્ધાર્થ ત્હેની તરફ વધારે આકર્ષિત થયો. ગોપા પણ મનમાં ને મનમાં સિદ્ધાર્થનેજ પોતાનો આત્મા સમર્પણ કરીને પિતૃગૃહે પાછી ગઈ. પુત્રનો અભિપ્રાય જાણી જઇને, રાજા શુદ્ધોદને દણ્ડપાણિ પાસે, ગોપાની સાથે સિદ્ધાર્થનો વિવાહ કરવાનું માગું મોકલ્યું. પણ ક્ષત્રિયોચિત શૌર્ય, પરાક્રમ આદિ કરતાં ભાવિકતા અને વિચારશીલતા માટે કુમાર સિદ્ધાર્થ ઘણો પ્રસિદ્ધ હતો. એટલે દણ્ડપાણિએ એવા રાજકુમારને પોતાની કન્યા આપતાં આંચકો ખાધો. સિદ્ધાર્થને એ વાતની ખબર પડતાં એણે જાતજાતની કસરત, ખેલ, અશ્વચાલન વગેરે ક્ષત્રિયોચિત ગુણોમાં અને એ સમયના ઉચ્ચ શિક્ષણમાં પોતાની પ્રવીણતા ઘણી સારી રીતે સાબિત કરી આપી. આ પ્રમાણે કુંવર સિદ્ધાર્થે ક્ષત્રિઓએ અવશ્ય જાણવાયોગ્ય વિષયોની પરીક્ષામાં પાર ઉતરીને ગોપારૂપી સ્રીરત્ન મેળવ્યું.

૨.

મનપસંદ સ્વામી મેળવીને ગોપાએ દશ વર્ષ પ્રણયસુખમાં ગાળ્યાં. ગોપા ઘણી બુદ્ધિમાન અને ઉન્નત ચરિત્રવાળી સ્ત્રી હતી. ઉંચા પ્રકારનું શિક્ષણ મેળવ્યાથી ત્હેનું મન ઘણું ઉદાર અને ઉન્નત થયું હતું. એના હાવભાવ, વિચાર તથા આચારમાં એક પ્રકારની સજીવનતા અને તેજસ્વિતા ઝળકી ઉઠતાં. સાધારણ સ્ત્રી લાજ અને મરજાદાને નામે જે ઢોંગ કરે છે, તેવો ઢોંગ એ કદી કરતી નહિ. એ કોઇ દિવસ ઘુમટો કહાડતી નહિ. સ્વતંત્રપણે રાજધાનીમાં સર્વત્ર ફરતી અને બધાની સાથે વગર સંકોચે વાર્તાલાપ કરતી.

એટલા માટે નગરની અન્ય સ્ત્રીઓ ગોપાની ઘણી નિંદા કરતી. એમની નિંદા સાંભળીને એક દિવસે ગોપાએ બધી સ્ત્રીઓને બોલાવીને કહ્યું કે 'ધર્મજ સ્ત્રીનો પડદો છે. ધર્મજ ત્હેનું સૌન્દર્ય છે, અને ધર્મજ ત્હેની લાજમર્યાદા છે. પોતાના ધર્મબળવડે જે સ્ત્રી પોતાનું રક્ષણ કરી શકે છે, જેનું મન પોતાને વશ છે, ભોગલાલસાથી જેનું મન કદી લલચાતું નથી, ઉંચી ચાલચલણમાંજ જેનું ચિત્ત સદા પ્રસન્ન રહે છે, જે નકામી કાથાકુથલી કરતી નથી, તેવી સ્ત્રીને પડદાની કે ઘુમટો તાણવાની કાંઇ પણ જરૂર નથી. એવી સ્ત્રી ગમે ત્યાં ફરે, ગમે ત્હેની સાથે બોલે, ચાલે, તોપણ એનામાં ધર્મનું તેજ હોય છે. નારીઓમાં સ્વાભાવિક રીતે રહેલી શરમ એનામાં હમેશાં હોય છે. એવી નારીને પાપ અને અમર્યાદા સ્પર્શ કરી શકતાં નથી. પણ જે નારીના હૃદયમાં નારીધર્મનું અભિમાન નથી, જેનું ચિત્ત ચંચળ છે, જેની ભોગલાલસા પ્રબળ હોય છે, જેના મનમાં પાપી વિચારોજ

ધોળાયા કરતા હોય છે, સ્વામી ઉપર જેમને ભક્તિ તથા શ્રદ્ધા નથી હોતાં, જેમનું ચિત્ત એટલું દુર્બળ છે કે સામાન્ય લાલચથી લલચાઇ જાય છે, જરા પણ અડચણ પડતાં જે ફસાઇ જાય છે, ત્હેવી સ્ત્રીને હજાર પડદામાં રાખો, હજાર પ્રકારના જનાનામાં ત્હેને પૂરી રાખો, પણ કોઇ પણ પ્રકારે ત્હેનું રક્ષણ કરી શકાશે નહિ. જે સ્ત્રી પોતાની રાજીખુશીથી પોતાના આત્માનું પોતાના પતિવ્રત ધર્મનું રક્ષણ કરવા ઇચ્છે છે, તે સ્ત્રી બગીચામાં, રસ્તાઓમાં, મેળાઓમાં ગમે ત્યાં જાય, તોપણ વગર પડદેજ સુરક્ષિત છે. એ શક્તિ જેનામાં નથી તે હજાર બંદોબસ્ત હોવા છતાં પણ અરક્ષિત છે. ધર્મના બળવડે હું મ્હારૂં પોતાનું રક્ષણ કરવા સમર્થ છું. હસતાં, બોલતાં, કોઇ પણ આચરણ કરતાં, મ્હેં કોઇ દિવસ ચંચળતા બતાવી નથી. સ્વામીના ચરણ-કમળમાં મ્હારી અચલ ભક્તિ છે; ઘુમટો કહાડવાનું મ્હારે કાંઈ પ્રયોજન નથી. હું નિર્ભય થઇને બધે ફરી શકું છું, તો શા માટે હોઝલપડદામાં ગોંધાઈ રહું? મ્હને ધર્મશીલ, પતિવ્રતા અને શરમાળ જાણવા છતાં પણ, કેટલાક અનર્થક આડંબરના નિયમો ન પાળવા માટે ત્હમે શું કામ મ્હારી નિન્દા કરો છો? હું તો આપના ઉપર કોઇ દિવસ વહેમ આણતી નથી. કોઈ દિવસ આપની સાથેના વ્યવહારમાં મ્હેં આપનું અપમાન કર્યું નથી.'

નગરવાસી સ્ત્રીઓએ લજ્જીત થઇને મ્હોં નીચું કર્યું. ત્યાર પછી કોઇ દિવસ તેઓ ગોપાની એ પ્રમાણે નિન્દા કરતી નહિ.

૩.

આ પ્રમાણે દશ વર્ષ વીતી ગયાં. ગોપાને એક પુત્ર જન્મ્યો. છ દિવસના બાળકને પડખામાં લેઇને ગોપા જે સમયે સૂતિકા-

ગૃહમાં સૂઇ રહી હતી, તે વખતે સિદ્ધાર્થ જગતવાસી મનુષ્યોનાં દુઃખ દૂર કરવા માટે સંન્યાસી થઇને ઘર છોડીને ચાલ્યો ગયો.

રાજનગરમાં રડારોળ મચી રહી. સ્વામી તો સંન્યાસી થયા, પણ ગોપા શું કરે? એક તો સ્ત્રીની જાત હતી. બીજું, બાળકપુત્ર ખોળામાં હતો, ઘરનો ત્યાગ કરીને ચાલ્યા જવું ત્હેને માટે સંભવિત નહોતું. એ ઘરમાં રહીનેજ સંન્યાસિની થઈ.

રાજવધૂનો વેશ કહાડી નાખીને ગોપાએ સંન્યાસિનીનો વેશ ધારણ કર્યો. રાજમહેલમાં કુળવધૂના બધા ભોગવિલાસનો બિલકુલ ત્યાગ કરીને એણે કઠોર બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું.

સસરાએ ઘણું સ્હમજાવી. સાસુએ ઘણું રૂદન કર્યું, પણ ગોપાનું મન ચળ્યું નહિ. એણે સંન્યાસિનીનો સાદો વેશ તથા કઠોર વ્રત છોડયાં નહિ.

સાસુજીને બોલાવીને ગોપાએ કહ્યું 'મા, ત્હમે ધર્મશીલ હોવા છતાં મ્હને અધર્મમાં શા માટે દોરવા માગો છો? જેના સ્વામી સંન્યાસી થયા તે સ્ત્રીને વસ્ત્રાભૂષણ, ભોગવિલાસનું શું પ્રયોજન? સ્વામીજ નારીનું સર્વસ્વ છે, સ્વામી એજ ત્હેનું સુખ, ત્હેનો ભોગવિલાસ અને ત્હેનાં આભૂષણ છે. સ્વામીજી જ્યારે ઘરબાર છોડીને સંન્યાસી થઇ ગયા, તો ત્હેમની સાથે મ્હારૂં બધું સુખ પણ ડૂબી ગયું. ગૃહસ્થાશ્રમનું સુખ જતું રહ્યું, ભોગવિલાસ જતા રહ્યા. વસ્ત્રાભૂષણના આડંબર કરવાનું હવે પ્રયોજન રહ્યું નથી. હવે તો મ્હારો ધર્મજ જાણે બદલાઇ ગયો છે.

સ્વામી જ્યારે રાજપુત્ર હતા ત્યારે હું રાજવધૂ તરીકે ત્હેમની સંગી અને સહધર્મિણી હતી. આજ એ સંન્યાસી થયા તો હું સંન્યાસિની થઇશ. સ્ત્રીનું જીવનવ્રત એજ છે કે

સ્વામીની અનુગામિની થવું. એ વ્રત મ્હેં આરંભ્યું છે, તો માજી! કૃપા કરીને મ્હને એમ કરતાં રોકશો નહિ. વળી મા ! ત્હમારો એકનો એક પુત્ર આજે સંન્યાસી થઈને અરણ્યમાં કઠોર તપશ્ચર્યા કરે છે એ ત્હમારાથી સ્હેવાય છે, તો ઘરમાં બેસીને વહુ સંન્યાસિનીનો વેશ ધારણ કરીને, સંન્યાસિનીવ્રત પાળે છે એ શા માટે સહન નથી થતું?'

ગૌતમી દેવી વહુનો જવાબ સાંભળીને ચૂપ રહી. એ સિદ્ધાર્થની માશી તેમજ ઓરમન મા થતી હતી. સિદ્ધાર્થની જનની મહામાયા પુત્રના જન્મ પછી સાત દિવસમાં મરી ગઇ હતી. ગૌતમીએ માતાની માફક સિદ્ધાર્થને ઉછેર્યો હતો. ગૌતમીના પુત્ર તરીકેજ સિદ્ધાર્થ ગૌતમબુદ્ધ નામથી પ્રસિદ્ધ થયો.

૪.

છ વર્ષ સુધી ઘણી સખ્ત તપસ્યા કર્યા બાદ સિદ્ધિ મેળવીને સિદ્ધાર્થ 'બુદ્ધ' થયો અને ભિક્ષુકના વેશમાં સર્વત્ર પોતાના ધર્મનો પ્રચાર કરવા લાગ્યો. હવે આપણે સિદ્ધાર્થને બુદ્ધદેવ ભગવાનના પવિત્ર નામથી સંબોધીશું.

થોડા સમય પછી બુદ્ધદેવ એક વાર કપિલવસ્તુ નગરમાં પધાર્યા. ત્હેમના પિતા વૃદ્ધ શુદ્ધોદન એ સમયે જીવતા હતા. રાજનગરમાં બુદ્ધદેવ પધાર્યાના સમાચાર પહોંચ્યા. બધે આનંદ વ્યાપી ગયો. અને રાજપુત્રને જોવા લોકોનાં ટોળેટોળાં છૂટયાં. લોકોએ જોયું કે રાજકુમાર ભિક્ષુકના વેશમાં રસ્તાઓમાં ભિક્ષા માગે છે અને પોતાના ધર્મનો ઉપદેશ કરે છે.

ગોપાએ અગાશીમાં ચ્હડીને ભિક્ષુ સ્વામીને જોયા.

હાય! ગોપાથી આ દૃશ્ય દેખી શકાય? જે રાજકુમારના

અંગ ઉપર હજારો મણિમાણિક્ય ઝળકી ઉઠતાં હતાં, સેંકડો દરજીઓ જેનો પોશાક બનાવતાં થાકી જતા હતા, અસંખ્ય નોકરો જેમની ખીજમતમાં રાતદિવસ હાજર રહેતા હતા, જેનું સુંદર રૂપ જોઇને ગોપા પોતે મુગ્ધ થઇ ગઇ હતી, તેજ પ્રિય સ્વામી આજ ધ્રુવની માફક રાજપાટનો ત્યાગ કરીને, પોતાની ઇચ્છાથી દીન વેશ ધારણ કરીને પોતાનાજ રાજ્યના રાજમાર્ગમાં ઉઘાડા પગે ફરે છે! જે મસ્તકમાં રોજ જાત-જાતનાં સુગંધિદાર તેલ નંખાતાં હતાં તે સુંદર ઝુલફાં હવે ક્યાં છે? કાનમાં હીરાનાં કુંડળ ક્યાં છે? એ રાજકુમારનો પહેરવેશજ કયાં છે? ગોપાએ ચુપચાપ બધું જોયું. ત્હેની આંખ્યોમાંથી અશ્રુધારા છુટી. સ્વામીનું મુંડન કરાવેલું શિર, અને ગરીબ ભિખારી જેવો વેશ જોઇને ગોપાથી પોતાના હૃદયના આવેશને રોકી શકાયો નહિ.

ઘણી વાર સુધી રોઇને આખરે એણે મનને શાંત કર્યું. મનમાં ને મનમાં એ વિચારવા લાગી 'છીઃ! હું આ શું કરૂં છું? હું કયા દુઃખથી રોઉં છું? હું દેખતી નથી કે ત્હેમના ચરણારવિન્દથી નગર ઝગઝગાટ થઈ ગયું છે. ત્હેમના દર્શનથી નગરવાસીઓના મ્હોં ઉપર કાંઇ દિવ્ય પ્રકાશજ જણાઈ આવે છે, અને હું ત્હેમની ધર્મપત્ની છું. હું રોદન કરી રહી છું? હાય! વેશાભૂષણહીન હોવા છતાં પણ, એ મૂર્તિ અતુલ જ્યોતિર્મય છે. એની આગળ રાજતેજ શા હિસાબમાં? એ પૂર્ણ શાન્તિ અને જ્યોતિર્મય મહામૂર્તિ મ્હારા સ્વામી છે. એજ મ્હારા સ્વામી આજે મનુષ્યરૂપમાં દેવતા છે; આજ એમણે ભોગવિલાસનો ત્યાગ કર્યો છે, સુખ દુઃખથી તે અતીત છે.

આજ રાજવેશ અને ભિક્ષુકવેશમાં ત્હેમના મનથી કાંઇ ભેદ નથી. આજ રાજમહેલનો રાજભોગ અને ગરીબ ભિખારીની ઝુંપડીની ભાજી એમને મનથી સમાન છે. અહા ! આજ એ કેવા મહાન્, કેવા ઉચ્ચ છે ? ત્હેમના અમૃતમય ઉજ્વળ દેહને હું પાર્થિવ વેશાભૂષણોથી ઢંકાયેલું જોવાની ઇચ્છા રાખતી હતી ! ! આજ મ્હારે સ્વામીના મહત્ત્વના ગૌરવથી પોતાને ગૌરવાન્વિત સ્હમજવી જોઇએ, ન કે આમ મોહાન્ધ સ્ત્રીની પેઠે રોવું જોઇએ. જો મ્હારામાં એટલું પણ મહત્ત્વ ન હોય તો પછી એવા મહાપુરૂષની સ્ત્રી ગણાવું ફોગટ છે.'

ગોપા અગાશીમાંથી બે હાથ જોડીને ભક્તિપૂર્વક દેવતારૂપી સ્વામીને નમસ્કાર કરીને નીચે ઉતરી.

૫.

બુદ્ધદેવ નિમંત્રિત થઇને રાજનગરીમાં આવ્યા હતા. પણ સ્વામીના સંન્યાસવ્રતમાં ભંગ પડે એ બ્હીકથી ગોપા ત્હેમનાં દર્શન કરવા ગઇ નહોતી. બાળક પુત્ર રાહુલને બોલાવીને અંતઃપુરમાંથી બુદ્ધદેવને દેખાડીને ગોપાએ કહ્યું 'બેટા ! આ ત્હારા પિતાજી. જા એમને પ્રણામ કરીને એમની પાસે પિતૃ-ધનની પ્રાર્થના કર !'

હાય ! ગોપા ! રાહુલનું પિતૃધન હવે કઠોર સંન્યાસ છે એ ત્હને ખબર નથી ? સ્વામીના સંન્યાસથી તું સંન્યાસિની થઈને ગૌરવ માને છે પણ બાળક પુત્રને પણ એજ કઠોર સં-ન્યાસનો વારસો અપાવતાં ત્હારૂં હૈયું કેમ ચાલે છે ?

રાહુલ પિતાની પાસે ગયો. પિતૃધન–પિતાના વારસાની ઇચ્છા રાખનાર પુત્રને સંન્યાસી પિતાએ સંન્યાસની દીક્ષા આપી.

૬.

વળી કેટલાંએક વર્ષો વીતી ગયાં. પિતા શુદ્ધોદનના મૃત્યુ સમયે બુદ્ધદેવ પાછા એકવાર કપિલવસ્તુ નગરમાં પધાર્યા. શુદ્ધોદનનું મૃત્યુ થયું, ગોપા અને નગરવાસી બીજી કેટલીક સ્ત્રીઓએ બુદ્ધદેવની પાસે આવીને સંન્યાસધર્મ ગ્રહણ કરવાની પ્રાર્થના કરી. એમને દીક્ષા આપીને બુદ્ધદેવે ભિક્ષુણી સંપ્રદાય સ્થાપ્યો. ગોપા એ ભિક્ષુણી સંપ્રદાયની–એ સેવિકાઓના ઝુંડની આગેવાન થઈ.

આજ ગોપાનું જીવન સફળ થયું. આજ સ્વામીના ત્યાગમાં ત્યાગી, સ્વામીના ગૌરવથી ગૌરવિણી, સ્વામીના ધર્મકર્મની સંગી, સ્વામીના પુણ્યતેજના મહિમાથી મહિમામયી, જગત્‌ના સર્વશ્રેષ્ઠ મહાસાધક મહાત્માની સહધર્મિણી ગોપા, ફક્ત નામનીજ નહિ પણ ખરેખરી રીતે સ્વામીની પરમ સહધર્મિણી બની.

બુદ્ધદેવે પ્રચાર કરેલો ધર્મ કોઈ કાળે આખી દુનિયામાં ફેલાઈ ગયો હતો. ત્હેનું કાંઈક માન આ ઉદારહૃદયા આર્યનારીની પરમ સાધના તને પણ ઘટે છે.

આ આર્ય રમણીએ ભિક્ષુણીસંપ્રદાયની આગેવાન બનીને, સ્ત્રીઓને સેવા અને પરોપકારના વ્રતમાં પ્રેરીને જગત્‌ને ઘણો લાભ પહોંચાડયો હતો.



# ૨૦—રૂકમાવતી.

બૌદ્ધયુગમાં ઉત્પલાવતી નગરીમાં રૂકમાવતી નામની એક ધનાઢ્ય, દયાળુ અને વિદ્વાન્ સ્ત્રી રહેતી હતી. તે જે મહોલ્લામાં રહેતી હતી, તે મહોલ્લામાં વસનારા સ્ત્રીપુરૂષોમાં કોઈ કદી અન્નવસ્ત્રની તંગીને લીધે દુઃખ વેઠે છે એવી ખબર રૂકમાવતીને કાને પડે તો તે તરત વ્હેનું દુઃખ દૂર કરવાના ઉપાય કરતી. મહોલ્લાઓમાં કોઈ સંકટથી પીડાય છે કે કેમ ત્હેની તે સદા ગુપ્ત રીતે ખબર રાખતી, અને દુઃખી મનુષ્યોનું દુઃખ મટાડવા, તન, મન, ધનથી યત્ન કરતી. એક દિવસ દયાની મૂર્તિસ્વરૂપ રૂકમાવતી રાજમાર્ગ ઉપર ફરી રહી હતી. ત્યાં ત્હેના જોવામાં આવ્યું કે સરિઆમ રસ્તા ઉપર દુકાળથી રીબાતી, દુબળા શરીરની, ભૂખને માર્યે ટળવળતી, એક નારી પોતાની પાસે ખાવાની કાંઇ પણ વસ્તુ નહિ હોવાથી, બીજો કાંઇ પણ ઉપાય ન સૂઝવાથી પોતાનાજ તરતના જન્મેલા બાળકને ચીરી નાંખીને ખાઈ જવાની તૈયારીમાં હતી. એક અબળા આવું નીચ કામ કરવા તૈયાર થાય એ વાત માનતાં, હમારી કોમળ હૃદયની દયાળુ ગુજરાતી બ્હેનોને, કદાચ સંકોચ થાય એ સ્વાભાવિક છે. પણ હમારી જે બ્હેનોએ હિંદુસ્તાનમાં આપણાજ જમાનામાં પડેલા ભયંકર દુકાળોના વખતમાં બહાર જઇ દુકાળીઆની સ્થિતિ નીહાળવાની તસ્દી લીધી હશે તેઓ આ વાતને જરૂર ટેકો આપશે. કારણ કે ત્હેમની પોતાની આંખો આગળ એવા ઘણાએ ત્રાસજનક બનાવો બન્યા હશે.

ભૂખ એક એવી આફત છે કે જેથી ગભરાઇ જઇને આદમી જે પાપ કરવા તૈયાર ન થાય તે ઓછું. જે હિંદુઓ માંસનું નામ સાંભળીને અભડાઇ જાય છે, તેજ હિંદુઓ ઘોર દુકાળના વખતમાં કબરો ખોદીને મુડદાંઓનું માંસ ખાતા દેખવામાં આવ્યા છે, તો પછી આ કંગાળ સ્ત્રી પોતાના તરતના જન્મેલા બાળકનો ભક્ષ કરવા તૈયાર થઇ હોય તો ત્હેમાં ન માનવા જેવું કાંઇજ નથી. કેમકે જે વખતની આ વાત છે તે સમયે દેશમાં ઘણો ભયંકર દુકાળ પડયો હતો. ભૂખરૂપી અગ્નિથી બળીને ભસ્મ થઇ જતા પેટવાળાં નર નારીઓના માંહોમાંહેના ત્રાસજનક પોકારથી એ સુંદર શહેર સ્મશાન જેવું લાગતું હતું. ચારે તરફ ભૂખે મરતા લોકો જીભ બહાર કહાડીને પડયાં હતાં. શહેર અને શહેર બહારનાં પરાંઓમાંની ઝાડની વેલો, પાંદડાંઓ અને ફૂલો, તેમજ ખેતરોમાંનાં ઘાસ સુદ્ધાંત દરેક ચીજો નાશ પામીને દુકાળીઆંઓના જઠરાગ્નિને સંતોષવાના સાધનરૂપ બની હતી. આહાર વગર મૃત્યુના વિકરાળ મ્હોંમાં ફસાઇ પડેલાં નરનારીઓ આમ તેમ તરફડીઆં મારતાં હોવાથી આખા દેશે એક ઘોર સ્મશાનનું રૂપ ધારણ કર્યું હતું.

દયાવતી રૂકમાવતીએ જયારે જોયું કે સુવાવડમાંથી તરતની ઉઠેલી સ્ત્રી ભૂખની ઝાળથી અધીરી બનીને નવા જન્મેલા બાળકના દેહને ખાઇ જવા તત્પર છે, ત્યારે શું કરવું ત્હેના વિચારમાં તે સ્તંભિત થઇ ગઈ. તે વિચારવા લાગી ‘મનુષ્યના હૃદયમાં આટલી હદ સુધી કઠોરતા કેમ પહોંચી હશે ? માતા પોતાના શરીરના પોષણ માટે પુત્રના દેહનું માંસ ઉદરમાં નાંખી ભૂખ મટાડવા માગે છે એ શું ભેદભાવ જાહેર નથી કરતું ?’

આવા પ્રકારના વિચાર કરતી કરતી રૂકમાવતી એજ ભૂખે મરતી નારીની પાસે ગઇ અને ત્હેને કહેવા લાગી કે ' હે ભૂખે મરતી સ્ત્રી ! શાન્ત થા ! ધીરજ પકડ ! તરતજ તે કંગાળ સ્ત્રીએ જવાબ આપ્યો ' ધીરજ તો ઘણીએ પકડું, પણ ખાઉં શું ? આખા દેશનાં જંગલી શાક, પાંદડાં, વનસ્પતિ તથા ઘાસ સુદ્ધાન્ત પણ લોકોના પેટમાં જઇને ખૂટી ગયાં છે, તો હવે મ્હારે ખાવું શું પત્થર ? ' રૂકમાવતી બોલી ' ધીરજ ધર બ્હેન ! હું ઘેર જઇને ત્હારે માટે ખાવાની સામગ્રી લઈ આવું છું, તે તું ખાજે; પણ આ તરતના જન્મેલા બચ્ચાને ખાઇ જઇશ નહિ. બ્હેન, જરા સબુરી રાખ ! ' એવી રીતે દિલાસો આપીને બુદ્ધિમાન રૂકમાવતીએ કેટલાક વખતને માટે એ પિશાચણીને એ દુષ્ટ કામ કરતાં રોકી. ત્હેને પણ એથી જરા હિંમત મળી. પણ દુરંદેશ રૂકમાવતીને તરતજ વિચાર સૂઝયો કે ' જો હું ખાવાનું આણવા ઘેર જઇશ અને એટલી વારમાં લાગ મળ્યાથી ભૂખની મારી, પોતાના વચનનું ભાન ભૂલી જઈને, આ અધીરી બનેલી સ્ત્રી બાળકને ખાઇ જાય તો પછી શું કરવું ? બાળકનો પ્રાણ બચાવવાનો મ્હારો પ્રયત્ન તો નિષ્ફળજ જાય ને ? વળી બાળકનું રક્ષણ કરવા માટે હું એને માતાના ખોળામાંથી જબરદસ્તીથી લઇ જાઉં તો પુત્રવિયોગના શોકથી અને જઠરાગ્નિની વેદનાથી એ અધીરી બનેલી માતા પોતાનો પ્રાણ ત્યજી દે, તો મ્હને સ્ત્રીહત્યાનું પાપ ન લાગે ? માટે હવે કરવું શું ? ' રૂકમાવતી ઘણી ગુંચવાડાભરેલી સ્થિતિમાં આવી પડી. કોઈ પણ ચોક્કસ ઠરાવ ઉપર આવવું ત્હેને મુશ્કેલ પડયું. તે પોતાને એક મ્હોટા ધર્મસંકટમાં આવી પડેલી સ્હમજવા

લાગી. પરન્તુ વધારે વખત ખોવાનો આ પ્રસંગ નહોતો. એટલે વિશેષ વિલંબ ન કરતાં તે એક ગંભીર નિશ્ચય ઉપર આવી. વ્હાલી વ્હેનો! ત્હમે ત્હમારી અટકળને ખૂબ વેગથી દોડાવો. અને પછી કહો કે એ નિશ્ચય શો હશે! સેવાનું વ્રતધારિણી સેવાસદનની સેવિકાઓ! ત્હમે પોતે ઘડીભરને માટે પોતાને રૂકમાવતીની સ્થિતિમાં મૂકો અને પછી વિચાર કરો કે ત્હમે આવી સંકડામણમાંથી છૂટવા શું કરત? હમારી સુકોમળ વ્હેનો રૂકમાવતીનું કૃત્ય જોઇને વિસ્મય પામ્યા વગર રહેશે નહિ. ત્હેણે પોતાનો પવિત્ર વિચાર પાર પાડવા માટે દૃઢ નિશ્ચય અને ધૈર્યપૂર્વક એક તીક્ષ્ણ ધારવાળી છરી વડે પોતાનું સ્તન કાપી નાંખીને તે સંતાનના લોહીની તરસી, દુકાળથી પીડાતી અને ભૂખથી અધીરી બની ગયેલી સ્ત્રી તરફ ફેંક્યું. તરતજ તે સ્ત્રીએ પોતાનો હાથ લંબાવીને એ માંસપિંડ ગ્રહણ કર્યો અને ત્હેને સ્વાહા કરી ગઈ. આ લાગ જોઇને તે દયાળુ બૌદ્ધ મહિલા-તે સાચી સેવિકા બાળકને ત્યાંથી લઇને ચાલી ગઇ. ત્હેની છાતીમાંથી વહેતી રૂધિરની ધારાએ ઉત્પલાવતી નગરીના રાજમાર્ગને રંગી નાખ્યો.



# ૨૧—ભામતી.

એ શ્રીમાન્ શંકરાચાર્ય સ્વામીના ભાષ્ય ઉપર ટીકા કરનાર વિદ્વાન્ વાચસ્પતિમિશ્રની પ્રિય પત્ની હતી. એ ઘણી વિદુષી, પતિવ્રતા, લજ્જાવતી, વિનયી, નમ્ર અને બુદ્ધિશાળી હતી. વાચસ્પતિ મહાશયની પેઠે એ પણ

ધર્મપરાયણુ હતી. પતિને શાસ્ત્રચર્ચામાં મદદ કરવી એને ભામતી પોતાનું મુખ્ય કર્તવ્ય ગણુતી હતી.

વિદ્યાનુરાગી લેખકો અને કવિઓ પોતાના કામમાં એવા લીન થઇ જાય છે કે, એમને રાત દહાડાનું ભાન રહેતું નથી. આધુનિક સમયમાં પણુ એવા એકાગ્ર ચિત્તવાળા લેખકો અને શોધકોનાં દૃષ્ટાંતો આપણે પાશ્ચાત્ય દેશોમાં ઘણાં જોઇએ છીએ. વાચસ્પતિ પણુ એવાજ એક વિદ્વાન્ હતા. ભાષ્ય ઉપર ટીકા કરવાના કામમાં એ બિલકુલ તલ્લીન થઇ જતા હતા. એટલે સુધી કે જ્યારે એમને ભોજનને માટે સંભારવામાં આવતું ત્યારેજ એ ભોજન કરતા અને ભોજન કરી ચૂકયા પછી, પાછા એના એ કામમાં લીન થઈ જતા.

જે સમયે ભામતી પરણીને સાસરે આવી, તે સમયે પણુ વાચસ્પતિમિશ્રની આવીજ દશા હતી. એ વખતે એ શાંકર-ભાષ્ય ઉપર ટીકા રચી રહ્યા હતા. ભાષ્યના અર્થનો વિચાર કર-વામાં, ત્હેને બીજા ગ્રન્થો સાથે સરખાવવામાં તથા ભાષ્યનો અર્થ સુસ્પષ્ટ કરીને લખી કહાડવામાં ત્હેમનું એટલું બધું ધ્યાન રહેતું કે ઘરસંસારનું એમને કાંઇ પણુ ભાન નહોતું. એ વખતે મિશ્રજી યુવાન હતા અને મિશ્રાણી ભામતી પણુ યુવાવસ્થામાં પ્રવેશ કરી ચૂકી હતી. પરન્તુ કામલાલસાએ કોઈ દિવસ ત્હે-મના ચિત્તને ટીકા રચવાના કાર્યમાંથી આકર્ષિત કર્યું નહોતું. બન્ને જણાં સાથે રહેતાં હતાં. શયનગૃહમાં બેસીને પણુ વાચ-સ્પતિ મહારાજ ટીકા કરવાનું કાર્ય કરતા અને ભામતી ત્હેમને માટે બધી સામગ્રી તૈયાર કરી આપતી. આ પ્રમાણે પુસ્તકો રચવામાં બન્નેની યુવાવસ્થા તો વીતી ગઇ અને પ્રૌઢાવસ્થા

આવી પહોંચી. પણ પતિને વાંચવા લખવામાં વિઘ્ન આવે એમ ધારીને ભામતીએ સાંસારિક સુખની કદી પણ અભિલાષા કરી નહિ.

ભાષ્ય પૂરૂં થવા આવ્યું એ અરસામાં એક વખત આખી રાતનો ઉજાગરો કરવાથી ભામતીને જરાક ઉંઘ આવી ગઇ, અને વાચસ્પતિ મહારાજ જે દીવાના અજવાળામાં બેસીને ટીકા લખી રહ્યા હતા તે દીવામાં તેલ ન રહ્યાથી દીવો હોલવાઇ ગયો. તરત એમણે મ્હોં ઉંચું કર્યું તો નિદ્રાવશ ભામતી ઉપર ત્હેમની દૃષ્ટિ પડી. પત્નીને સૂતેલી જોઇને તે પહેલાં તો આશ્ચર્ય પામ્યા પણ પછીથી પ્રેમભાવથી બોલી ઉઠયા 'સુંદરિ ! ત્હને ધન્ય છે! ત્હેં આખરે મને જીતી લીધો. ત્હારી મદદથીજ હું આ કામ સમાપ્ત કરી શકયો છું. ત્હેં મ્હને આ ટીકા રચવામાં જે મદદ આપી છે, તથા મ્હારે માટે જે અસાધ્ય પરિશ્રમ ઉઠાવ્યો છે, તેથી પ્રસન્ન થઇને હું આ ટીકાનું નામ ભામતી ટીકા રાખું છું.

આટલું કહીને વાચસ્પતિજીએ પોતાની ટીકાનું નામ ભામતી ટીકા પાડયું, તથા પત્નીનો ઘણોજ આભાર માન્યો.

એકદમ નિદ્રા આવી જવાથી ભામતી ઘણી શરમાઇ ગઇ અને હાથ જોડીને પતિને કહેવા લાગી 'પ્રાણનાથ ! મ્હને ક્ષમા કરો ! મ્હને નિદ્રા આવી જવાથી આપના કામમાં વિઘ્ન પડયું છે. એ મ્હારો દોષ છે. મ્હને એને માટે ઘણો પશ્ચાત્તાપ થાય છે. ત્હમારી સાથે જ્ઞાનચર્ચા કરવામાંજ મ્હારી સર્વ ઈચ્છાઓ તૃપ્ત થઇ છે. હવે સાંસારિક સુખભોગની મ્હને ઇચ્છા નથી. આપને લીધે મ્હને જે લાભ મળ્યો છે ત્હેને માટે હું આપની ઘણીજ ઉપકૃત છું.'

વાચસ્પતિ બોલ્યા, ધન્ય છે ત્હને, સતિ! ત્હેં મ્હારા દોષ તરફ જરા પણ લક્ષ આપ્યું નથી, છતે પતિએ ત્હારૂં યૌવન નિરર્થક ગયું, ત્હેને માટે ત્હેં મ્હારી નિંદા કરી નથી; બલ્કે ઉલટો મ્હારો ઉપકાર માને છે. ધન્ય છે ત્હારા શાણપણને! ત્હારા જેવી પતિવ્રતા અને પતિને પ્રસન્ન રાખનારી સ્ત્રીઓ ઘણા થોડા મનુષ્યોના ભાગ્યમાં હોય છે.'

ભામતીએ હાથ જોડીને કહ્યું 'સ્વામીનાથ! આપ આવાં વચનો કહીને મ્હને શરમાવશો નહિ. પતિની સેવા કરવી એ તો સ્ત્રીઓનો મુખ્ય ધર્મજ છે. પછી મ્હેં એમાં અધિક શું કર્યું છે કે આપ આટલી બધી પ્રશંસા કરો છો? મ્હેં જે કાંઇ કર્યું છે તે પોતાનો ધર્મ ગણીને કર્યું છે, વખાણ કરાવવા સારૂ નથી કર્યું. મહારાજ! ત્હમે તો જ્ઞાની છો. જાણો છો કે બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહ્યું છે કેઃ–દેવપૂજા, વ્રત, દાન, તપ, ઉપવાસ, જપ, તીર્થસ્થાન, યજ્ઞ, આખી પૃથ્વીની પ્રદક્ષિણા, બ્રાહ્મણ અને અતિથિસત્કાર એ બધી વાતો પતિસેવાના સોળમા ભાગની પણ બરોબર નથી.' વળી કહ્યું છે કે–'પતિવ્રતા સ્ત્રીએ પતિને દેવતુલ્ય ગણીને સદા ત્હેનાં હિતકારી કાર્યો કરવાં જોઇએ. કારણ કે પતિજ ત્હેનો મિત્ર છે, પતિની સેવાથીજ સ્ત્રીનો જન્મ સફળ થાય છે.' વળી સ્કન્ધ પુરાણમાં લખ્યું છે કેઃ—

તીર્થસ્નાન કરવાની ઇચ્છાવાળી સ્ત્રીઓએ પતિનું ચરણામૃત પીવું જોઇએ, કારણ કે સ્ત્રીને માટે પતિ એજ ભગવાન, વિષ્ણુ અને મહાદેવથી પણ અધિક શ્રેષ્ઠ છે. હે સ્વામીનાથ! આપ તો મહાવિદ્વાન્ અને શાસ્ત્રના પારંગત છો. આપને હું વધારે શું કહું. સંસારમાં સ્ત્રીને માટે પતિસેવા કરતાં અધિક સુખ બીજા

કશામાં નથી, અને એ પતિસેવાજ મ્હેં બજાવી છે, એટલે કાંઈ અધિક કર્યું નથી.'

પત્નીનાં આવાં મધુર વચનો સાંભળીને વાચસ્પતિ મહારાજે ઘણા પ્રસન્ન થઈ જઇને કહ્યું 'પ્રિયે! ત્હારૂં કહેવું ઘણું વ્યાજબી છે. વાસ્તવમાં પતિજ સ્ત્રીનું સર્વસ્વ છે. પણ એવું જ્ઞાન ઘણી થોડી સ્ત્રીઓને હોય છે.'

ધન્ય છે ભામતીની પતિભક્તિને! પતિના સહવાસથી એને પણ વિદ્યાનું વ્યસન લાગી ગયું હતું. એમ કહેવાય છે કે એણે કલ્પતરૂનામક ગ્રન્થ ઉપર ટીકા લખી છે.



# ૨૨—જૈન સતી સુભદ્રા.



એ વસંતપુર નામના નગરના રાજા જીતશત્રુના પ્રધાન જિનદાસની કન્યા હતી. ત્હેની માતાનું નામ તત્ત્વમાલિની હતું. ત્હેનાં માતપિતાએ ત્હેને ધર્મ તથા નીતિશાસ્ત્રનું ઉંચું શિક્ષણ આપ્યું હતું. તેઓ જૈનધર્મી હતાં, અને તેઓએ સુભદ્રાને બચપણથીજ જૈનધર્મના તત્ત્વજ્ઞાનનું સારૂં શિક્ષણ આપ્યું હતું. પૂજા—અર્ચના કરવામાં, તથા અતિથિ-અભ્યાગતનો સત્કાર કરવામાં એ ઘણી પ્રવીણ હતી. એનાં માતપિતાની ઇચ્છા એવી હતી કે આ કન્યાનું કોઈ સુપાત્ર જૈનને દાન કરવું.

એવામાં ચંપાનગરીનો બુદ્ધદાસ નામનો એક વણિક એ

નગરમાં આવ્યો. એ બૌદ્ધધર્મી હતો, પરન્તુ એ સુભદ્રાનું સૌન્દર્ય જોઇને ઘણોજ મુગ્ધ થઇ ગયો. એ કન્યાને પરણવાની ઇચ્છાથી ત્હેણે ત્હેનાં માતપિતા તથા કુળની ખબર કહાડી. ત્હેને ખબર પડી કે સુભદ્રાનાં માતપિતાની ઇચ્છા, ત્હેને કોઈ સદ્‌ગુણી ધર્મનિષ્ટ જૈનની સાથે પરણાવવાની છે. આ ઉપરથી બુદ્ધદાસે બૌદ્ધધર્મનો ત્યાગ કરીને, જૈનમાર્ગ ગ્રહણ કર્યો. તથા પોતાના આચારવિચાર અને ધર્મશાસ્ત્રના જ્ઞાનથી સુભદ્રાના પિતાને પ્રસન્ન કરીને ત્હેની સાથે લગ્ન કર્યાં. સુભદ્રા જેવી પરમ રૂપવતી, સદ્‌ગુણી અને સુશિક્ષિત પત્ની મળ્યાથી બુદ્ધદાસના હર્ષનો પાર રહ્યો નહિ. વસંતપુરમાં કેટલાંક વર્ષ રહ્યા પછી પુષ્કળ ધન સંપાદન કરીને એ પોતાને ગામ ગયો. સુભદ્રા પણ માતપિતાની રજા લઇને પતિની સાથે સાસરે ગઇ. સાસરે જઇને ત્હેણે સાસુ સસરાને વિનયપૂર્વક પ્રણામ કર્યા. બીજે દિવસે એણે જ્યારે જૈન દેવાશ્રયમાં પૂજા કરવા જવાની સાસુ પાસે રજા માગી ત્યારે એને ખબર પડી કે એનાં શ્વશુર પક્ષનાં બધાં મનુષ્યો બૌદ્ધધર્મી છે. સાસુએ જૈનધર્મ છોડી દઇને બૌદ્ધધર્મ સ્વીકારવાને ત્હેને ઘણોએ આગ્રહ કર્યો, પણ ત્હેણે પોતાનો બાપીકો ધર્મ છોઠી દેવાનું કદી પણ સ્વીકાર્યું નહિ. આથી કરીને સાસુ ત્હેના ઉપર ઘણી અપ્રસન્ન થઇ, અને રાત દિવસ ત્હેની ખોડખાંપણ કહાડવા તથા ત્હેની વિરૂદ્ધ પુત્રના કાન ભંભેરવા લાગી. પરન્તુ બુદ્ધદાસ સ્હમજુ હતો, ત્હેણે માતાના કહેવા ઉપર વિશ્વાસ કરીને સ્ત્રી સુભદ્રાને દુઃખ દીધું નહિ. એ તો સદા એમજ કહ્યા કરતો કે સુભદ્રાના સતીત્વ માટે મ્હને પૂર્ણ વિશ્વાસ છે.

એક દિવસ એવું બન્યું કે એક જૈનસાધુ સુભદ્રાને ત્યાં ભિક્ષા માગવા આવ્યા. એ વખતે એ સાધુની આંખમાં તરખલું પડયું હતું. દેહના સુખની વધારે ચીવટ ન રાખવી જોઇએ એમ ધારીને સાધુએ એ તરખલું આંખમાંથી કહાડવાની તસ્દી લીધી નહોતી, પણ કોમળહૃદયા સુભદ્રાથી સાધુનું આ દુઃખ જોઇ શકાયું નહિ. ત્હેણે પોતાની સુકોમળ જીભ વડે જૈન મુનિની આંખમાંથી એ તરખલું કહાડી નાંખ્યું. એ વખતે સુભદ્રાના લલાટ સાથે મુનિના લલાટનો સ્પર્શ થયો અને દૈવવશ સુભદ્રાના લલાટમાંના ચાંલ્લાનું કેસર મુનિના કપાળમાં ચ્હોંટી ગયું. સાધુના કપાળમાંનું આ તિલક સુભદ્રાની સાસુની દૃષ્ટિએ પડયું. ત્હેણે આ વાત પુરાવા સહિત પોતાના પુત્ર બુદ્ધદાસને જણાવી, અને એ દિવસથી બુદ્ધદાસ પત્ની સુભદ્રા ઉપર ઘણો અપ્રસન્ન રહેવા લાગ્યો. પતિના પ્રેમથી વિમુખ રહેવાથી સતી સુભદ્રાના હૃદયને ઘણો ઊંડો ઘા લાગ્યો. ત્હેણે ઈશ્વરના ધ્યાનમાં તથા વ્રતનાં અનુષ્ઠાનમાં ચિત્ત લગાડયું અને પોતાને આ અધમ કલંકમાંથી મુક્ત કરવાને દેવદેવીઓની આકુળ હૃદયે પ્રાર્થના કરી. આખરે દેવીએ પ્રસન્ન થઇને કહ્યું 'હે સતિ! તું કાલે કલંકથી મુક્ત થઈશ.'

બીજે દિવસ સ્હવારના પ્રહરમાં દરવાનો દરવાજા ઉઘાડવા ગયા તો એકે દરવાજો ઉઘડયો નહિ. આથી દ્વારપાળો ઘણા આશ્ચર્ય પામીને રાજાની પાસે ગયા તથા ત્હેને સઘળી હકીકત નિવેદન કરી. રાજાએ પોતે દરવાજા આગળ ઉભા રહીને કમાડ ઉઘડાવવા ઘણોએ પ્રયત્ન કર્યો, પણ કાંઇ વળ્યું નહિ. આ કોઇ દૈવકોપ હશે એમ ધારીને રાજા મનમાં ને મનમાં ઈશ્વ-

રની આરાધના કરવા લાગ્યો. એટલામાં આકાશવાણી થઇ કે 'જો કોઇ સતી સ્ત્રી સૂતરના કાચા દોરાથી ચાળણીવડે કૂવામાંથી પાણી કહાડીને એ દરવાજાને છાંટે તો કમાડ ઉઘડે.'

આકાશવાણીને અનુસરીને રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે 'જે સ્ત્રી એ પ્રમાણે કરીને દરવાજા ઉઘાડશે, ત્હેને રાજા તરફથી ઘણું માન આપવામાં આવશે.' રાજાના ઢંઢેરાને માન આપીને નગરની અનેક સ્ત્રીઓએ ચાળણીમાં પાણી કહાડવાનો પ્રયત્ન કર્યો પણ કોઇને સફળતા મળી નહિ. છેવટે સુભદ્રાએ એ પ્રયોગ અજમાવી જોવાની સાસુને વિનંતિ કરી. પણ સાસુએ એની વાતને મશ્કરીમાંજ ઉડાવી દીધી. આખરે એણે વિનયપૂર્વક સાસુને સ્હમજાવ્યું કે આપ અત્યાર સુધી મ્હને કુલટા ગણો છો, માટે મ્હારામાં પતિભક્તિ કેટલી છે, શિયળને મ્હેં કેટલું અખંડિત રાખ્યું છે, ત્હેની પરીક્ષા કરવાનો આ ઉત્તમ પ્રસંગ છે. જો આ પ્રયોગમાં હું સફળ થાઉં તો મ્હારી નિર્દોષતાનો સ્વીકાર કરજો, અને નિષ્ફળ નીવડું તો કુળકલંકિની કુલટા તરીકે મ્હારો ત્યાગ કરજો. આ પ્રમાણે કહીને એ સાસુની રજાથી કૂવા આગળ ગઇ, અને કાચા તાંતણાથી ચાળણીમાં પાણી કહાડીને તે પાણી હજારો સ્ત્રી પુરૂષના દેખતાં નગરના ત્રણ દરવાજા ઉપર છાંટયું. તરતજ ત્રણે દરવાજા ઉઘડી ગયા. પછી એણે નગરવાસી સ્ત્રીઓની તરફ ફરીને કહ્યું 'હવે ત્હમારામાં બીજી કોઇ સતી હોય તો ત્હેણે આ ચોથો દરવાજો ઉઘાડવો.' પરન્તુ કોઇ પણ સ્ત્રીએ ચોથો દરવાજો ઉઘાડવાનું સાહસ કર્યું નહિ. આ ચોથું દ્વાર હમેશાંને માટે બંધજ રહ્યું. રાજાએ સતી સુભદ્રાનો ઘણો આદર સત્કાર કર્યો.

આવી શિયળવતી વહુને દુઃખ દેવા માટે સુભદ્રાની સાસુને ઘણોજ પશ્ચાત્તાપ થયો. ત્હેણે સુભદ્રાની ક્ષમા માગી. સતી સુભદ્રાએ સાસુને ઉદાર હૃદયે ક્ષમા આપી, તથા એમને જૈન-ધર્મનો બોધ આપ્યો.

કેટલાંક વર્ષ સુધી પતિસુખ ભોગવ્યા પછી, સુભદ્રાએ જૈન મુનિ પાસે સંન્યસ્ત વ્રતની દીક્ષા લીધી અને પોતાની દુઃખી અને અજ્ઞાન ભગિનીઓના હૃદયમાં સુખ અને જ્ઞાનનો સંચાર કરવામાં પોતાનું આયુષ્ય વ્યતીત કર્યું.



# ૨૩—રતિસુંદરી.



આ સતીનો જન્મ સાકેતપુર નગરમાં કેસરી રાજાને ત્યાં રાણી કમળસુંદરીને પેટે થયો હતો. કમળાસુંદરી પોતે એક સદ્ગુણી, પતિવ્રતા અને ભણીગણી સ્ત્રી હતી. ત્હેણે પોતાની કન્યાને પણ સારૂં શિક્ષણ આપીને એ બધા સદ્ગુણોથી વિભૂષિત કરી હતી. રાજકુમારી રતિસુંદરી સદા ધર્મકાર્યમાં તથા ધર્મ ગ્રન્થોના અભ્યાસમાં તલ્લીન રહેતી હતી.

જૈનમાર્ગી સાધ્વીઓ પાસેથી ત્હેણે જૈનધર્મના સિદ્ધાન્તોનું જ્ઞાન મેળવ્યું હતું અને ત્હેમના ઉપદેશથી પતિવ્રતાધર્મનો મહિમા ત્હેના કોમળ હૃદયમાં સારી પેઠે ઠસી ગયો હતો.

રાજકુમારી રતિસુંદરી જ્યારે પુખ્ત ઉમરની થઈ ત્યારે ત્હેનાં માતપિતાએ ત્હેની સંમતિથી ત્હેનો વિવાહ નંદન નગ-

રના ચન્દ્રરાજા સાથે કરી દીધો. રતિસુંદરીનું અદ્ભૂત સૌંદર્ય, લાવણ્ય અને વિદ્વત્તા જોઇને રાજા ચંદ્ર ઘણોજ મુગ્ધ થઈ ગયો, અને એવી સતી તથા વિદુષી સ્રીના સમાગમથી પોતાના હૃદયને પણ ધાર્મિક બનાવીને સંપૂર્ણ સુખવૈભવમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો.

એ દિવસોમાં કુરૂ દેશનો રાજા મહેન્દ્રસિંહ ઘણો બળવાન અને પરાક્રમી ગણાતો હતો. ત્હેના દરબારમાં જઇને કોઇએ રતિસુંદરીના સૌન્દર્યની ઘણી પ્રશંસા કરી, અને જણાવ્યું કે એવી ખુબસુરત સ્રી આજકાલ ભારતવર્ષના કોઇ રાજાના અંતઃપુરમાં નથી.

રતિસુંદરીના રૂપની એટલી બધી પ્રશંસા સાંભળીને રાજા મહેન્દ્રસિંહ કામવિહ્વળ થઈ ગયો. અને રતિસુંદરીને પોતાની પત્ની બનાવવાના સંકલ્પથી પોતાના એક દૂતને રાજા ચન્દ્ર પાસે મોકલ્યો. રાજા મહેન્દ્રસિંહના દૂતે નંદન નગરમાં જઇને રાજા ચન્દ્રને પોતાના સ્વામીનો સંદેશો કહ્યો. અને રાણી રતિસુંદરી સોંપી દેવાને ઘણી રીતે સ્હમજાવીને આગ્રહ કર્યો. પણ રાજા ચન્દ્રે એ દૂતનો ઘણો તિરસ્કાર કરીને ત્યાંથી કહાડી મૂક્યો, તથા પારકી સ્રી માગવાનો અવિવેક દેખાડવા માટે ત્હેના રાજા માટે પણ ઘણાં કડવાં વેણ કહ્યાં.

દૂતે જઈને રાજા મહેન્દ્રસિંહને બધા સમાચાર કહ્યા. રાજા મહેન્દ્રસિંહ ક્રોધાવેશમાં આવી જઇને ચન્દ્રરાજાના નગર ઉપર મ્હોટું સૈન્ય લઇને ચ્હડી આવ્યો. ચન્દ્રરાજા પણ લ્હડવા માટે સ્હામો ગયો. બન્ને પક્ષ વચ્ચે દારૂણ સંગ્રામ મચી રહ્યો. પણ રાજા મહેન્દ્રસિંહનું લશ્કર વધારે હોવાથી રાજા ચન્દ્રનો આ

યુદ્ધમાં પરાજય થયો; અને મહેન્દ્રસિંહે ત્હેને જીવતો પકડીને કેદ કર્યો. રાજા કેદ પકડાયાથી ત્હેનું સૈન્ય પણ અસ્તવ્યસ્ત થઇ ગયું, એટલે મહેન્દ્રસિંહે રાજા ચન્દ્રના મહેલમાં પ્રવેશ કરીને રાણી રતિસુંદરીનું હરણ કર્યું. તથા ત્હેને પોતાની સાથે પોતાના રાજ્યમાં લઇ ગયા પછી, રાજા ચન્દ્રને છોડી મૂકયો.

રાણી રતિસુંદરી, આ પ્રમાણે પતિથી એકાએક વિખૂટી પડવાને લીધે ઘણી શોકાતુર થઇ. ત્હેનું ચિત્ત રાતદિવસ પતિમાંજ હતું. ગમે તે થાય તોપણ પોતાનું શિયલ સાચવી રાખવાનો ત્હેણે સંકલ્પ કર્યો હતો.

રાજા મહેન્દ્રસિંહે રતિસુંદરીને એક ભવ્ય રાજમહેલમાં ઉતારો આપ્યો હતો. એક વખત કામાતુર રાજા મહેન્દ્રસિંહ રતિસુંદરીના મહેલમાં પહોંચ્યો અને ત્હેને પ્રેમપૂર્વક કહેવા લાગ્યો ‘ હે નાજુક સુંદરી ! તું જાણે છે કે મ્હેં આ યુદ્ધનો પરિશ્રમ કોને માટે કર્યો હતો ? આજે મ્હારી ઇચ્છા પૂર્ણ થઇ છે, તું મ્હને પ્રાપ્ત થઈ છે. હવે તું મ્હારી રાણી બન અને મ્હારી ઈચ્છા પૂર્ણ કરીને, ત્હારા અને મ્હારા જીવનને સફળ કર. ’ રાજાનાં આ વચન સાંભળીને રતિસુંદરીને ત્હેને માટે મનમાં ને મનમાં ઘણોજ તિરસ્કાર ઉપજ્યો. જે સૌન્દર્યને લીધે પોતાની આ દશા થઈ તે સૌન્દર્યને એ મનમાં ને મનમાં હજારો શાપ દેવા લાગી. ત્હેણે આત્મહત્યા કરવા વિચાર કર્યો; પણ પછીથી સાંભરી આવ્યું કે એમ કર્યાથી આ જન્મમાં પતિદેવની સાથે ફરીથી મેળાપ થવાની તો કોઇ પણ આશા નહિ રહે. માટે કોઈ એવી યુક્તિ રચવી જોઇએ કે જેથી મ્હારૂં સતીત્વ પણ અખંડિત રહે અને ભવિષ્યમાં કોઇ દિવસ પ્રાણથી પણ અધિક પ્યારા સ્વામીનાથનાં દર્શન થાય. આવા વિચારથી

દુર અંદેશ રાણીએ એક યુક્તિ શોધી કહાડી, પોતાના અંતઃ-કરણનો શોક અને તિરસ્કાર અંદરજ શમાવીને ત્હેણે સ્મિત-હાસ્યપૂર્વક રાજા મહેન્દ્રસિંહને કહ્યું 'ત્હમે મ્હારા ઉપર આટલા બધા પ્રસન્ન થયા છો તો મ્હારે ત્હમારી પાસે કાંઇક માગી લેવાની ઇચ્છા છે. તે આપશો?' રતિસુંદરીના મુખમાંથી આટલા શબ્દો નીકળવાથી તો રાજાના હર્ષનો પારજ રહ્યો નહિ. ત્હેણે હર્ષપૂર્વક કહ્યું 'સુંદરી! ત્હારે શું માગવું છે તે ખુશીથી જણાવ. આ સંસારમાં એવી કઇ વસ્તુ છે કે જે હું ત્હને સમર્પણ ન કરી શકું. હું મ્હારૂં આખું રાજ્ય ત્હારા ઉપર નોછાવર કરવા તૈયાર છું. માટે ત્હારે જે કાંઇ ઇચ્છા હોય તે માગી લે.' રતિસુંદરીએ કહ્યું કે 'હે મહારાજ! મ્હારી એવી ઈચ્છા છે કે આપણે હમણાં કેવળ શબ્દોથીજ વ્યવહાર રાખવો. મ્હારી ઈચ્છા ચાર મહિના સુધી બ્રહ્મચર્યવ્રત પાળવાની છે. માટે એ ચાર મહિના સુધી આપે મ્હારા બ્રહ્મચર્યનો ભંગ કરવો નહિ.'

કામાંધ રાજાને ચાર મહિનાનો વિલંબ ઘણો અસહ્ય તો લાગ્યો પણ જરા સરખી વાત માટે રતિસુંદરીને અપ્રસન્ન નહિ કરવાના વિચારથી ત્હેણે એ બાબત વચન આપ્યું.

સતી રતિસુંદરીએ તે દિવસથી જૈનશાસ્ત્રોમાં લખેલા 'આંબિલ તપ'નો આરંભ કર્યો. સુંદર વસ્ત્રાભૂષણનો ત્યાગ કરીને કઠોર તપશ્ચર્યામાં તે લીન થઇ ગઇ. તપશ્ચર્યાને લીધે એ દિવસે દિવસે વધારે દુર્બળ થવા લાગી.

એક દિવસ રાજા મહેન્દ્રસિંહ ત્હેની પાસે ગયો અને ત્હેને એવી દુબળી પાતળી થઈ ગયેલી જોઇને ઘણુંજ આશ્ચર્ય પામ્યો. ત્હેણે પ્રેમપૂર્વક ત્હેની ખબર અંતર પૂછી, ત્યારે રતિસુંદરીએ

જણાવ્યું કે 'મ્હને હવે સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો છે. મ્હારે ચાર માસ સુધી આંબિલ વ્રતનું તપ કરવું છે. ત્હમે મ્હારા બ્રહ્મચર્યનો ભંગ કરવા યત્ન કરશો તો આપણે બન્નેને નરકમાં પડવું પડશે.' પરન્તુ રતિસુંદરીને આ પ્રમાણે વૈરાગ્ય ઉપજેલો જોઇને રાજાએ ઘણું આશ્ચર્ય બતાવ્યું, ત્યારે સતી રતિસુંદરીએ ત્હેને જ્ઞાનમાર્ગનો ઘણો ઉપદેશ આપ્યો અને સ્હમજાવ્યું કે 'જે દેહના સૌન્દર્ય ઉપર ત્હમે મુગ્ધ થઈ ગયા છો તે દેહ તો મળમૂત્ર વગેરે ગંદી, દુર્ગંધિવાળી વસ્તુઓથી ભરપૂર છે. ત્હેના ઉપર મોહ રાખવો એ મૂર્ખતા છે.' પરન્તુ કામાંધ થયેલા મતિભ્રષ્ટ રાજા મહેન્દ્રસિંહના હ્રુદય ઉપર આવા ઉત્તમ ઉપદેશની કાંઈ પણ અસર થઈ નહિ. ત્હેમણે તો રતિસુંદરીની ચાર મહિનાની અવધિ પૂરી થયા પછી ત્હેની સાથે રતિવિલાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.

ધીમે ધીમે ચાર માસની અવધિ પૂરી થવા આવી, અને રતિસુંદરીએ જોયું કે રાજાની મતિ જરા પણ સુધરી નથી અને હવે એ અવશ્ય મ્હારૂં પાતિવ્રત્ય ભંગ કરશે. એ વખતે એણે પૂર્ણ એકાગ્ર ચિત્તે શાસન દેવીનું સ્મરણ કર્યું, અને આવી મ્હોટી આપત્તિમાંથી પોતાના સતીધર્મનું રક્ષણ કરવાને પ્રાર્થના કરી. દેવીએ ત્હેની પતિભક્તિ ધ્યાનમાં લઇને ત્હેના શિયળના રક્ષણ સારૂ, ત્હેનું બધું સૌન્દર્ય હરી લીધું. એ દિવસથી સુંદરી રતિસુંદરી ઘણીજ કદરૂપી થઇ ગઈ, અને ત્હેને કોડ અને રક્તપિત્ત વગેરે ગંદા રોગ લાગુ પડયા. બીજે દિવસે રાજા જ્યારે સતીની પાસે ગયો ત્યારે ત્હેને આવા ગંદા રોગોથી ભરેલી અને કદરૂપી જોઇને ઘણું આશ્ચર્ય પામ્યો. એવી કદરૂપી

સ્રીનું હરણ કરવા માટે ત્હેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. ત્હેના મનમાં ધીમે ધીમે વૈરાગ્યનો સંચાર થયો અને ત્હેણે રતિસુંદરીને ત્હેના પતિ રાજા ચન્દ્રને ઘેર સહીસલામત મોકલી આપી. પતિને ઘેર પહોંચતાં વારજ રતિસુંદરી દેવીના આશીર્વાદથી ફરીથી પહેલાંનાજ જેવી સુંદર બની ગઇ. રાજા ચન્દ્ર ત્હેની દૃઢતા અને પતિભક્તિ જોઇને ઘણો પ્રસન્ન થયો. બન્ને જણાંએ ઘણાં વર્ષો સુધી પૂર્ણ સુખમાં દાંપત્ય જીવન ગાળ્યું. સતી રતિસુંદરીની કીર્તિ ચારે દિશામાં ફેલાઇ ગઇ.

# ૨૪—નંદયંતી.

આ સતીનો જન્મ સોપારપુર નગરમાં થયો હતો. તે નાગદત્તની કન્યા અને પોતનપુર નગરના સાગરપોત વણિકના પુત્ર સમુદ્રદત્તની પત્ની હતી. બચપણથીજ ત્હેને માતપિતા તરફથી સારૂં શિક્ષણ મળ્યું હતું, એટલે પતિ સાથેનો ત્હેનો સંસાર ઘણો સુખી હતો. સમુદ્રદત્ત પણ વિદ્વાન અને વેપાર રોજગારમાં એક કુશળ યુવક હતો. એક દિવસ એના મનમાં તરંગ આવ્યો કે ‘ મ્હારે પિતાજીની કમાઈમાંથી ક્યાં સુધી તાગડધિન્ના કરવા ? હવે હું મ્હોટો થયો, મ્હારે જાતે કમાઈ કરવી જોઇએ.’ આવા વિચારથી ત્હેણે પોતાના પિતા પાસે દેશાવરમાં વેપાર કરવા જવાની રજા માગી. પરન્તુ એ એકનો એક પુત્ર હોવાથી સ્નેહાળ પિતાએ જણાવ્યું કે ‘ બેટા ! આપણે ધનની ક્યાં ખોટ છે કે તું દેશાવર ખેડવા જાય

છે? ત્હારા વૈભવને માટે તો ઘેર બેઠેજ પુષ્કળ ધન સામગ્રી છે,' પરન્તુ સમુદ્રદત્તના મનમાં એ વાત ઉતરી નહિ. ત્હેણે પિતાને ઘણીએ રીતે સ્હમજાવ્યું કે 'પુત્રે તો આપકમાઈ કરવી જોઇએ. દેશાવરમાં ગયાથી અનુભવ અને હોંશિયારી વધે છે. ઘેર બેઠેબેઠે મન સાંકડું થઈ જાય છે.' વગેરે ઘણી દલીલો આપી. પરન્તુ પુત્રવત્સલ પિતાએ કોઈ પણ ઉપાયે પુત્રને જવાની રજા ન આપી. આખરે સમુદ્રદત્તે છાનામાના ન્હાશી જવાનો નિશ્ચય કર્યો. એક દિવસ મધરાત્રે સૌ કોઈ ભરનિદ્રામાં હતાં ત્યારે એ ઘરની બહાર નીકળ્યો. થોડે દૂર ગયા પછી ત્હેને વિચાર આવ્યો કે 'હું માતપિતાને મળ્યા વગર આવ્યો એ તો ઠીક કર્યું, પણ સ્નેહાળ પત્નીની પાસે છેવટની વિદાય માગવા ન ગયો એ ઠીક ન કર્યું.' એ વિચારથી એ પાછો પોતાને ઘેર ગયો, અને બહાર ઉભો રહીને કમાડના છિદ્રમાંથી નંદયંતીને જોવા લાગ્યો. એ વખતે નંદયંતી જાગી ઉઠી હતી અને પતિને પોતાની પાસે સૂતેલા નહિ જોવાથી તે ચોધાર આંસુએ રોદન કરી રહી હતી. પતિનો વિયોગ અસહ્ય હોવાથી ત્હેણે ગળે ફાંસો ખાઇને મરી જવાનો નિશ્ચય કર્યો હતો. એવામાં સમુદ્રદત્ત બારણાં ઉઘાડીને અંદર આવ્યો અને પ્રેમથી પત્નીને આલિંગન દઇને પોતાના પરદેશગમનનું કારણ જણાવ્યું. નંદયંતી સ્હમજુ સ્ત્રી હતી એટલે એણે પતિના શ્રેયમાંજ પોતાનું શ્રેય માનીને, વિરહવેદનાને મનમાં શમાવીને પ્રસન્ન વદને પતિને દેશાવર જવાની રજા આપી.

સમુદ્રદત્તના ગયા પછી ત્રણ મહિને નંદયંતીને ગર્ભનાં ચિહ્ન જણાવા માંડયાં. આ ઉપરથી ત્હેના સાસુ સસરાને શંકા

આવી કે, છોકરો તો દેશાવર ગયો છે, અને વહુ સગર્ભા છે. માટે આમાં કાંઇક ગોટાળો છે. ત્હેમને નિર્દોષ નંદયંતીના શુદ્ધ ચરિત્ર માટે શંકા ઉત્પન્ન થઇ અને તેથી ત્હેમણે નિષ્કરૂણ નામના એક સેવક મારફતે નંદયંતીને જંગલમાં મોકલાવી દીધી. ત્યાં ગયા પછી નંદયંતીને જ્યારે પોતાને કહાડી મૂકવાનું કારણ જણાયું, ત્યારે તે ઘણું કલ્પાંત કરવા લાગી, અને ઉચ્ચ સ્વરે કહેવા લાગી કે 'હું નિર્દોષ છું. મ્હારે તો મ્હારા સ્વામી વગર બધા પુરૂષો ભાઇ અને બાપ સમાન છે.' પરંતુ દુષ્ટ નોકર ત્હેને જંગલમાં મૂકીને ચાલ્યો ગયો. એટલામાં મૃગપુરનો રાજા પદ્મરાજ ત્યાં એકાએક આવી ચ્હડયો. નંદયંતીનો વિલાપ સાંભળીને તે ત્હેની પાસે ગયો, અને મૃદુ વચનોમાં ત્હેને બધી હકીકત પૂછી. ત્હેનો ઇતિહાસ સાંભળીને રાજાને ઘણી દયા ઉપજી, તેથી એ નંદયંતીને દિલાસો આપીને પોતાની બ્હેન તરીકે ગણીને પોતાની સાથે મૃગપુરમાં લઇ ગયો. ત્યાં આગળ તે રાજાની ઇચ્છા મુજબ પુષ્કળ પુણ્યદાન કરતી, વ્રતનિયમ પાળતી અને રાત દિવસ પતિનું સ્મરણ કરતી. યથાસમયે ત્હેને એક પુત્ર અવતર્યો અને રાજા ત્હેનું પુત્ર પ્રમાણે પાલન કરવા લાગ્યો.

થોડાંક વર્ષ પછી નંદયંતીનો પતિ સમુદ્રદત્ત વેપારમાં પુષ્કળ ધન ઉપાર્જન કરીને ઘેર પાછો આવ્યો. ઘેર આવ્યા પછી ત્હેણે પત્નીની આવી દુર્દશાના સમાચાર સાંભળ્યા, ત્યારે ત્હેને ઘણો ખેદ થયો. ત્હેણે માતપિતાને જણાવ્યું કે 'ત્હમે ઘણીજ ગંભીર ભૂલ કરી છે. નંદયંતી બીલકુલ નિર્દોષ છે. ત્હેને જે ગર્ભ હતો તે મ્હારોજ હતો.' આથી બધાંને ઘણો પશ્ચાત્તાપ

થયો. પત્નીના વિયોગથી વ્યાકુળ થઇને સમુદ્રદત્ત ત્હેની શોધમાં નીકળ્યો. તે ફરતો ફરતો જે નગરમાં નંદયંતી હતી ત્યાં આવી પહોંચ્યો. ત્યાં આગળ નંદયંતી રાજાની આજ્ઞાથી સર્વદા પુણ્ય-દાન કર્યા કરતી હતી. ત્હેણે એક મ્હોટું સદાવ્રત ખોલ્યું હતું, અને પોતે પણ પાસેનાજ એક મકાનમાં રહીને ગરીબ અને દુઃખીઓનું દુઃખ નિવારણ કરતી હતી.

દૈવસંયોગે સમુદ્રદત્ત પણ એ નગરમાં પેઠો તે વખતે ઘણો ભૂખ્યો તરસ્યો થયો હતો. ત્હેણે પણ એ અન્નક્ષેત્રમાં જઈને પોતાની ક્ષુધા નિવારણ કરી. ત્હેણે દૂરથી નંદયંતીને ઓળખી તો લીધી, પણ આટલાં બધાં વર્ષ એકલી રહેવાથી ત્હેનામાં કાંઇ ફરક પડયો છે કે કેમ ? તે જાણવા સારૂ ત્હેણે ત્હેના શિયળની પરીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. ત્હેણે ગામમાંથી એક દૂતીને નંદયંતીની પાસે એ કામ સારૂ મોકલી. ત્હેણે નંદયંતીની પાસે જઇને કહ્યું કે 'હે સુંદરી ! તું ત્હારૂં જીવન આમ એળે શા સારૂ કહાડે છે ? અહિંયાં એક દેવકુમાર જેવો વણિકપુત્ર આવ્યો છે અને તે ત્હારા ઉપર ઘણો મોહિત થઈ ગયો છે. તે પુષ્કળ ધનવાન છે. ત્હારી ઇચ્છા હોય તો હું એની સાથે ત્હારૂં ચોકઠું બેસાડી આપું.'

દૂતીનાં આ વચન સાંભળીને નંદયંતીએ કહ્યું કે 'હે મૂર્ખ સ્ત્રી ! આજે તો તું આવું બોલી છે, પણ ફરીથી કોઇ દિવસ મ્હારી આગળ આવાં વેણ ઉચ્ચારીશ નહિ. સતીનું તેજ કેટલું હોય છે ત્હેની ત્હને હજુ ખબર નથી. તું વધારે આગ્રહ કરીશ તો હું આત્મહત્યા કરીશ, અને ત્હેનું પાપ ત્હારે શિર ચોંટશે.' તે દૂતીએ આવીને સમુદ્રદત્તને બધી વાત જણાવી. સમુદ્રદત્ત

પત્નીનું પાતિવ્રત્ય જોઇને ઘણોજ પ્રસન્ન થયો અને એ પોતાનો ખરો વેશ ધારણ કરીને નંદયંતીને જઇને મળ્યો. સતીએ દૂરથી પતિને આવતા જોઇને, વેગથી સ્હામી જઇને દૃઢ આલિંગન આપ્યું. કેટલીકવાર સુધી બન્ને ચૂપાચૂપ રહ્યાં. ત્હેમની આંખમાંથી આ અણધાર્યા મિલનને લીધે ચોધાર આનંદાશ્રુ નીકળવા લાગ્યાં. બન્નેએ લાંબા વખત સુધી સુખદુઃખની વાતો કરીને પોતાના જીવને શાંત કર્યા. મૃગપુરના રાજાને આ શુભ સમાચાર મળ્યા એટલે એ પણ ઘણો પ્રસન્ન થયો અને ત્હેણે ધામધુમ સાથે નંદયંતી અને ત્હેના પતિને વિદાય કર્યાં.

સતી નંદયંતી અને સમુદ્રદત્તે ઘણાં વર્ષો સુધી સુખપૂર્વક ગૃહસંસાર ચલાવ્યો. જૈનશાસ્ત્રકારો કહે છે કે પૂર્વ જન્મમાં ભિક્ષા માગવા આવેલા કોઇ સાધુની ઉપેક્ષા કરવાના પાપને લીધે સતી નંદયંતીને પતિવિયોગનું આવું દારૂણ દુઃખ આટલાં વર્ષ સુધી ભોગવવું પડયું હતું.

## ૨૫–રોહિણી.

સતી રોહિણીનું લગ્ન પાટલીપુત્ર નગરના એક ધનાવહ નામના શેઠની સાથે થયું હતું. એ ઘણી સદાચારી અને પતિભક્ત હતી.

ત્હેનો ધણી એક સાહસિક વેપારી હતો. એક વખત એ વેપાર અર્થે દૂર દેશાવરમાં પ્રવાસે નીકળ્યો હતો. સતી રોહિણી પતિની ગેરહાજરીમાં રાતદિવસ ત્હેનું ધ્યાન ધરીને, પતિવ-

તાના ધર્મનું પાલન કરતી અને સરળતાથી જીવન નિર્ગમન કરતી હતી.

એક વખતે ગ્રીષ્મ ઋતુમાં સતી રોહિણી પોતાના ઘરના છજામાં બેઠી હતી. તે વખતે પાટલીપુત્ર નગરનો રાજા નન્દ ક્રીડાને અર્થે બગીચામાં જઇ રહ્યો હતો. રસ્તામાં ત્હેની નજર છજામાં બેઠેલી રોહિણી ઉપર પડી. રાજા નન્દ બીજી રીતે ઘણો સદ્‌ગુણી હોવા છતાં પણ કામાંધ હતો. રોહિણીનું અપૂર્વ સૌન્દર્ય જોઇને તે અત્યંત કામવિહ્વળ થયો. રોહિણીની સાથે ક્રીડા કરવાને ત્હેનું મન તલપાપડ થઇ ગયું. રાજાએ ઘેર જઇને પોતાની એક દૂતીને ત્હેની પાસે મોકલી. દૂતીએ પોતાના સ્વભાવ પ્રમાણે ત્હેને ઘણા મીઠા શબ્દોમાં લલચાવી. પરન્તુ સતી રોહિણી કાંઈ ભોળવાઇ જાય એવી સ્ત્રી નહોતી. એ સ્હમજી ગઈ કે રાજાનું મન મ્હારૂં શિયળ ભંગ કરવાનું છે. હમણાં હું ના કહીશ તો એ જબરદસ્તી કરીને મ્હારૂં હરણ કરશે. માટે કોઇ બીજી યુક્તિ શોધવી જોઇએ. વિચાર કરીને ત્હેણે દૂતીને જણાવ્યું કે ‘ રાજાએ મ્હને મળવું હોય તો ગુપ્ત રીતે રાત્રીને સમયે મ્હારે ઘેર આવવું.’ એમ કહીને સતી રોહિણીએ, રાજાએ દૂતીની સાથે મોકલેલી ભેટ સ્વીકારી. દૂતીએ જઇને રોહિણીનો સંદેશો રાજાને કહ્યો. રાજા એના ઉત્તરથી ઘણો પ્રસન્ન થઇ ગયો, અને રાતને વખતે એ સુંદર વસ્ત્રાભૂષણ સજીને રોહિણીના ઘરમાં ગયો. રોહિણીએ રાજાને માનપૂર્વક બેઠક આપી. સતી રોહિણી ભોંય સ્હામી નજર રાખીને રાજાની સ્હામે બેઠી. પછીથી ત્હેણે પોતાની સખીઓને સ્વાદિષ્ટ રસોઇ બનાવવા કહ્યું, તથા બીજી દાસી પાસે એક કિંમતી

થાળમાં ફળફળાદિ મંગાવ્યાં. રાજા એ ફળ ખાઇને ઘણો પ્રસન્ન થયો. પછી રોહિણી ત્હેને મહેલ ઉપરની ચંદ્રશાળામાં લઇ ગઈ. ત્યાં આગળ ચન્દ્રની શીતળ જ્યોત્સ્નામાં રાજાની આંખ મળી ગઈ. થોડી વાર પછી ત્હેની ઉંઘ ઉડી અને ત્હેણે પીવાને પાણી માગ્યું, રોહિણીએ પાણી લાવી આપ્યું અને જાતજાતની વાનીઓનું ભોજન કરાવ્યું. જમી રહ્યા પછી રાજાએ પૂછ્યું ‘આ રસોઈમાં કેટલીક વાનીઓ સ્વાદિષ્ટ છે અને કેટલીક ફીક્કી છે, ત્હેનું શું કારણ ?’ રોહિણીએ કહ્યું ‘એનો વિવેક ત્હમારે સ્હમજવા જેવો છે. જેમ આ વસ્તુઓને વિષે સ્વાદિષ્ટપણું અને બેસ્વાદપણું છે તેમ સ્ત્રીઓને વિષે પણ સરસપણું અને વિરસપણું છે. સુંદર સ્ત્રીને જોઇને પુરૂષ ભ્રમમાં પડી જાય છે, પણ અંતે એ પણ નીરસ છે. કામાતુર પુરૂષો મૂર્ખતાને લીધે સુંદર સ્ત્રીઓને જોઇને વિકારી થાય છે. હે મહારાજ ! આપ તો સર્વ પ્રજાના પિતા છો, અને અનીતિને માર્ગે પ્રવર્તવું એ રાજાને માટે મ્હોટું કલંક છે. તેથી આપે એ માર્ગનું ઉલ્લંઘન કરવું ન જોઇએ ’ સતી રોહિણીનાં આવાં વચનો સાંભળીને રાજાનું હૃદય પીગળી ગયું. પોતાની ખરાબ દાનત માટે ત્હેના હૃદયમાં ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. ત્હેણે ઉભા થઇને ઘણાજ વિનયપૂર્વક રોહિણીની ક્ષમા માગી, અને ત્હેની પ્રશંસા કરતો કરતો પોતાને મહેલે ગયો.

થોડા સમય પછી રોહિણીનો પતિ ધનાવહ શેઠ દેશાવરમાંથી ઘણું ધન કમાઇને દેશમાં પાછો આવ્યો, ત્યારે રોહિણીએ ત્હેને આ સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એથી ધનાવહ શેઠના મનમાં રોહિણીને માટે શંકા ઉપજી. ત્હેણે ધાર્યું કે પોતાની ગેર-

હાજરીમાં એણે જરૂર રાજા સાથે વિષયભોગ કર્યો હશે. એવી ખોટી શંકા આણીને ત્હેણે પત્નીનો ત્યાગ કરવાનો મનમાં વિચાર કર્યો.

એટલામાંજ આકાશમાં વાદળાં ચ્હડી આવ્યાં, અને તોફાન સાથે મુસળધાર વરસાદ પડ્યો. એ વરસાદથી નદી નાળાં ઉભરાઇ આવ્યાં. તે વખતે પાટલીપુત્ર નગરની પાસેની નદીમાં પણ જોશભેર પૂર આવ્યું, અને પાણી શહેરની ભણી આવવા માંડ્યું. આખું શહેર જળમાં ડૂબી જવાનો સમય આવી પહોંચ્યો. આવે વખતે રાજાને સતી રોહિણીનું સ્મરણ થઇ આવ્યું. ત્હેણે ત્હેને બોલાવવા મોકલ્યું અને કહ્યું કે 'બ્હેન! આ પૂરને પાછું વાળ.' રાજાની આજ્ઞા મળતાં વાર સતી રોહિણીએ હાથમાં જળ લઇને કહ્યું 'જો મ્હેં આ જન્મમાં સાચું પતિવ્રત પાળ્યું હોય તો આ જળનો વેગ શમી જજો.' સતીના મુખમાંથી એટલા શબ્દો નીકળતાં વારજ નદીનું પાણી આગળ વધતું બંધ થયું. આથી આખા નગરના લોકો ત્હેના સતીત્વનાં વખાણ કરવા લાગ્યા, અને ધનાવહ શેઠના મનમાંથી પણ પત્નીના શિયળ માટેની શંકા દૂર થઇ ગઈ.

ત્યાર પછી સતી રોહિણીએ પતિસેવા, વ્રત, ઉપવાસ, ધર્માનુષ્ઠાન, સત્સંગ અને પરોપકારમાં બાકીનું જીવન ગાળ્યું. ધન્ય છે એવી સતીને!



# ૨૬—દેવસ્યમિતા.

દેવસ્યમિતા ધર્મગુપ્ત નામના એક વાણિયાની કન્યા હતી. ધર્મગુપ્ત દેવનગરીનો નિવાસી હતો. બાલ્યાવસ્થામાંજ ત્હેણે કન્યાને પોતાની શક્તિ અનુસાર વાંચતાં લખતાં શિખવ્યું હતું. દેવસ્યમિતા રૂપવતી, ગુણવતી અને સુશીલ ધર્માત્મા સ્ત્રી હતી. રામાયણ અને મહાભારતની કથાઓ ઉપરાંત બૌદ્ધ ધર્મની કથાઓ પણ તે સારી પેઠે જાણતી હતી. જ્યારે દેવસ્યમિતા જુવાન થઇ ત્યારે ધર્મગુપ્તે તામ્રલિપ્તિ નગરીના મણિભદ્ર નામના એક સુંદર અને ધાર્મિક યુવક સાથે એનું લગ્ન કરી દીધું. પતિપત્નીમાં ઘણો મજબૂત પ્રેમ બંધાયો. દેવસ્યમિતા પતિવ્રતા સ્ત્રી હતી. ઘરનાં બધાં માણસો એનાથી પ્રસન્ન હતાં. ધર્મનું શિક્ષણ મળેલું હોવાથી એ સાધુ સન્ત અને સંન્યાસીઓની સેવા અને સહાયતા કરતી હતી. ભૂખ્યો તરશ્યો જે કોઇ જઇ ચ્હડે ત્હેનો સત્કાર કરતી હતી. આડોશીપાડોશીની વહુ દીકરીઓ પર એનો વિશેષ પ્રેમ રહેતો હતો. એ સ્હવારના પહોરમાં ઘણું વહેલી ઉઠતી અને સ્નાન કરીને સૌથી પહેલાં સાસુ અને ઘરની વડીલ સ્ત્રીઓને પગે લાગતી. પછી ઘરનું કામકાજ કરવામાં ગુંથાતી. સાસુસસરાને એ પોતાના કામકાજ અને સેવાથી એવાં પ્રસન્ન રાખતી કે તેઓ એનેજ ઘરની માલિક ગણતાં અને એને પૂછયા વગર પાણી પણ નહોતાં પીતાં. એ જ્યારે પડોશની સ્ત્રીઓને મળવા જતી ત્યારે એમને ધર્મનું શિક્ષણ આપતી. દેવાલયમાં જતી

આવતી તો ત્યાં પણ ખાલી ટાહેલાં અને કાથાકુથલી કરવાને બદલે ધર્મ અને નીતિ સંબંધીજ વાતચીત કરતી. સાસરે આવ્યા પછી થોડા દિવસોમાંજ એણે બધાંને પોતાને વશ કરી લીધાં. બધાં એને ખરા અંતઃકરણથી ચાહતાં હતાં. એનો બીજાઓ ઉપરનો પ્રેમ, ધર્મ તથા કથા ઉપરનો પ્રેમ અને પૂજાપાઠ જોઇને એનાં સાસુ સસરા વારંવાર કહ્યા કરતાં હતાં કે આ વહુ હમારા કુળને પવિત્ર અને ઉજ્વલ કરનારી દેવી છે.

વિવાહ થયા પછી કેટલાંએ વર્ષો સુધી એમનું જીવન આનંદમાં વ્યતીત થયું. પરન્તુ એવામાં દૈવવશ એના સસરાનું મૃત્યુ થયું. એમના મરી ગયાથી સાસુને સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો અને ઘરખટલાનો બધો ભાર વહુ દેવસ્યમિતા ઉપર નાખીને પોતે ઈશ્વરભજન કરવા લાગ્યાં. દેવસ્યમિતાએ એ ભાર ઘણી ખુશીથી ઉપાડી લીધો. સ્હાંજના પહોરની એ રોજ સાસુને ધર્મપુસ્તકો વાંચી સંભળાવતી હતી. મણિભદ્ર જે આટલા દિવસ બાપના રાજ્યમાં સુખચેનમાં દિવસ ગાળતો હતો, ત્હેને પિતાના મૃત્યુથીજ શોક થયો. કારણ કે હવે ધંધારોજગારની બધી જવાબદારી એને માથે આવી પડી.

મણિભદ્ર ધીરજ ધરીને બાપની જગ્યાએ દુકાને બેઠો. એ પણ વાણિયાનો છોકરો હતો એટલે વેપારમાં ઘણો હોંશિયાર હતો. એના મિત્રો વેપારને માટે પરદેશ જવા લાગ્યા ત્યારે એને પણ સાહસ ખેડવાની ઈચ્છા થઈ. દેવસ્યમિતાને પતિના વિયોગથી ઘણું દુઃખ થયું પણ એ વેપાર તે પતિનો ધંધો છે અને દેશાવર ખેડ્યા વગર વેપારની પૂરી માહિતી મળતી નથી, તથા પૂરતો પૈસો પેદા થતો નથી. એવું વિચારીને એણે

પોતાનો ખેદ હૃદયમાં છુપાવી રાખીને પતિને પ્રસન્ન વદને વિદેશ જવાની રજા આપી. છુટાં પડતી વખતે પતિ પત્નીએ પોત-પોતાની વીંટીઓ એક બીજાને પહેરાવી કે જેથી હમેશાં એમને પરસ્પર પ્રેમનું સ્મરણ થયાં કરે.

જે દિવસે મણિભદ્ર પરદેશ ગયો તેજ દિવસથી દેવસ્યમિતાએ બધા અલંકારો ઉતારીને પેટીમાં મૂકી દીધા, અને સાદાં વસ્ત્ર પહેરીને એ દિવસ ગાળવા લાગી. ઘરના કામકાજથી જે ફૂરસદ મળતી તે વખતમાં તે સાસુ પાસે જઇને બેસતી અને એમની આગળ ધર્મનાં પુસ્તકો વાંચવામાં વખત ગાળતી.

મણિભદ્ર વહાણમાં બેસીને કટાહ નામના નગરમાં ગયો. અને ત્યાં દુકાન કરીને વેપાર ધંધો ચલાવવા લાગ્યો, ત્યાં એને બે ચાર દુરાચારીઓ સાથે દોસ્તી બંધાઇ. બપોરે દુકાનમાંથી ફૂરસદ મળતી ત્યારે એ લોકો સાથે બેસીને દારૂ પીતા અને ખરાબ અસભ્ય કામોમાં પોતાનો વખત ગાળતા. એ મિત્રો ઘણાજ દુરાચારી, અસભ્ય અને ખરાબ ચાલચલણના હતા. એક દિવસ તેઓ દારૂ પીને મસ્ત બન્યા હતા ત્યારે સ્ત્રીઓનીજ નિંદા કરવા લાગ્યા. મણિભદ્ર પણ નશામાં ચકચૂર હતો. ત્હેણે કહ્યું 'ત્હમે જૂઠા છો. સ્ત્રીઓ ઘણી ભલી અને સુશીલ હોય છે, મ્હારી સ્ત્રી એટલી બધી સતી છે, કે લોકો એને દેવીની માફક પૂજે છે.' એ દુષ્ટ મિત્રોએ મણિભદ્રના ઘરનું ઠામઠેકાણું પૂછી લીધું અને પાછળથી એ લોકોએ એવો ઠરાવ કર્યો કે તામ્રલિપ્સી નગરમાં જઇને મણિભદ્રની સ્ત્રીને છેતરીને ત્હેનું સતીત્વ ભ્રષ્ટ કરવું અને પછી મણિભદ્રને શરમાવવો.

આવો વિચાર કરીને એ દુરાચારીઓ તામ્રલિપ્સી નગરમાં

આવ્યા અને એક બુદ્ધ મંદિરની ધર્મશાળામાં ઉતારો રાખ્યો, અને ધીમે ધીમે પોતાના અન્યાયી કામની જાળ ગુંથવા લાગ્યા. એમણે વિચાર્યું કે કોઇ સ્ત્રીની મદદ વગર એવા કામમાં ફાવી શકાય નહિ. માટે એ મંદિરમાં એક બૌદ્ધ સંન્યાસિની રહેતી હતી, ત્હેને પૈસા ટકાની લાલચ આપીને પોતાના પક્ષમાં લીધી. એણે જ્યારે એ કામ પાર ઉતારી આપવાની ખાત્રી આપી ત્યારે એ હરામખોરો ઘણા ખુશ થઈ ગયા અને મનમાં વિચારવા લાગ્યા કે 'એ ઉંચા કુળની વહુ આ સંન્યાસિનીના ફંદામાંથી નહિ છુટે, એટલે થોડા દિવસ પછી હમે મણિભદ્રને સ્ત્રીઓની નીચતા અને બેવફાઇ સાબિત કરી આપી શકીશું.'

એ વૃદ્ધ સંન્યાસિનીને બરોબર શિખવીને એ દુષ્ટોએ દેવસ્યમિતાને ઘેર મોકલી. સુશીલ, પુણ્યવતી દેવી દેવસ્યમિતાએ તપસ્વિની જાણીને એનો સારો આદરસત્કાર કર્યો, અને દયા લાવીને પૂછ્યું કે 'આજે આપે અહિં પધારવાની તસ્દી શા માટે લીધી ?'

એ ઢોંગી વૃદ્ધ સાધુડી પોતાની મતલબ છુપાવીને બહારથી ધર્મની વાતો કરવા લાગી. દેવસ્યમિતાએ એની ધર્મ સંબંધી વાતોથી પ્રસન્ન થઇને એનો ઘણો સત્કાર કર્યો અને કદી કદી આવતાં જતાં રહેવાની વિનંતિ કરી. એ ડોશીને તો એટલુંજ જોઇતું હતું. એણે જાણ્યું કે હવે મ્હારી મનઃકામના પૂરી થવાની. એ દિવસથી એ રોજ દેવસ્યમિતાને ઘેર જવા આવવા લાગી.

જ્યારે પરસ્પર વધારે પરિચય થઇ ગયો ત્યારે એ વૃદ્ધ સંન્યાસિનીએ વાતવાતમાં દેવસ્યમિતાના યૌવન અને પતિવિયોગ સંબંધી વાત કહાડીને દિલગીરી જણાવી. બિચારી ભોળી યુવતી આ કર્કશાના છળપ્રપંચમાં શું સ્હમજે. એ તો એમજ જાણતી

હતી કે આ સંન્યાસિની એક બ્હેનપણી તરીકે વાતો કરે છે. અને એને લીધે એણે એની વાતો ઉપર બહુ ધ્યાન ન આપ્યું. એક દિવસ જ્યારે દેવસ્યમિતા એકલી બેઠી હતી ત્યારે એણે લાગ જોઇને પેલા કટાહ દેશથી આવેલા ચાર જુવાન બદમાશ વેપારીઓને આવવાનો ઈશારો કર્યો અને સતીને કહ્યું કે એ યુવકો ત્હારા વિરહથી વ્યાકુળ થઇ રહ્યા છે અને તું એકવાર ત્હેમની તરફ પ્રેમથી ઝાંખે એવી ત્હેમની ઇચ્છા છે.

બુઢ્ઢી તપસ્વિનીની આવી હલકી વાત સાંભળીને દેવસ્યમિતા ચમકી ઉઠી. હવે એને એ દુષ્ટાના આવવાનું ખરૂં કારણ સ્હમજાયું. ત્હેણે સમયસૂચકતા વાપરીને, હસીને કહ્યું 'ઠીક હું કાલે ત્હમારી વાતનો જવાબ આપીશ.' બુઢ્ઢી ચાલી ગઇ, અને મનમાં ને મનમાં પ્રસન્ન થઇને ઘણી ફૂલાઈ જવા લાગી. એને ખાત્રી થઇ કે હવે તો સતીને ફસાવી છે. અભિમાન સાથે એણે પોતાના મેમાનોને એ વાત જણાવી. એ લોકો પણ આનંદના દરિયામાં ગરકાવ થઇ ગયા.

દેવસ્યમિતાએ બુઢ્ઢીના ગયા પછી બધી હકીકત પોતાની સાસુને કહી સંભળાવી. સાસુએ કહ્યું 'કાલથી એને ઓટલે ન ચ્હડવા દઇશ.' પણ દેવસ્યમિતા ઘણી ચતુર હતી. એણે વિચાર્યું કે 'એ બધા હરામખોરોને સજા કર્યા વગર ન છોડવા જોઇએ.' એણે સાસુને સ્હમજાવીને રાતે એ વાણીઆઓને પોતાને ઘેર બોલાવવાની રજા માગી લીધી.

બીજે દિવસે જ્યારે એ બુઢ્ઢી આવી ત્યારે દેવસ્યમિતાએ ત્હેને હસીને કહ્યું કે 'ઠીક, એ યુવકોને આજે અમુક સ્થળે લઇ આવજો. હું એમને પૂછીશ કે તેઓ મ્હને શા માટે મળવા માગે છે.'

રાતે બધા સૂઇ ગયા એટલે એ વૃદ્ધ સંન્યાસિનીએ એકે એકે એ ચારે યુવકોને ઘરમાં પેસાડયા. એ ઓરડામાં દેવસ્યમિતાએ પોતાના બે વિશ્વાસુ નોકરોને પણ રાખ્યા હતા. ત્હેમના હાથમાં તપાવેલા લોઢાના કુતરાના પંજા હતા. ઘરમાં પેસતાં વારજ એ નોકરોએ એ દુષ્ટોના માથામાં એ કુતરાના પંજાના ડામ દીધા અને રાતમાં ઉપરથી એમને નીચે ફેંકી દીધા. એમની ઘણીજ દુર્દશા થઇ. સૂર્ય ઉગતાં પહેલાં એ લોકો શરમાઇને મંદિરમાંથી ચુપચાપ ચાલ્યા ગયા અને એ વૃદ્ધ સંન્યાસિનીને પણ પોતાની ગત કહી ન શકયા. માથા ઉપરના ડામ કોઇ જુએ નહિ માટે માથે કપડું બાંધી દીધું.

દેવસ્યમિતાએ બીજે દિવસે એ સંન્યાસિનીને બોલાવીને ખૂબજ ધમકાવી અને કહ્યું કે 'તું આ પ્રમાણે લોકોને છેતરવા માટેજ સંન્યાસિનીનો વેશ ધારણ કરે છે? ધિક્કાર છે ત્હને! વેશ તો સાધુનો રાખે છે અને ધંધો કુટણીનો કરે છે. તું ઇન્દ્રવર્ણાના ફળ જેવી છે, કે જે દેખાવમાં સુંદર પણ અંદરથી કડવું ઝેર. ત્હારા ચાર બદમાશોને તો મ્હેં ખૂબ સ્વાદ ચખાડયો છે, હવે બોલ, ત્હારી શી વલે કરૂં? કે જેથી ત્હારા જેવી ઢોંગી સ્ત્રીઓ હવેથી ચેતીને ચાલે.'

એ બુઢ્ઢી બ્હી ગઇ અને રોતે રોતે દેવસ્યમિતાને પગે પડી. એની સાસુ વચ્ચે પડી પણ દેવસ્યમિતાએ કહ્યું 'નહિ, સાસુજી એને તો સજા કરવીજ જોઇએ. દુષ્ટોને વ્યાજબી સજા નહિ કરવાથી પાપ વધતું જાય છે અને અંતે ધર્મકર્મનો લોપ થઇ જાય છે.'

આખરે સાસુજીની સલાહથી એણે એ બુદ્ધ મંદિરના

પૂજારીને બોલાવ્યો અને એ સંન્યાસિનીનું પોગળ વિસ્તારથી કહી સંભળાવ્યું, અને ત્હેને સલાહ આપી કે એ ડોશીને હવેથી મંદિરમાંથી કહાડી મૂકવી. તેમજ મંદિરના બીજા સાધુ તથા સંન્યાસીઓ ઉપર ચાંપતી દેખરેખ રાખવી, જેથી તેઓ સંસારી મનુષ્યોના આચરણને બગાડી ન શકે. પૂજારીએ એમનું કહ્યું માનીને એ ડોકરીને મંદિરમાંથી કહાડી મૂકી.

આ બનાવ બન્યા પછી બે ચાર દિવસે દેવસ્યમિતાને વિચાર આવ્યો કે એ બદમાશો કંઈ સંપ કરીને પરદેશમાં મ્હારા પતિ ઉપર મ્હારી દાઝ ન કહાડે? તેથી એણે પોતાની સાસુને કહ્યું કે ‘ બા! ત્હમારા પુત્રના સમાચાર ઘણા દિવસ થયાં આવ્યા નથી. એ ચારે વાણીઆઓ એમના દોસ્ત હતા અને એમને પ્રસાદી ચખાડી છે, એટલે મ્હને શંકા રહે છે કે એ લોકો મ્હારૂં વેર એમના ઉપર ન લે? આપ આજ્ઞા આપો તો હું પોતે પરદેશમાં જઇને એમનું રક્ષણ કરૂં અને ક્ષેમકુશળ એમને લઇને પાછી આવું. સાસુએ પહેલાં જરા આનાકાની કરી પણ પછીથી વિચાર કર્યો કે વહુ ધર્માત્મા છે, એને કાંઈ પણ વિઘ્ન આવવાનો સંભવ નથી. પછીથી એમણે વહુને પતિની શોધમાં જવાની રજા આપી.

દેવસ્યમિતાએ સાસુને પગે પડીને આશીર્વાદ લીધો; તથા પોતાની દાસીઓને સાથે લઇને પુરૂષના વેશમાં વહાણમાં બેસીને એ કટાહ બંદર પહોંચી. અને પોતાના પતિની દુકાનની પાસે મકાન ભાડે રાખીને ઠાઠમાઠથી રહેવા લાગી. મણિભદ્રે એને જોઇ; એણે જાણ્યું કે એનો ચહેરો પોતાની સ્ત્રીના જેવો છે, પણ ત્હેનો વેશ પુરૂષનો હોવાથી એને જઇને મળવાનું કે વાત-

ચીત કરવાનું સાહસ એનાથી ન થયું. એણે એમ જાણ્યું કે, આ કોઇ મ્હારા દેશના શેઠિયાનો પુત્ર છે.

કુસંગને લીધે મણિભદ્ર જુદાજ રંગમાં રંગાઇ ગયો હતો. એના જે ચાર મિત્રો તામ્રલિપ્તી નગરીથી પાછા આવ્યા હતા. ત્હેમણે દેવસ્યમિતા ઉપર વેર લેવાને માટે એની વિરૂદ્ધમાં ઘણી ખરાબ ગપ્પો મારી અને એમ કરીને મણિભદ્રના મનમાં પોતાની સતી સ્ત્રી માટે ખરાબ અભિપ્રાય બેસાડયો. દેવસ્યમિતા ત્યાં રહીને એ દેશની શિખવા યોગ્ય બધી વાતો શિખી અને પછી એક દિવસ ત્યાંના રાજાની કચેરીમાં જઇને કહ્યું કે 'મ્હારા ચાર ગુલામો ન્હાસી આવીને આપના રાજ્યમાં સંતાઈ ગયા છે. આપ તપાસ કરીને એમને મ્હારે સ્વાધીન કરો.' એ દેશનો રાજા સૂરસેન ઘણો ધર્માત્મા અને નીતિકુશળ હતો. એણે આ પરદેશી વેપારીની ફરિયાદ સાંભળીને કહ્યું 'ત્હારા ગુલામોનો પત્તો દેખાડ એટલે એમને બાંધી મંગાવીને ત્હારે હવાલે કરીશું.' દેવસ્યમિતાએ એ ચારેનાં નામ બતાવ્યાં. એ ચારે યુવકો એ રાજ્યના પ્રસિદ્ધ અને ધનવાન શેઠ શાહુકારોના પુત્ર હતા. પહેલાં તો કોઇને એની વાત ઉપર વિશ્વાસ ન આવ્યો. પણ એમને પકડી મંગાવ્યા; પછી રાજાએ પુરૂષવેશધારી દેવસ્યમિતાને પૂછયું કે 'જ્હેમને તું દાસ કહે છે એ તો મ્હારા રાજ્યના ધનાઢય શાહુકારોના પુત્રો છે. તું છેતરાય છે. એમનું અપમાન કરવાના કસુરમાં તું પોતે કંઇ ફસાઈ ન જાય.'

દેવસ્યમિતાએ કહ્યું 'મ્હારા દાસોના માથામાં કુતરાના પંજાનું ચિહ્ન હોય છે. આ લોકોએ પાઘડીની નીચે એ ચિહ્નને સંતાડી દીધું છે. આપ એમની પાઘડી ઉતરાવીને જાતે જુઓ

કે એ મ્હારા દાસ છે કે નહિ ?' જ્યારે રાજાની આજ્ઞાનુસાર ત્હેમની પાઘડીઓ ઉતારવામાં આવી ત્યારે એમના માથા ઉપર ખરેખાત કુતરાના પંજાનાં ચિહ્ન દેખાયાં. બધા એ ચિહ્ન જોઇને ઘણું આશ્ચર્ય પામ્યા. રાજાએ ઘણીએ વાર એ યુવકોને એ ચિહ્નોના સંબંધમાં ખુલાસો પૂછયો પણ શરમના માર્યા એ ચારે જણા ચૂપ રહ્યા. પોતાના બચાવમાં એ એક પણ શબ્દ ન બોલી શકયા.

દેવસ્યમિતાથી હવે ન રહેવાયું. એણે એ પાપીઓના અન્યાયની તથા ત્હેમને પડેલા મારની વાત મૂળથી માંડીને કહી સંભળાવી. રાજા એની વાત સાંભળીને ક્રોધથી તપી ગયો અને એ અપરાધમાં એમને ચારેને કેદની સજા કરી. પરન્તુ જ્યારે એમનાં માબાપોએ દેવસ્યમિતાને પગે પડીને વિનયપૂર્વક ક્ષમા માગી ત્યારે એણે રાજાને વિનતિ કરીને એ લોકોની સજા માફ કરાવી.

રાજાએ સતી દેવસ્યમિતાના પતિવ્રતધર્મનાં ઘણાં વખાણ કર્યાં, અને બહુ ધન તથા અલંકાર આપીને એને માનપૂર્વક તામ્રલિપ્તી નગરમાં વિદાય કરી. મણિભદ્ર પણ પોતાની સ્ત્રીનું ચરિત્ર સાંભળીને ઘણો પ્રસન્ન થયો, ત્હેની બધી શંકાઓ જતી રહી અને એ પણ પોતાની પત્ની સાથે ઘેર ગયો.

મણિભદ્રની માતાને જ્યારે દેવસ્યમિતાના બધા વૃત્તાંતની ખબર પડી ત્યારે ત્હેણે વહુને છાતી સરસી ચાંપીને, પોતાના હૃદયને ઠંડું કર્યું. અને પ્રસન્ન થઈ જઇને કહ્યું 'વહુ ! તું દેવી છે. ઈશ્વર ત્હારા સૌભાગ્યને અચળ રાખે. ત્હારા જેવી દેવીઓથી સ્ત્રીજાતિની પ્રતિષ્ઠા વધે છે.' નગરવાસીઓએ જ્યારે આ

સમાચાર સાંભળ્યા ત્યારે ત્હેમના આનંદનો પાર રહ્યો નહિ. દેવસ્યમિતા માટે ત્હેમના હૃદયમાં વિશેષ પ્રેમ ઉત્પન્ન થયો.

જે દેશ અને જે જાતિમાં એવી ધર્માત્મા સ્ત્રીઓ ઉત્પન્ન થાય છે તે દેશ અને તે જાતિને ધન્ય છે !

# ૨૭–સુલેવા પંડિતા.

કાશીની પાસે પૂર્વ દિશામાં ગંગા નદીને કિનારે રામનગર નામનું એક ગામ છે. ઘણાં વર્ષોથી કાશીના રાજાઓની રાજધાની તરીકે એ શહેર પ્રસિદ્ધ છે. એ રાજધાની જો કે સાત સાત માળની હવેલીઓનું અભિમાન ધરાવતી નથી, તોપણ કાશીના મહારાજાઓની વિદ્વત્તા અને વિદ્યાની કદરને લીધે એ મ્હોટા મ્હોટા પંડિતો અને સંસ્કૃતના મહાન્ વિદ્વાનોનું આશ્રયસ્થાન ગણાયું છે.

આ રામનગરમાં કૃષ્ણવર્મા નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. સાધારણ રીતે વર્મા શબ્દ ક્ષત્રીઓના નામની પાછળ લગાડવામાં આવે છે. પણ કાંતો વર્મા એના નામનોજ ભાગ હોવાથી કે કોઇ ખાસ કારણથી એ વર્મા કહેવાતો હતો. એ બ્રાહ્મણ સંસ્કૃતનો સારો વિદ્વાન્ હતો. અને શાસ્ત્રોનાં વ્યાખ્યાન આપનારાઓમાં એની ગણત્રી પહેલી થતી હતી.

સુલેવા ત્હેની પુત્રી હતી. એ પોતાના પિતાની એકની એક છોકરી હતી, વિદ્વાન્ બ્રાહ્મણે ત્હેને છોકરાની પેઠે કાળજી

રાખીને ભણાવી હતી. સુલેવા કેવળ પુરાણ, ધર્મશાસ્ત્ર અને જ્યોતિષમાંજ વિદ્વાન્ નહોતી, પણ વેદાન્તસૂત્રોની વ્યાખ્યા કરવામાં પણ એની બુદ્ધિ ઘણી વખાણવા લાયક હતી. એ સામાન્ય સુંદર, બેઠાઘાટની અને દુબળી પાતળી હતી. જ્યારે એ યુવાવસ્થામાં આવી ત્યારે માતપિતાએ લોકવ્યવહાર અને શાસ્ત્રાનુસાર જગન્નાથ શાસ્ત્રી નામના એક યુવાન પંડિત સાથે ત્હેનું લગ્ન કરી દીધું. જગન્નાથ પણ વિદ્વાન હતો એટલે આ બેનો સંબંધ સોનામાં સુગંધ જેવો થઇ પડયો. એ પતિની સેવાને પોતાનો મુખ્ય ધર્મ સ્હમજવા લાગી અને ત્હેની સેવામાં રહીને ત્હેની પાસે ન્યાય, સાંખ્ય, વૈશેષિક અને મીમાંસાદિ ગ્રન્થોમાં પૂર્ણ વિદ્વાન થઇ ગઈ.

સુલેવા એ બધાં શાસ્ત્રોમાં ઘણી વિદ્વાન બની ગઇ એટલે વિદ્યાનો પ્રચાર કરવાને અને દેશની ઉન્નતિ કરવા સારૂ એણે રામનગરમાં એક કન્યાશાળા સ્થાપી. પતિની આજ્ઞાનુસાર તે એમાં છોકરીઓને ભણાવ્યા કરતી હતી. હિન્દુઓની બાલિકાઓ અને વિધવાઓ એ કન્યાશાળામાં શિક્ષણ લેવા આવતી હતી. સુલેવા એમને ધર્મસંબંધી ઉપદેશ આપતી હતી, અને વિદ્યા ભણવાનો ત્હેમને શોખ વધે એટલા માટે ઘણી રીતે ત્હેમને ઉત્તેજન આપતી હતી. એ વખતે વેદાન્તની ચર્ચા ઘેરે ઘેર હતી. સામાન્ય સ્ત્રીઓમાં પણ ઈશ્વર, જીવ અને પ્રકૃતિના વિષય ઉપર વાદવિવાદ ચાલ્યા કરતો હતો. સુલેવાને પણ વેદાન્તનો ઘણો શોખ હતો અને ત્હેણે રચેલો તત્ત્વદર્શન સંબંધી સંસ્કૃત ગ્રન્થ આજ પણ ત્હેની વિદ્વત્તાના ચિહ્ન રૂપે મોજુદ છે. એ ગ્રન્થ એણે પોતાનીજ બુદ્ધિથી રચ્યો હતો, કે તેના પતિએ પણ એમાં તેને મદદ કરી

હતી, એ કંઈ નિશ્ચિત નથી. ગમે તેમ હો પણ અનુમાનથી એવીજ ખાત્રી થાય છે કે એ સુલેવાની બુદ્ધિનો પ્રકાશ છે.

સ્ત્રીપુરૂષ બન્ને આનંદપૂર્વક રામનગરમાં આયુષ્ય ગાળતાં હતાં. એમને કંઇ સંતાન નહોતું. એ સમયમાં તીર્થયાત્રા એ મુખ્ય ધર્મ ગણાતો હોવાથી એ બન્નેને તીર્થયાત્રા કરવાની ઇચ્છા થઈ. એ સમયે મદ્રાસના પ્રસિદ્ધ નગર શ્રીરંગપટ્ટણમાં પંડિતોની એક મ્હોટી સભા ભરાવાની હતી. દૂર દેશાવરથી પંડિતો ત્યાં એકઠા થયા હતા. જીવ અને ઈશ્વરનો સંબંધ શો છે ? એ નક્કી કરવા માટે આ સભા ભરાઈ હતી. એ સભામાં દ્વૈતવાદી અને અદ્વૈતવાદી દરેક સંપ્રદાયોના મુખ્ય મુખ્ય પંડિતો આવ્યા હતા. ખાસ કરીને મધ્વાચાર્ય, રામાનુજાચાર્ય અને શંકરાચાર્યના શિષ્યો ઘણી મ્હોટી સંખ્યામાં આવ્યા હતા. એવી જાતના શાસ્ત્રાર્થો ઘણા ઉપયોગના છે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે વાદવિવાદ કરવાથી તત્ત્વબોધ થાય છે. પરન્તુ ઘણી વખત એવું બને છે કે વાદવિવાદ કરનારાઓ ધર્મનું ખરૂં રહસ્ય શોધી કહાડવાનો પોતાનો મૂળ ઉદ્દેશ ભૂલી જાય છે અને હઠે ભરાઇને ગમે તે પ્રકારે પોતાનો કક્કો ખરો કરવા મથે છે. કોઈ કોઈ વાર તો એમાંથી કજીયો પણ થઇ જાય છે અને મારામારી ઉપર પણ વાત આવે છે. શ્રીરંગપટ્ટણની સભામાં પણ બે મત પડી ગયા. બન્ને પક્ષના વિદ્વાનો હઠે ભરાઇને પોતપોતાનો મત ખેંચતા હતા. દક્ષિણ દેશના રામાનુજ સંપ્રાદાયવાળાઓને શંકરાચાર્યનાં વચનો ઉપર એટલો બધો તિરસ્કાર છે, કે ઘણીખરી વાર એ બે જણા શાસ્ત્રાર્થ કરતાં કરતાં લ્હડી મરે છે, અને મારામારી ઉપર આવી જાય

છે. આ સભામાં પણ એવુંજ થયું. જ્યારે સુલેવાએ જોયું કે આ લોકો બધા હઠે ભરાયા છે, અને એક પક્ષવાળા શાન્ત થઈને બીજાનું કહ્યું સાંભળતા નથી, ત્યારે એ પોતાના પતિની આજ્ઞા લઈને પંડિતોની સભામાં બોલવા ઊભી થઇ; અને તેણે ઈશ્વર અને જીવના વિષય ઉપર એક ઉત્તમ વ્યાખ્યાન આપ્યું. એણે ન્યાય અને દલીલથી એ લોકોને સ્હમજાવ્યા અને પોતાનાં મધુર વાકયોથી એમના ક્રોધાગ્નિને શાંત કરીને, સત્યનું શિક્ષણ આપ્યું.

સુલેવાએ કહ્યું ' સદ્ગૃહસ્થો ! આવા વિદ્યાવિલાસનો તાત્પર્ય એ છે કે લોકોમાં વિચાર કરવાની શક્તિ વધે, કારણ કે વિચારથી અંતઃકરણનો પડદો ઉઘડે છે અને સત્ય અને અસત્યનો નિર્ણય કરીને મનુષ્ય જ્ઞાનના બળવડે પરમ પદનો અધિકારી થાય છે. આપ મહાત્માઓનો આવી સભા મેળવવાનો પ્રયાસ ધન્યવાદને પાત્ર છે. જે પ્રયત્ન સત્યના સ્વીકારને માટે અને અસત્યના ત્યાગને માટે કરવામાં આવે છે, તે પ્રયત્નને ધન્ય છે ! પરન્તુ આ શાસ્ત્રાર્થનું પરિણામ એવું આવે કે લોકો ઉલટા પોતાના પક્ષ ઉપર જીદ્દી થઇ જાય તો ત્હમારો પરિશ્રમ વ્યર્થ ગયો સ્હમજવો. લગભગ એક માસથી હું આપનાં ભાષણો સાંભળી રહી છું, પરન્તુ એમાંથી કાંઈ સાર નીકળ્યો હોય એમ મ્હેં જોયું નહિ. કર્મકાંડી પોતાનો પક્ષ ખેંચે છે, દ્વૈતવાદી ઈશ્વર અને જીવ જુદા છે એમ સાબિત કરે છે, અને અદ્વૈતવાદી ઈશ્વર અને જીવમાં કાંઈ ભેદ નથી એમ જણાવી રહ્યા છે. જો આપનો શાસ્ત્રાર્થ ન્યાય મુજબ થઇ રહ્યો હોત તો મ્હારે ત્હમારી ભરી સભામાં બોલવાની જરૂર ન પડત. પુરૂષોની સભામાં સ્ત્રી-

ઓનાં વ્યાખ્યાન આજકાલ અનુચિત સ્હમજવામાં આવે છે, પણ આપ જાણતા હશો કે વિદ્યાનો મુખ્ય સંબંધ સરસ્વતી દેવી સાથે છે. સરસ્વતી સ્ત્રી છે અને તે હક્કને લીધેજ નિમંત્રણ વગર આવેલા મેમાનની પેઠે હું આપની સભામાં હાજર થઇને ત્હમારા પરસ્પરના વિવાદને મટાડવાની ઇચ્છા રાખું છું. ત્હમે લોકો બીજા વિષયો ઉપર નકામા વાદવિવાદ કરી રહ્યા છો. ધર્મના મૂળને છોડતા જાઓ છો. જો મૂળ પદાર્થ ઉપર ધ્યાન આપતા હોત તો પરસ્પર દ્વેષ અને વેર કદી ઉત્પન્ન ન થાત. ઈશ્વર અને જીવને એક તેમજ જુદા સાબીત કરવા માગનારાઓનો ભાવાર્થ એજ છે કે કર્મ, ઉપાસના અને જ્ઞાનથી ઈશ્વરની નિકટતા એવી રીતે સ્હમજવામાં આવે કે ત્હમારૂં ધ્યાન અંતઃકરણથી પર એવી વસ્તુમાં ચોંટે. એને ‘નિર્વિકલ્પ સમાધિ’ કહે છે. એજ ‘કૈવલ્ય’ કહેવાય છે અને એજ પરમ પદ છે. એ પરમપદને પામવા માટેજ જીવ બ્રહ્મની એકતા ઉપર વિચાર કરવામાં આવે છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણે એક પુષ્પલતાનાં ત્રણ ફૂલ છે અને એ બધાનો ઉદ્દેશ એકજ છે. કર્મકાંડી કહે છે કે આપણે શુભ કર્મ, પુણ્ય, દાન આદિથી પોતાના હૃદયને એટલું દૃઢ બનાવવું જોઇએ કે એ વિકારોથી દૂર રહે. ઈશ્વરનો ઉપાસક પ્રેમી ભક્ત સદા પ્રસન્ન રહે છે. એ પરમાત્માના ધ્યાનમાં એવો લીન થઇ જાય છે, કે તે પોતાની જાતને ભૂલી જાય છે. ઈશ્વર વગર બીજી કોઇ વસ્તુ એના ધ્યાનમાં આવતી નથી. એ પરમાત્મામાંજ જીવે છે અને પરમાત્મામાંજ મરે છે. તન, મન, ધનથી એ ઈશ્વરના ચરણોમાં લીન થઇ જાય છે. જ્ઞાની હરેક કામ બરોબર તપાસીને કરે

છે. દરેક વાતના મૂળ તત્ત્વ ઉપર ધ્યાન રાખે છે. એ સર્વ-શક્તિમાન પરમાત્માનું ધ્યાન ધરીને પોતાના હૃદયને વિશાળ બનાવે છે. જળનું એક બિંદુ અને સમુદ્ર, એ બેની અવસ્થામાં એને કાંઇ ભેદ નથી જણાતો. બધા તત્ત્વજ્ઞાનનું એજ પરિણામ છે. બધાના પ્રયત્નોનો એજ સારાંશ છે. જ્યારે બધાનો આ-દર્શ એક છે ત્યારે શા માટે આપણે પરસ્પર વાદવિવાદ કરવો જોઇએ ?

સુલેવાનું વ્યાખ્યાન પૂરૂં થયું એટલે લોકો ત્હેનાં ઘણાં વખાણ કરવા લાગ્યા. બધો ટંટો મટી ગયો. અને વિદ્વાનોની એ ગંજાવર સભાએ સર્વાનુમતે સુલેવાને 'પંડિતા'ની પદવી આપી, ત્યારથી એ દક્ષિણ દેશમાં અને બનારસ નગરમાં 'પંડિતા સુલેવા'ના નામથી પ્રસિદ્ધ થઇ.

દક્ષિણમાં પણ પડદાનો રિવાજ નહિ હોવાથી એ સભામાં ઘણી સ્ત્રીઓ પણ એકઠી થઇ હતી. પંડિતાની વિદ્વત્તા જોઇને એમણે એક દિવસે સુલેવાને પોતાને ત્યાં નિમંત્રણ આપીને સ્ત્રીધર્મ ઉપર વ્યાખ્યાન આપવાની પ્રાર્થના કરી. સુલેવાએ ત્હેમની વિનંતિ સ્વીકારીને સ્ત્રીઓની સભામાં જે વ્યાખ્યાન આપ્યું તે ઘણું સરસ છે. એણે કહ્યું 'બ્હેનો ! આ શરીર હાડકાં, ચામડી અને રૂધિરનું બનેલું છે. એમાં માથાથી તે પગ સુધી મળમૂત્ર ભરેલાં છે. સ્નાન કરીને ત્હમે બહારથી ગમે તેટલાં ચોખ્ખાં થાઓ પણ અંદરથી તો એવાં ને એવાંજ ગંદાં છો. આ શરીર એક પુતળા જેવું છે, કે જેની અંદર ગંદા ગાભા ભરેલા હોય છે, પણ બહારથી સારાં કપડાં લત્તાં પહેરાવીને તેને શણગારવામાં આવે છે. જો શરીરનું એક એક

અંગ જુદું કરીને બતાવવામાં આવે તો ત્હમને સૂગ ચ્હડયા વગર રહે નહિ. એટલા માટે આ શરીરનું અને ખૂબસુરતીનું અભિમાન કરવું એ મિથ્યા છે. વ્હાલી બ્હેનો ! આ શરીર નાશવાન અને ક્ષણભંગુર છે. ઇન્દ્રિઓ દુર્બળ થઇ જાય છે ત્યારે આંખ, કાન, હાથ, પગ, લાચાર થઇ પડે છે અને એ વખતે એનાં એજ અંગ જોઇને આપણને ઘૃણા થાય છે. આપણું સૌન્દર્ય એક કમળપુષ્પના જેવું છે; જેમ એ પુષ્પ સૂર્યના કિરણોથી વિકાસ પામે છે અને સૂર્યાસ્ત થતાં કરમાઈ જાય છે, તેમજ આપણા શરીરની જુવાની પણ ચાર દહાડાની છે. બ્હેનો ! આપણને ઘણું ખરૂં સાંસારિક પદાર્થો એકઠા કરવાની અને સુખ ભોગવવાની ઘણી આકાંક્ષા રહે છે, એ ચીજો મેળવવાના ઘણા યત્નો કરીએ છીએ. પરન્તુ તૃષ્ણા કોઇ દિવસ શાન્ત થતી નથી. એ તૃષ્ણા ખરૂં જોતાં મૃગતૃષ્ણા છે. એની પાછળ આપણે આપણા ધર્મ–કર્મને ભૂલી જઇએ છીએ. પરિણામ એ થાય છે કે, જ્યારે અન્તસમય આવી પહોંચે છે, ત્યારે હાય હાય કરીને પસ્તાવું પડે છે. પણ એ વખતે પસ્તાયાથી કાંઈ વળતું નથી. એટલા માટે પહેલેથીજ સંસારના સુખવિલાસની કામનાને મિથ્યા સ્હમજવી જોઇએ. વ્હાલી બ્હેનો ! ત્હમારી અવસ્થા ખરૂં જોતાં તપની અવસ્થા છે. ત્હમારૂં પોતાનું કાંઈ નથી. ત્હમે સંસારમાં આનંદ આપવા માટે પ્રસિદ્ધ છો. ત્હમે પતિ, સંતાન, પાડોશી, આડોશી, મિત્ર અને જીવજન્તુઓનું અન્નદ્વારા પાલન કરો છો. ત્હમે લક્ષ્મીસ્વરૂપ છો. ઘરની અંદર તેમજ બ્હાર ત્હમારી રચના જોઇને દીલ ખુશ થઈ જાય છે. સદાચરણ, સદ્વ્યવહાર અને સુપ્રબંધ એ ત્હમારાં કર્તવ્યો

છે. ત્હમે પોતાના ઘરનાં દ્રવ્ય અને આભૂષણોની રક્ષક અને સ્વામી છો. દરેક કામ ત્હમારા હાથે થાય છે. ત્હમે સરસ્વતી કહેવાઓ છો. દુનિયા ત્હમારી મારફતે પ્રથમ શિક્ષણુ મેળવે છે. બાળકો ઉપર ત્હમારો અધિકાર ઘણો છે. બ્હેન તરીકે ત્હમે ભાઇને વીરતા અને પુરૂષાર્થના માર્ગ ઉપર ચલાવો છો. પુત્રી તરીકે માતાપિતા અને કુટુંબીઓ ત્હમારી પૂજા કરે છે. ત્હમારા વગર કોઈ કાર્ય સિદ્ધ થતું નથી. એટલા માટે ત્હમારે સુશીલ અને ગંભીર બનવાની ઘણી જરૂર છે.' આ ઉપરાંત બીજી પણ સ્ત્રીઓને ઉપયોગી ઘણી વાતો કહીને એણે સ્ત્રીઓનાં હૃદયને ઉન્નત કર્યાં. ત્યાર પછી એ પોતાના પતિની સાથે એ ગામમાંથી ચાલી ગઇ. તીર્થયાત્રા કરી રહ્યા પછી બન્ને જણાં રામનગર પાછાં આવ્યાં. એમની તીર્થયાત્રાથી ઘણા લોકોને ફાયદો પહોંચ્યો; અને ત્હેમને પણ દેશના જુદા જુદા પ્રાન્તોનો અનુભવ થયો.

ઘણાં વર્ષો સુધી એ લોકો રામનગરમાં રહ્યાં. સુલેવા પતિને પ્રસન્ન રાખવાનો સદા પ્રયત્ન કરતી હતી. આખરે જગન્નાથ શાસ્ત્રીના દહાડા પૂરા થયા અને એ સંસાર છોડીને સ્વર્ગમાં ગયા. સુલેવાને મનથી હવે સંસાર અંધારો થઇ ગયો. પતિ-વિયોગથી ત્હેને જે દુઃખ થયું ત્હેનું વર્ણન થઇ શકે એમ નથી. લોકો એને દિલાસો આપવા લાગ્યા કે 'ઈશ્વરની ઇચ્છા આગળ કોઇનું ચાલતું નથી. સંસાર ક્ષણભંગુર છે. ઈશ્વરની ઈચ્છા પ્રબળ છે.' સુલેવાએ કહ્યું 'ત્હમે. સાચું કહો છો. હું પોતે એ બધું જાણું છું. પરન્તુ મ્હને શોક એ વાતનો છે કે પતિદેવ સ્વર્ગમાં પહેલાં ચાલ્યા ગયા. આ શરીર જે પતિનું જ

હતું તે પણ હવે પતિની સાથે જશે. પતિની સાથે જવાથીજ મ્હને શાન્તિ મળશે.' આ ઉપરથી લોકો સ્હમજી ગયા કે સુલેવા અવશ્ય સતી થશે.

પછી સુલેવાએ ચિતા ખડકવાની આજ્ઞા આપી. જુનાં કપડાં ઉતારીને નવી ચુંદડી પહેરી. સૌભાગ્યનાં ઘરેણાં નખથી તે માથા સુધી પહેર્યાં અને સિંદુરની ડબ્બી હાથમાં લઇને, ચિતા ઉપર મૂકેલી પતિની લાશની પરિક્રમા કરીને હસતી હસતી ચિતા ઉપર પતિના પગ આગળ બેસી ગઇ. લોકોએ કહ્યું કે 'રિવાજ તો એવો છે કે પતિનું શિર ખોળામાં લઇને સતી થાય છે.' સુલેવાએ કહ્યું કે મ્હારી જગ્યા તો પતિના પગ નીચે છે. હું મ્હારી જુની જગ્યા નહિ છોડું.'

આ વખતે સુલેવાએ વધારે વાતો ન કરી. એકાગ્ર ચિત્તે ત્હેણે ઈશ્વરની પ્રાર્થના કરી કે 'હે ભગવાન! ફરીથી આ સંસારમાં જન્મ આપે, તો આજ પતિની સાથે મ્હારો વિવાહ થાય એ મ્હારી અન્તિમ પ્રાર્થના છે.' થોડી વારમાં ચિતાનો અગ્નિ સળગી ઉઠયો અને જોતજોતામાં ધર્માત્મા સુલેવાનો પવિત્ર દેહ પંચમહાભૂતમાં મળી ગયો.



# "તમારા ખાસ હિતની વાત."

**" કહે, નેપોલીઅન દેશનું કરવા આબાદાન;**
**સરસ રીત છે એજ કે દો માતાને જ્ઞાન."**

જો તમે તમારો, તમારાં સગાં વહાલાંનો, તમારી જ્ઞાતિનો અને તમારા દેશનો સંસાર, વ્યવહાર તથા પરમાર્થ અધિક આનંદમય, ઉન્નત, નીતિમય, પ્રેમમય, ઉદાર, સરળ અને સફળ થયેલો જોવાને ઇચ્છતા હો તો તમારી બીજી ગમે તેવી રોકાણોમાંથી સમય કહાડીને પણ તમારા કુટુંબમાંની સ્ત્રીઓ, બહેનો, કુળવધૂઓ અને કન્યાઓને વાંચતાં શીખવો. અને તમારી આ સર્વથી મ્હોટી અને પવિત્ર ફરજ બજાવ્યા પછી તમારી બીજી સર્વે આવશ્યકતાઓ અને ખર્ચામાં થોડીક કસર વેઠીને પણ સર્વથી પહેલીજ તકે તેઓના હાથમાં નીચેનાં ખાસ સ્ત્રી ઉપયોગી પુસ્તકો મૂકો. દરેક સમજુ મનુષ્ય સ્હેલાઇથી તે મેળવી શકે તેટલા માટેજ તે અતિ સસ્તાં કહાડેલાં છે.

**નીચેના બન્ને ગ્રંથોમાં આ દેશમાં થઈ ગએલી સતી સાધ્વીઓ, વિદુષીઓ, વીરકન્યાઓ અને વીરાંગનાઓ ઈત્યાદિ મહાન સન્નારીઓનાં અતિ રસિક, સુબોધદાયક, અને અસરકારક સેંકડો ઉત્તમ ચરિત્રોનો ઉપયોગી સંગ્રહ ઉત્તમ શૈલી અને સરળ ભાષામાં આપેલો છે. "હિંદની મહાન સ્ત્રીઓ" નામે આ પુસ્તકમાં પણ તેમાંનાંજ કેટલાંક ચરિત્રો અક્ષરશઃ આપેલાં છે.**

**માનવજીવનની ઉન્નતિ અને સુખપ્રાપ્તિના સાધન તરીકે આવા ચરિત્રગ્રંથોના જેવાં રૂડાં સાધન બીજાં થોડાંજ હશે.**

## ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૧ લો. પૃષ્ઠ ૭૨૦ રૂ. ૧, પાકું પૂઠું ૧ા પો.૦ા

**આમાં પ્રાચીન ૧૨૫ મહાન સતીસાધ્વીઓનાં ચરિત્રો છે.**

## ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ૨ જો. પૃષ્ઠ ૭૫૦ રૂ. ૧, પાકું પૂ. ઠું ૧ા પો.૦ા

**આમાં ઐતિહાસિક સમયની ૧૮૦ મહાન સ્ત્રીઓનાં ચરિત્રો છે.**

**સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયની શાખા, અમદાવાદ.**